ॐ तत्सत् परमात्मने नमः

श्री

# સતી લીલાવતી.

## જીવન ચરિત્ર

શ્રી જૈન ધર્મનો બોધ અને જૈન બંધુઓને
પાળવાના આચાર વિચાર સહીત.

રચિ પ્રસિદ્ધ કર્તા


નરસીંહ મેહેતા નૉવેલના કર્તા
દલાલ જેઠાલાલ વાડીલાલ


——(:*:)——

દોહરો

જૈન શાસન પ્રભાવથી ઘેર લાવી ભરથાર
વેશ્યા યારી છોડવી સુધાર્યો સંસાર

——(:o:)——


અમદાવાદ.

આવૃતી પહેલી — પ્રત. ૨૦૦૦

શંવત ૧૯૬૩ — સને ૧૯૦૭

( મુલ્ય ફક્ત દોઢ રૂપીઓ )

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ.-અમદાવાદ.

# અર્પણ પત્રીકા.

**ધર્મ અર્થ કામ અને મોક્ષના અધિપતિ**

**શ્રી જૈન ધર્મ શાસન નાયક શ્રી કેવળી**

**ભગવાનની પવિત્ર શેવામાં**

કૃપા, ક્ષમા, અને દયાની મુર્તી ! આપની સુપ્રેરણાથી જૈન
ધર્મની વૃદ્ધિ કરનાર, અને જૈન ધર્મના આચાર વિચાર
દર્શાવનાર સતી લીલાવતી કે જે ધર્મના પુન્ય-
પસાયે પતિને વેશ્યા યારી તજાવી, દુરાચરણી
પતીને સદ્‌ગુણી બનાવી સંસાર સુખ અ-
નુભવી છેવટે સંસાર ને અસાર જાણ્યો,
અને તે દંપતીએ છેવટમાં સંજમ
ગ્રહી તમારા પદને પ્રાપ્ત થયાં તેમનું
જીવન ચરિત્ર તમારા શેવકે લ-
ખ્યું, તે શ્રમ આપ કૃપાળુની
કૃપા વડે કરીનેજ સફળ
થયો, તેથી આ ત-
મારા પદને પ્રાપ્ત
થયેલાં દંપત્તિ
ના જીવન
ચરિત્રનું
લઘુ
પુસ્તક
આપનેજ
સમર્પણ કરી
અત્યાનંદ પામુંછું,
તો મુજ રંકની આ
અલ્પ ભેટ સ્વી-
કારી કૃતાર્થ
કરશોજી.

લી. દાસાનુ દાસ જેઠો.

# પ્રસ્તાવના.

**લીલાવતી** જીવન ચરિત્ર સંસારમાં કહેવાતા દરેક મનુષ્યના ઘટ ઘરમાં વાસ કરી રહેલા સાચા ચાર કામ, ક્રોધ, મદ, મોહ, લોભ અને અભિમાન તેને હાંકી કાઢનાર બોધરૂપી લાકડીરૂપ છે.

જૈન ધર્મનું મનન કરવાથી આત્મ બોધ મળે છે અને તેથી ધર્મ ઉપર પુરણ શ્રદ્ધા બેસે છે; અજ્ઞાની મનુષ્યોને ધર્મનો બોધ વાંચવાથી, તેમના ઉપર તેની અસર થતાં હીંસા, ચોરી, ચાડી, જારી વિગેરે પાપકર્મ કરતાં ડરે, અને તેવાં કર્મોમાંથી મુક્ત થાય, તો સ્હેજમાં તેમનું કલ્યાણ થાય તે માંનવારૂપ છે.

જૈન ધર્મના આચાર વિચાર પાળવાથી ધર્મના પસાયે કરીને સતી લીલાવતી પતીને વશ કરીને વેશ્યાચારી તજાવવામાં સફળ થઇ છે, તે વાર્તા જગ જાહેર છે; તેની વાર્તાનું મનન કરવાથી જૈન ધર્મના પ્રભાવ નહી જાણનાર અજ્ઞાની મનુષ્યો પણ ધર્મનો બોધ ગ્રહણ કરી ધર્મને રસ્તે દોરાયા શીવાય નહીજ રહે તે નિઃસંદેહ છે.

લીલાવતી પતીથી તજાતાં પારાવાર પસ્તાવામાં પડી, ત્યારે તેની સખીએ લીલાવતીનો પશ્ચાતાપ દુર કરવા સમજાવેલો જૈન ધર્મનો બોધ, અને તેવાં દ્રષ્ટાંતો, મહામુનીએ લીલાવતીને તેનો પુર્વ ભવ જણાવી જૈન બંધુઓ અને બહેનોને પાળવાનો સમજાવેલો આચાર વિચાર, સુમતીવિલાસનો પશ્ચાતાપ અને સંસાર સુખ અનુભવી છે, વટમાં સંસારને અસાર જાણી ગ્રહણ કરેલો સંજમભાર, એવા ઘણા વિષયો મનન કરવા યોગ્ય છે જે વિષયો મ-

નન કરવાથી ધર્મ ઉપર શ્રદ્ધા ચોટી જ્ઞાન પ્રાપ્ત થયા શિવાય નહીંજ રહે.

આવું ઉત્તમ બોધિક અને જૈન ધર્મના આચાર વિચારનું ભાન કરાવવાવાળું પુસ્તક લખવા **કેવળીભગવાને** મને સદ્‌બુદ્ધિ આપી. તેથી હું તે દિનદયાળ નોધારાના આધારનો આભાર માનું છું, અને **ચોવીસે તિર્થંકરોને** તનમનથી પ્રણામ કરૂં છું.

આવું જૈન ધર્મ બોધિક સતિ લીલાવતી જીવન ચરિત્રનું પુસ્તક લખવા તે કૃપાળુની કૃપાથી ભાગ્યશાળી બન્યો તેથી અવતાર સફળ માનું છું.

મારા લખાણુમાં લખાણુની અને પ્રૂફ સુધારવાની સઘળી ખામીને માટે ક્ષમા ચાહું છું.

લી. શેવક

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**





ॐ तत्सत् परमात्मने नमः

શ્રી

# લીલાવતી

## જીવન ચરિત્ર.

———(०)———

### મંગલા ચરણ.

श्लोकार्धेन प्रवक्ष्यामी यदुक्तं ग्रंथ कोटी भीः
केवळी सत्यं अवर मीथ्या, जीवो केवळीनापरः

**અર્થ**—જે કરોડો ગ્રંથમાં કહ્યું છે તે અર્ધા શ્લોક વડે કહું છું, કે કેવળી ભગવાન તેજ સાચા છે, અને જગત (એટલે) માયા અને મીથ્યાત્વ તે સર્વ જૂઠું છે.

### સ્તુતિ.

કર્તા—પ્રભુ જય જય સુમતી સ્વામી

મયા કરો જીન શાસન નાયક, વિભુ શિરનામી—પ્રભુ૦
લીલાવતી સમ સતિ શિયળવતી, કીર્તિ અમર જગનામી;
ધર્મ પસાયે ભોળવી લાવી, વેશ્યા ઘરેથી નિજ સ્વામી—પ્રભુ
લીલાવતીનો ચિતાર, ધર્મ માર્ગ પ્રેરનાર,
શ્રોતા પ્રત્યે મૂકું બહાર, સ્હાય માગુ કિરતાર—જય

# પ્રકરણ ૧ લું.

## સુખી દંપત્તિ.



આ જે ગ્રિષ્મ ૠતુ હોઇ સાંજનો સમય છે; પૃથ્વીના સાચા પંથી સુર્યનારાયણ આખી પૃથ્વીની મુસાફરીના થાકથી થાકી ગયેલા, ધીમા ધીમા પોતાના ઘરમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતા; નિશાચરો રાત્રીનું રજ્ય સ્થાપન થવાની તૈયારી હોવાથી, આનંદમાં મસ્ત બની રહ્યાં હતા; ચકોરી ચંદ્ર ઉદયની રાહ જોઈ રહી હતી; કમળનાં પુષ્પો કે જે સુર્યનારાયણના રાજ્યમાં પોતાની પાંખડીઓ ફેલાવી પ્રફુલ બની કળીઅલ મોરની માફક આનંદિ દેખાતાં હતાં, તે કમળ પુષ્પો સુર્યનારાયણનું રાજ્ય નષ્ટ થવાથી ફેલાવેલી પાંખડીઓ બીડી દઇ શોકાતુર જેવાં દેખાવા લાગ્યાં. પંખીઓ પણ રાત્રીનો વિશ્રામ લેવા, ટોળે મળી પોત પોતાના માળે જવા લાગ્યાં. ત્યાં સુર્ય નારાયણ મેર બેઠા. ( અર્થાત અસ્ત થયા ) તે અરસામાં એક સુખી દંપત્તી પોતના મનહર બગીચામાં દ્રાક્ષના મંડપ નીચે નાંખેલા ગાદી જડીત્ર સોફા ( કોચ ) ઉપર બેશી આનંદની વાતો કરવામાં મશગુલ બન્યાં.

પુરૂષ કહે પ્રિયા! પુર્વ ભવના પુન્યોદયથી આપણને આ અથાગ સાહ્યબી અને જોઇએ તેવું સુખ ( અર્થાત ) દેવતાઓને પણ દુર્લભ એવું સુખ આ ભવમાં મળ્યું છે, અને ઉત્તમમાં ઉત્તમ શ્રાવીક ( અર્થાત ) જૈન ધર્મમાં અવતાર પ્રાપ્ત થયો છે. અને આ ભવની કરણી આગલાભવ

ભોગવવાની છે (અર્થાત) પામવાની છે. માટે પુન્ય રૂપી કમાઇ મુકી પાપ રૂપી નુકશાની ન થાય, તેનીજ કાળજી રાખવાની છે.

સતી કહે પ્રાણુનાથ! આપનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. પુર્વ ભવની કમાઈ આ ભવ મળી છે. સંપતી અને સંતતી તે બંન્નેનું સુખ પુર્વ ભવની કમાઇ શિવાય ક્યાંથી મળે! પુર્વ ભવનાં પુન્યે કે કોક વૃદ્ધના પુન્ય પસાયે કરીને સંપતિ અને સંતતિનું સુખ પ્રાપ્ત થયું છે, અને અતિ ઉત્તમ જૈન ધર્મને પામ્યાં છીએ; નહી તો સર્વ વાતે સુખ ક્યાંથી હોય! સંપતિ હોય તો સંતતિ ન હોય, ને સંતતિ હોય તો સંપતિ ન હોય. એક વાતનું દુઃખ તો હોય હોયને હોયજ; આ બીચારા વિરચંદ શાહને સંપતીનું સુખ છે, તો બીચારાને કોઇ ખાનાર નથી, ને પેલા દીપચંદ શાહને બીચારાને સંતતિમાં સાત છોકરાં છે, તો બીચારાને ખાવાના સાંસા છે, પરાણે ગુજરાન ચલાવે છે; ઇશ્વરને ઘેર અન્યાય તો ખરો, કે કોઇ સર્વ વાતે સુખી નહી?

પુરૂપ કહે પ્રિયા! તમારી ભુલ છે, ઇશ્વરને ઘેર અન્યાય નથી. જુઓ એક જગ્યાએ મેં સાંભળ્યું છે તે કહું છું.

### રાગ મરાઠી સાખી.

પુર્વ કમાઇ આ ભાવ ખાવી આ ભવ અગમને માટે
અગમ ચેતી લઇ ને ધરતુ દિલમાં પુન્ય કમાઇ ઉચાટે
મન શઠ થા માં, રહે આગલી ચિંતામાં—મન

માટે પ્રિયા જેવું કરવું તેવું ભરવું, અને વાવવું તેવું લણવું; તેમણે તેવી કમાઇ કરી હશે, તેથી તેમને એક વાતનું સુખ મળ્યું, તેમાં ઇશ્વરને ઘેર અન્યાય શેનો

## મરાઠી સાખી.

સત્ય રાજ્ય છે પ્રભુજી કેરૂ ન્યાય વસ્યો નિજ ધામે
બાવળનું બી બોઇને કોઈ મીષ્ટ આમ નવ પામે
કરવું જેવું, આગળ પામવાનું તેવું.
દેશ રાય પૈશેથી રીઝે જગત રાય છે ન્યારો
માયાથી તે મુક્ત રહીને ભક્તિ વશ છે થનારો
જર જોઈએ નહી, એ જગરાયની ભક્તિ મહી.

સત્ય છે પ્રાણનાથ, ઇશ્વર અન્યાઇ નથી; તે તો ક્ષમા અને દયાની મુર્તિ છે. જો પામર જીવોનાં કર્તવ્યો જોઇ ક્ષમા અને દયાનો અંશ તજે, તો પામર જીવોનું ઠેકાણું સરખુ પણ ના પડે; આપણને સંપતિમાં અથાગ દ્રવ્ય અને સંતતીમાં પુત્ર અને પુત્રી આપ્યાં છે, તે પુર્વનાં પુન્યોદય નોજ પ્રતાપ.

પુરૂષ કહે પ્રિયા, પુત્ર અને પુત્રી એ બે સંતતિ આપણને પ્રાપ્ત થઈ છે, તે પણ જૈન ધર્મનાં બાલી. બન્ને ભાઇ બ્હેનનો જૈનધર્મ ઉપર શું ભાવ! હર હમેશ શેવા, પુજા, સામાયક, પ્રતિક્રમણ, વિગેરે સત્ય નિષ્ટાંથી દરેક પુણ્ય કાર્ય કરે છે, અને આટલી ન્હાની ઉમ્મરમાં તેમનો આવો ભાવ જોઇ, મને ઘણોજ હર્ષ ઉપજે છે.

સ્ત્રી કહે પ્રાણનાથ, પુત્રની ઉમ્મર જો કે સોળ વર્ષની થઇ, પણ પુત્રી તો ફક્ત નવજ વર્ષની થઇ છે; છતાં તેના પુન્ય કર્મ મનને ચકિત કરી નાંખે છે, અને તેવા

પુન્ય પસાએ બંન્નેને સાસરાં પણ તેવાંજ મળયાં છે.

પુરૂષ કહે પ્રિયા, કેમ ના મળે! પુન્યનો પસાય ન્યારો છે; લગ્ન વાસ્તે આપણને જે મહુરતીઓ મળ્યો તેમાં કાંઈ ખામી છે? ઉંચકુળ, ગુણીઅલ અને ડાહ્યા મુરતીઓ, પૈશે ટકે સુખી, અને તેનાં સાસરીઆં ધર્મ ચુસ્ત; અને પુત્ર માટે જે કન્યા મળી છે, તે નીતો અવધિ! દેવ રૂપ સરખી કન્યા, અને વધારામાં તેના સસરાને ફક્ત એકજ પુત્રી છે, એટલે છેવટમાં તેનો વારસદાર પણ તે જ છે; વેવ્હાઈને ઘેર પુષ્કળ સંપતિ છે.

સ્ત્રી કહે પ્રાણનાથ, આપણી છે એટલી સંપતી ભોગવે તો ઘણીએ છે, એવી પરાઇ આશ રાખે એવો મારો પુત્ર નથી સર્વે વાતે કુશળ, અને ચૌદ વિદ્યાનો જાણ છે આપણા સુધી આવું! રત્ન કયાંથી હોય પણ તે સઘળો ધર્મનોજ પસાય.

પુરૂષ કહે પ્રિયા, પ્રતિક્રમણ કરવાનો સમય થયો છે, માટે ચાલો; વખત થવા આવ્યો છે. સ્ત્રી કહે ભલે ચાલો; એમ કહી બંન્ને દંપતી મ્હેલ તરફ ગયાં.

વ્હાલા વાંચક વૃંદ! આ સુખી દંપતિને તમે ઓળખ્યાં તો હશે! જો ન ઓળખ્યાં હોય તો ઓળખો, કે એ આ જંબુદ્વીપમાં અતિ ઉત્તમ ભરત ક્ષેત્રમાં ઇંદ્રપુરી તુલ્ય કૌશંબીનગ્રીના નગરશેઠ સદારળ અને તેમની પવિત્ર ભાર્યા સેજલદે હતાં.



## પ્રકરણ ૨ જું.

### સુમતીવીલાસ અને સ્વાર્થ દત્ત.



સુમતી વીલાસ ઘણોજ બુદ્ધિશાળી અને સર્વ વિદ્યા સંપન્ન હતો સોળ વર્ષની વયે તેણે સર્વ વિદ્યામાં પ્રવિણ થયો હતો. તે સર્વ વિદ્યામાં કુશળ હોઇ નામ પ્રમાણેજ ગુણો ધરાવતો હતો. સુ કહેતાં સારી, મતી કહેતાં બુદ્ધિ, વિલાસ કહેતાં આનંદી, તે સર્વ ગુણો તેનામાં હતા; તેમજ જૈન ધર્મ પ્રતિ પુરી આસ્તા ધરાવતો હતો. હરરોજ શેવા, પુજા, સામાયક પ્રતિક્રમણ, વિગેરે નિયમીત રીતે કરતો હતો; અને કોસંબીનગ્રીમાં તેની સારાપણાની પ્રસશા થતી હતી.

સ્વાર્થદત્ત તે એક સામાન્ય વણીક પુત્ર હતો. નામ પ્રમાણે તેનામાં ગુણો હતા; મીઠું બોલી સ્વાર્થ સાધી લેવો તે તેનું મુખ્ય કર્તવ્ય હતું. મીઠા બોલા અને સ્વાર્થથી ભરેલા માણસોને ભોળા માણસને મીઠું બોલીને ભોળવવો તે કાંઇ મોહોટી વાત નથી. ભોળા માણસને પોતે ઉપરથી તેના હીતસ્વી બનીને અંદરનો ભાવ નહી જણાવતાં વખત આવે સ્વાર્થ સાધવા કદી ચુકતો નથી.

સ્વાર્થી માણસ પોતાના સ્હેજના સ્વાર્થ માટે સામા માણસનું શીર જતુ હોય, તો તેની પરવા નહી કરતાં પોતાનો સ્વાર્થ સાધાઇ રહે ત્યાં સુધીજ સ્નેહ બતાવી, સ્વાર્થ સરતાં દુષ્મનાવટ બતાવી ઉભો રહે છે. કપટી સ્નેહ તેના મુખ ઉપર છવાઈ રહેલો નજરે પડે છે પણ ભોળા મા-

ણુસોને પોતાના ભોળપણુને લીધે તે દેખાતો નથી, અને તેના ઉપરના સ્નેહમાં અંજાઈ મ્હારો સમજી પોતાનું માથું તેના હાથમાં આપતાં પાછા પડતા નથી. વિશ્વાસ ઘાતથી તો તે ડરતાજ નથી. વિશ્વાસ ઘાત તે તો તેઓ પોતાનો ખાસ ધંધો સમજે છે, પણ એમ સમજતા નથી કે અંતે મારૂ શું થશે ? ઇશ્વરને ઘેર હું શો જવાબ આપીશ ? ઇશ્વરને તો તે ઓળખતાજ નથી, ને ક્રુર કસાઈ કે જે અબોલ પ્રાણીનું માથું ધડથી જુદુ કરવામાં અરે કારો લાવતા નથી, તેની માફક અને ! તેથી પણ અધિક ક્રુર બની ભોળા દિલના માણસોનું ભુંડુ કરી તેમને પાયમાલ કરે છે, રાયને રંક બનાવે છે, સુખીને દુઃખી કરે છે. અને કેટલાક ભોળા અને ભલા માણસો એવા પાપીઓના પાસમાં સપડાતાં આપઘાત કરી મરે છે.

કસાઇ સારો કે એક ફટકેજ અબોલ પ્રાણીનો પ્રાણ હરી તેનો છુટકો કરે છે, પણ સ્વાર્થી તો રીબી રીબીને મારનાર છે, પોતાનો સ્વાર્થ સાધવા ભોળા માણસોને ભોળવી કેટલાકને દારૂના વ્યસને ચઢાવી બેભાન બનાવી પોતાનો સ્વાર્થ સાધી લે છે, કેટલાકને રંડી બાજીના ફંદમાં રોળી પોતાનો સ્વાર્થ સાધી લે છે, કેટલાકને સ્નેહી બની વસ્તીની બહાર લઇ જઈ જોર જુલમથી પોતાનો સ્વાર્થ સાધે છે, કેટલાકને દેશાવર ઘસડી જઇ ત્યાં તેનું સર્વસ્વ છીનવી લઈ રઝળતો કરી મુકે છે, અને કેટલાકને જમપુરી મોકલી પોતાનો સ્વાર્થ સાધે છે. નર હત્યાથી પણ સ્વાર્થી માણુસ ડરતા નથી; એવા સ્વાર્થીઓ સ્વાર્થ સરતાં સારૂ સમજે છે, પણ છેવટ કુતરાના મ્હોતે મરે છે. હરામનું ધન હરામને રસ્તે ચાલ્યું જાય છે, ને છેવટ ટાંટીઆ ઘશીને રીબાઇ રીબાઇને મરે છે, અને પાછળથી

યમના દુતો તેને યોગ્ય સજા કરે છે, ત્યારે તે પામરો પારાવાર પસ્તાવામાં પડે છે; પણ પાછળથી તે પસ્તાવો કામમાં આવતો નથી, અને તેવાં કૃત્યો કરી છેવટ લક્ષ ચોર્યાશી યોનીમાં ભટકે છે. ઉત્તમ મનુષ્યરૂપી ભવરત્ન એળે ગુમાવી રૌ રૌ નર્કના અધિકારી થાય છે.

વ્હાલા વાંચક વૃંદ, સ્વાર્થી બનવામાં સુખ સમજો તો સ્વપ્નવત્, દુઃખ સમજો તો દારયો છે. વિશ્વાસઘાત સમાન પાપ નથી, વિશ્વાસઘાતી મનુષ્ય કદાપી કાળે સુખી થતુંજ નથી. ભલે ઉજળું તેટલું દુધ સમજે, પણ અંતે તો ધુળની ધુળજ સમજવી; અને આ ભવ ને આગલા ભવનુ બંને ભવનુ બગાડવું; આ ભવ હાય વોય કરતાં મરવું, અને રૌ રૌ નર્કના અધિકારી થવું, તે કરતાં નિ-સ્વાર્થ રહી કોઇનો વિશ્વાસ ઘાત ન કરવો કે જેથી મનુ-ષ્યરૂપી ભવ રત્ન એળે જવા વખત ન આવે. ચોરી, ચાડી, વિશ્વાસઘાત, એ ત્રણમાં વિશ્વાસઘાત તે મુખ્ય છે. માટે વ્હાલા બંધુઓ તેવાં કર્તવ્યોથી નિરાળા રહી ધર્મ માર્ગમાં પ્રવર્તશો તો, ધર્મ પસાયે સુખજ મલવાનું અને છેવટે મોક્ષ ગતી મળવાની; હાય વોય કરવામાં કાંઈ જ વળનાર નથી, માટે ચોરી, ચાડી અને વિશ્વાસઘાતિ નહી બનતાં શુભ આચરણમાં રહી બને તેટલુ ધર્મ મા-ર્ગમાં પ્રવર્ત થવું, એટલી મારી નમ્ર અરજ છે.

શુભ આચરણ વાળા અને ભોળા શેઠીઆ સુમતી વીલાસને સ્વાર્થદતે પોતાની જાળમાં ફસાવ્યો (અર્થાત) તેની સાથે સારૂ સારૂ બોલી તેનો વિશ્વાસુ બન્યો; તે એટલે સુધી કે સુમતી વીલાસને સ્વાર્થ દત્ત શિવાય ઘડી પણ ચેન પડતુ નહી, અને તેને પોતાના ઘેરજ વધારે

વેખત રાખતો હતો. એવો તેને મીઠું બોલીને આંજી નાખ્યો હતો.

સ્વાર્થદત્ત સાથેની સુમતીવીલાસની મીત્રતા જોઇ, સદાફળ શેઠ બહુ ખેદિત થતા હતા; પણ એકનો એક અને લાડકવાયો તેથી તેને છુટ આપેલી, તેને લીધે કાંઇ કહેતા નહોતા; અને જેમ ચાલે તેમ ચાલવા દેતા હતા.

એક સમયે સેજલદે શેઠાણીએ સદાફળ શેઠને કહ્યું પ્રાણનાથ ! સુમતી વીલાસનું લક્ષ દિનપર દિન ધર્મ ઉપરથી ઉઠતુ જણાય છે. જો કે શેવા પુજા તો કરે છે, પણ સામાયક કે પ્રતિ ક્રમણનું તો નામજ દેતો નથી. આખો દિવશ સ્વાર્થીઆની સાથેનો સાથે રહે છે, તેથી તેનું ભવિષ્ય મને કાંઇ સમજાતું નથી.

સદાફળ શેઠે કહ્યું પ્રિયા, આપણે પ્રથમથી તેને છુટ આપી, તે આપણે ભુલ કરી છે; હવે તે છુટ પાછી લેતાં કદાપી આપણા સામો થયો તો આપણું ભુશણુ નહી રહે. સેજલદે શેઠાણીએ કહ્યું, પ્રાણનાથ, ત્યારે શું તેને છેક વેણુ બાર જાયતો જવા દેવો? સદાફળે કહ્યું, ભાવી ભાવ હશે તે બનશે. એમ એકદમ કાંઇ નહી બને, પણ બનતા પ્રયત્ને એ સ્વાર્થીઆને ધીરે ધીરે ખસતો કરવાના ઉપાયો યોજી શું; સેજલદે શેઠાણીએ કહ્યું પ્રાણનાથ, મારા રોયાએ સુમતીવીલાસને બગાડયો અને જો આપણે તેને ખસતો નહી કરીએ તો તેનું પરિણામ સારૂ નહી આવે. સદાફળે કહ્યું જેવી પ્રભુની ઇચ્છા હશે તેમ બનશે. પ્રભુ ઇચ્છા આગળ આપણી ઇચ્છા શું કામની છે. હાલતો જમવાનો વખુત થયો છે માટે ચાલો જમી લઇએ; એમ કહી તે દંપત્તી રસોડામાં ગયાં.

શેઠની મમતા જે સ્વાર્થ દત ઉપર હતી, તે ધીમે ધીમે દુર થવા માંડી તેથી સ્વાર્થદત્ત પોતાના ઉપરનો શેઠનો અભાવ સમજી ગયો, અને કોઇ રસ્તેથી સુમતી-વિલાસ પાસેથી દ્રવ્ય સંપાદન કરવાનો સ્વાર્થ સાધવાની યુક્તિ શોધવાના વિચારમાં પડ્યો.

ઘણી વખત વિચાર કર્યો ત્યાં તેને એક યુક્તિ પસંદ પડી, તે એક જો સુમતિ વિલાસ કોઈ વેશ્યાના પાસમાં પડે, તો તે વાત છુપાવા બ્હાને તેની પાસેથી પૈસાનો સારો તડાકો પડે, માટે તેનું લક્ષ તે તરફ દોરવું; એવો મન સાથે નિશ્ચય કર્યો; એક પૈસાને માટે સુરિક્ષીત અને આબરૂદાર ગ્રહસ્થના ફરજંદને વેશ્યા યારી કરાવી બે આબરૂ કરવા એક તુચ્છ પૈશાના લોભે તૈયાર થયો, અને આવતી કાલે ફરવાને બ્હાને પગે ચાલી રંડી બજાર તરફ લઇ જવો, અને એમ હરરોજ તે તરફ જતાં એકાદ પ્રસંગે તેના મનનું વલન તે તરફ વાળવાનો સમય આ-વેથી તેનું મન તે તરફ વાળી પૈશા ધુતી ખાવા નિશ્ચય કરી સુઈ ગયો.

બીજે દીવશે સવારમાં ઉઠી તે સુમતી વીલાસ પાસે આવ્યો, અને આખો દીવશ બન્ને મીત્રોએ આનંદમાં નિ-ર્ગમન કર્યો; સાંજ પડતાં સુમતીવીલાસે ગાડી જોડવા માટે નોકરને આજ્ઞા કરી; ત્યાં સ્વાર્થદત્તે કહ્યું શેઠજી! ગાડીમાં બેશીને તો હર હમેશ ફરીએ, છીએ, પણ મરૂમન રોજ સાંજના એક કલાક વગર ગાડીએ પગે ચાલીને ફરવા જવાનુ છે, કારણ તેથી શરીરને કસરત મળે છે. ભોળો શેઠીઓ તેનો કપટ ભાવ નહી સમજતાં તેનુ કહેણુ કબુલ કરી, તેની સાથે પગે ચાલીને ફરવા માટે ગયો.

ફરતાં ફરતાં રંડી બજાર નજદીક આવ્યા ત્યાં સુમતીવીલાસે કહ્યું, આતો રંડી બજાર આવ્યું! આપણું ગ્રહસ્થનું એ રસ્તે નીકળવાનું કામ નહી, જો કદાપી કોઇ જૂએ તો આપણા માટે ખોટો મત બાંધે ને આપણી હલકાઈ ગણાય; માટે એ રસ્તો તજી બીજે રસ્તે ચાલો.

સ્વાર્થદત્ત કહે શેઠજી, એ રસ્તે જવામાં આપણને કોણ ખોટું કહેનાર છે? આપણે થોડાજ રાંડના ઘરમાં જઇએ છીએ તે આપણને ખોટા કહેશે! આગળ તો મોહોટા મોહોટા શેઠીઆઓ પણ પોતાના પુત્રોને ચતુરાઇ શીખવવા વેસ્યાને ઘેર મૂકતા હતા; ગુણીકા એતો અનેક ગુણની ભરેલી ગુણની ખાણ છે. હજુ તમને સંસારની પુરી માહીતી નથી; ખેર! પણ આપણને તે રસ્તે થઇને નીકળવામાં શું છે? કાંઇ થોડીજ આવીને આપણને વળગી પડે તેમ છે. એવી રીતે ઉંધુ ચતુ સમજાવી રંડી બજાર વચ્ચે થઈ બંને મીત્રો ચાલી નીકળ્યા.



# પ્રકરણ ૩ જું.

## કામસેના ગુણીકા.



કામસેના તે એક ગુણીકાની છોકરી હતી. ગુણીકાને પેટ જન્મ લીધો હતો. પરંતુ તેના પુર્વના પુન્યોદયે તે ધંધાને તે બાળપણથીજ ધીક્કારતી હતી. આ સમયે તેની વય સોળ વર્ષની થઇ હતી, ને તેના ગુણીકાપણાના ધંધા ઉપર જન્મથીજ ધિક્કાર હોવાથી તે ધંધો તેણે અંગિકાર કર્યો નહોતો. તેનું મન ફક્ત મન માન્યો આશક મેળવી, સતીના ધારાને અનુસરી વર્તવાનું હતું.

તેને એક સખી હતી, તેનું નામ કપટકળા હતું; તે ગુણીકાના ધંધામાં પુર્ણ રીતે પ્રવિણ હતી. પુર્ણ રીતે પ્રવિણ એટલે ભલભલા નરોને તે પાણી કરી નાંખી પૈસો પ્રાપ્ત કરતી હતી, અને તે પ્રમાણે પોતાનો ધંધો અંગિકાર કરવા કામસેનાને વિનવતી હતી. કામસેના તેને અને તેના ધંધાને તુચ્છકારી કાઢતી હતી, અને ઘણી વખત કહ્યા કહાવ્યા છતાં કામસેનાનું મન તે ધંધા પ્રતિ દોરાયું નહી, તેથી કપટકળા તે વાત કદી છેડતી નહોતી અને કદાપીકાળે વાતના પ્રસંગે વાત નીકળતી, તો કામસેના તેનો નીચે મુજબ જવાબ આપતી હતી.

### મરાઠી સાખી.

સ્વાન બનીને નવા નવા સ્વાનો, સાથે સ્નેહ ન બાંધુ
મન માન્યા મોહન વર સાથે, સતી બની સ્નેહ સાંધુ;
નવ ગુમાવું, આ ભવતો પામીઆવું.

કપટકળા—બ્હેન શું ખોટું પામી છું? અથાગ સાહ્યબી,

અને વળિ ગુણીકાનો ઉત્તમ ધંધો; નવ નવા નાજુક નગીનાઓથી રંગ વિલાસ, એથી વિશેશ સુખ કીયું હોય!

**કામસેના**—ધિક્કાર છે એવા ધંધાને, આગ લાગોએ સાહ્યબીપર, ચુલ્લામાં પડો એવા રંગ વિલાસ;

**કપટકળા**—ત્યારે શું પરણેલી સ્ત્રીની માફક ગમે તેવાને પાને પડી, યોવન સુખ ગુમાવવું. ખીલતી કળી રૂપી યોવનને એકજ ભ્રમરના પાસમાં સપડાવવું; નવનવાની વાત ન્યારી છે. એથી વધારે હું તો કાંઇ સમજતીજ નથી.

**કામસેના**—મુરખી! માનવ ભવ રત્ન પુર્વનાં પુન્યોદયથી જ પ્રાપ્ત થાય છે. તેમાં વળી પુરવનાં પુર્ણ પુન્ય કર્મા હોય, તોજ ઉત્તમ જાતીમાં અવતાર મળે છે; કોણ જાણે મારા પુન્યમાં શું ખામી રહી હશે કે હું વંસ્યાનો અવતાર પામી; ભગવત ઇચ્છા બળવાન છે. પુન્યમાં પાપ કરતાં પાછુ વાળી જોયું નહી હોય, તેથી આ વેસ્યા અવતાર મળ્યો પણ મનુષ્યરૂપી ભવરત્ન એળે નહી ગુમાવું; લક્ષ ચોર્યાશી યોની ફરી આત્માને માનવ ભવ મળ્યો છે, જે માનવરૂપી ભવરત્ન મોક્ષપદને દેનાર છે; ભવરત્ન ગુમાવું, તો પછી તે ભવરત્ન ફરી ક્યાંથી મળે! જ્યારે આત્મા લક્ષચોર્યશીયોનીમાં ભટકાય, ત્યારેજ ફરીથી આવું ભવરત્ન પ્રાપ્ત થાય; માટે સમજ અને કહુ છું કે તુ પણ મારા જેવો નીશ્ચય ધારણ કર! મુર્ખી સમજ જો સાંભળ.

## મરાઠી. સાખી.

લક્ષ ચોર્યાશી સીડી ચઢી જીવ, આવ્યો નરભવ ટોચે;
લથડી પડતાં વાર ન લાગે, પુન્ય પાપ નવ શોચે;
જો વીચારી, લથડ્યો તો શી ગતી ત્હારી
અકળીત માયા પ્રભુજી કેરી, ભલભલા જીવ લથડ્યા;
પુન્ય પાપનો વિચાર તજતા, લક્ષ ચોર્યાશી અથડ્યા
મન દર ધારી, પાપમાં જો પાછુ વાળી

કપટકળા—બ્હેન ત્હારૂ કહેવું સમજી ! એતો તારા જેવા ભોળા આતમા હોય, તેમનાજ વ્હેમ ખાધું પીધુ; અને માણ્યું, એજ બાપનું છે; કાંઈ સાથે બાંધી જવું નથી. જો સાંભળ.

## સાખી.

ખાધું પીધું તેજ બાપનું, અન્ય સાથ નહી આવે;
માટે માની નવ નવા રંગો, ભોગવ નિત્યે ભાવે;
શું ઝાઝું કહું, ત્હારાથી હવે થાકી બહુ
બ્રહ્મ વણીકમાં અવતાર ધારી, સતીઓ સતીત્વ પામે;
સતી થવાની હોત જો આપે, જન્મત નહી આ ઠામે;
જ્યાં જન્મ ધર્યો, તેવો ધંધો પ્રિતે કરો.
ઉચ્ચ જાતીમાં ગ્રહ્ય કામ કરવું, અન્ય જાતીમાં મજુરી
જન્મ પામીને ગુણીકા ગ્રહે થા, સર્વ ગુણમાં પુરી:
ધર્યો જન્મ જહીં, કામ ઉઠાવવું તેવું તહીં.

કામસેના—ના ! ના ! ત્હારી ભુલ છે. નીચમાં જન્મ પામી ઉંચ પદને પ્રાપ્ત કરવું, તેથી જન્મ સફળ થાય; અને કાયાનું સાર્થક થાય જો સાંભળ

## મરાઠી સાખી.

નિચ જાત પણ નરભવ ઉત્તમ, ગુમાવે જન કોઈ;

યમકિંકરને પાને પડતાં, અંતે રહેતાં રોઈ;
જાતીને નવ માનું, નરભવ ઉત્તમ પરમાણું.

**કપટ કળા**—બ્હેન મને તો ખાત્રી છે કે તારા મનનું ભુત જનાર નથી. ખેર જેવી ત્હારી મરજી.

એ પ્રમાણે વીવાદ તજી કપટકળા પોતાના કામે લાગી, અને કામસેના પોતે વીચારમાં પડી. તેના વીચાર એ હતા કે, મારી મનેચ્છા કેવી રીતે કાયમ રહેશે ? એક રીતે જોતાં હું ગુણીકાની છોકરીછું, તો ઉંચ સાથે સબંધ કયાંથી મળશે. ઉંચ પુરૂપ કે જે ગુણીકાને રસ્તે જતાં પણ વિચાર કરે, તો તે અત્રે આવી મારો અંગીકારતો શેનોજ કરે ! ત્યારે શું નીચ પુરૂપ સાથે જોડાવું પડશે ! ના ! ના ! કદી નહી; આમને આમ કુંવારી જીંદગી ગાળીશ તે હા, પણ સ્વપ્ને પણ નીચની સાથે યારી નહી કરૂં. તે નહીજ કરૂ એવો દૃઢ નિશ્ચય મન સાથે કર્યો.

એક દીવશ સંધ્યા સમયે તે પોતાના ભુવનના ઝરૂખામાં મુખમલ જડીત્ર આરામચેર ઉપર બેઠી બેઠી પોતાના યોવનના વિચાર કરતી હતી, ને હજુ સુધી પોતાનું ભરયોવન એળે જાય છે તો વિધાત્રીએ પોતાના નશીબમાં સંસાર સુખ ભોગવવું લખ્યું નહીજ હોય તો પછી તેવું સુખ આપનાર ઉત્તમ નર રત્ન કયાંથી મળે એવા વિચારમાં બેઠી હતી, ત્યાં તે રસ્તે થઈને સુમતિ વિલાસ અને સ્વાર્થદત્ત બંને મીત્રો જતા હતા, તે કામસેનાની નજરે પડયા.

———

# પ્રકરણુ ૪ થું

## કામ સેનાનો પ્રેમ.

મતીશીલ્લાસને જોઇ કામસેનાનું મન વિહ્વળ થયું; તેનું રૂપ, ચાલવાની છટા ! અને કામ દેવ સરખી મુખ આકૃતી જોઇ, તેની આંખો સુમતી વીલાસ ઉપર ઠરી ગઇ ( અર્થાત ) જોવા છતાં ત્રપ્તી ન પામી, અને મન સાથે વિચાર કરવામાં પડી. અહા ! હા ! આ કામ દેવ સરખી મુર્તી સાથે સુખ ભોગ માણુનાર કોઇ રમણી ભાગ્ય શાળી હશે ! ઇશ્વિરે નવરાશની વખતે ઘડેલી ખાસ બીજી કામદેવનીજ મુર્તી ! તેમાં ફેર નહી; મારાં એવાં ભાગ્ય કયાંથી કે એ મુર્તી આવી મને પ્રિયા કહી આલીગન આપી મારી બળતી વિરહાગ્નીને શાંતિ આપે; કોણુ હશે ? છે તો કોઇ ઉંચ જાતી, તેમાં તો શક નથી; રસ્તે થઇને જાય છે, છતાં ઉચી દ્રષ્ટી પણુ કરે છે! શરમ વંતની માફક શરમમાંજ ચાલ્યા જાય છે. જાણે નિરૂપાયે આ રસ્તે જવું પડ્યું હોય, એવો ભાસ આપે છે; પેલો સાથે છે, તેતો આમ તેમ નજર ફેરવે છે; પણુ પેલા તો એક સરખી પૃથ્વી ઉપરજ નજર કરી ચાલે છે; ઉચ જાતીની બલ હારી છે ! ઉંચ જાતી કહે ઉંચ નથી પણુ મુનુષ્ય માત્ર પોતાના કર્મોથીજ ઉચ પદ્વી ને પ્રાપ્ત થાયછે; આ એનોજ દાખલો ! જ્ઞાતીમાં તો બંન્ને ઉચજ છે, પણુ પેલો હલકો માણુસ બે શરમો અને કપટની મુર્તી છે, પણુ પેલા તો ગુણુવંત ઉચ પદ્વીને પ્રાપ્તી પામેલા ભોળા અને ભલા છે. બસ ! બસ ! વરૂ તો એજ મુર્તીને, નહી

તર તેના શિવાય બીજા આ દુનિયામાં મારે ભાઇને બાપ બરાબર છે. અરે ! મેં પ્રાતિજ્ઞા લેવામાં ભુલ કરી ! શુ એ મુર્તી અહીં આવશે ! જે માણુસ આ રસ્તે જતાં બીજે દ્રષ્ટિ કરતાં શરમ ધરે છે, તો અહી તો આવેજ શેના ! ને જો ન આવે, તો પછી મારૂ પણ પણ કેવી રીતે રહે ! આમ વિચાર કરી લીધેલું પણ પાળવું હોય, તો કુવારી જીંદગી ગાળીશ, પણ બીજાને આ કાયાનો ભોગી નહી બનાવું તે નહીજ; કેળ એકજ વાર ફળે છે, સીંહણ એકજ વાર પ્રસવે છે, સત્ય વાદી પુરૂષો એકજ વાકય બોલે છે, સતી તન મનથી એકજ પતીને પોતાના યોવનનો ભોગિશ્વર થવા ઇચ્છે છે, પછી ઇચ્છેલો પતી કુંદન નીકળે કે કથીર ! જેવો નીકળે તેવો વેઠીલેછે, છતાં બીજા પતીની સ્વપ્ને પણ ઇચ્છા કરતી નથી; તો હું એ વ્રતને ગ્રહણ કરવાની ઇચ્છા વાળી, તેને વરવાનું પણ લીધા પછી બીજાને કબુલ કેમ કરૂ; સતીએ તો મનથી વર્યા તેજ પતી, પછી તે અંગીકાર કરે, અગર ન કરે, પણ બીજાની ઇચ્છા સતી સ્ત્રી કદાપી કાળે ન કરે તે નજ કરે; ને નેમ રાજુલના વીવ્હામાં નેમનાથ તોરણ આવી પશુનો પોકાર સાંભળી પાછા વળી ગીરનાર ગયા, અને ત્યાં જઈ સજમ ગ્રહણ કર્યા, ત્યારે રાજુલ કયાં તેમની સાથે વરી હતી, ફક્ત મનનાજ વ્હીવ્હા હતા; છતાં તે વીવ્હા કબુલ રાખી ગીરરનાર જઇ પતીની સાથે સંજમ અગિકાર કર્યા; પણ બીજા સાથે ન વરી તે નજ વરી; તો હું તેવાં દ્રષ્ટાંતો જાણવા છતાં મને વર્યા પતી છોડી, બીજામાં ચીત દોડાવું, તો મને શુભ ગતી કયાંથી મળે ! રૌ રૌ નર્કમાં પણ મને ઠામ ન મળે; જે લક્ષચોર્યાશી યોની ભટકી ભવ સમુદ્ર તરી આત્મા

મનુષ્યરૂપી ભવ રત્નને પામ્યો છે, ભવ સમુદ્રની તીરે આવ્યો છે, તેને પાછો ભવ સમુદ્રમાં શા માટે ઝંપલાવું? જો તે અંગિકાર કરશે તો ભલે, નહીતર કુંવારી જીંદગી ગાળી ઇશ્વર સ્મરણમાં દિવશો નિર્ગમન કરીશ. પણ આ ભવમાં એના સીવાય બીજો પતી ઇચ્છિશ નહી તે નહીજ.

એ પ્રમાણે વિચારના સાગરમાં પડેલી કામસેના દુઃખદ અવસ્થા અનુભવતી હતી, અને સુમતીવીલાસ અને સ્વાર્થદત્ત તો તે રસ્તે થઇ ચાલી ગયા હતા, ત્યાં તેની સખી કપટકળા તેની પાસે આવી, અને તેની આ સ્થીતિ જોઈ પુછયું; બ્હેન કામસેના! તારો કમળના પુષ્પ જેવો પ્રફુલિત ચહેરો, પુર્ણીમાના ચંદ્ર સરખું પ્રફુલિત વદન, વાદળમાં ઘેરાયલા ચંદ્ર જેવું નિસ્તેજ કેમ છે? આજે શા કારણથી તારા હર્ષિત વદન ઉપર દિલગીરીની છાયા છવાઇ રહી છે, એવું શું દુઃખ તારા ઉપર પડ્યું છે, કે તુ આમ દિલગીર બની છું?

આ પ્રમાણે ઉપરા ઉપરી સવાલો કપટકળાએ પુછયા, છતાં કામશેના વિચાર મુક્ત થઈ નહી (અર્થાત) તેના વિચારના વમળમાં કપટકળાના શબ્દો તેણે સાંભળ્યા નહી; આ જોઇ કપટકળાએ કહ્યું બ્હેન! તુ આમ બેભાન જેવી કેમ દેખાય છે? તારૂ મન કાંઈ સમજાતું નથી. શું કારણ છે તે સમજાવ તો હું તારૂં દુઃખ દુર કરવાના બનતા પ્રયત્નો કરૂ; પ્રયત્નની વાત સાંભળી કામસેના બોલી.

**કામસેના**—પ્રયત્નો!

**કપટકળા**—હા! હા! પ્રયત્નો.

**કામસેના**—પ્રયત્નો શેના?

**કપટકળા**—ત્હારી દીલગીરી દુર કરવાના.

**કામસેના**—ત્હારાથી કાંઇ બનનાર નથી. મારી દીલગીરી

હવે સદાને માટેની છે. તું ગમે તેટલા પ્રયત્નો મારૂ દુઃખ દુર થવા કરે, પણ તે પ્રયત્નો કામ લાગે તેવા નથી.

કપટકળા—કેમ !

કામસેના—જે મુર્તી મન મંદિરમાં પધરાવવાની છે, તે મુર્તી મેળવી આપવા તું ગમે તેટલા પ્રયત્નો કરે, પણ મારી ખાત્રી છે કે તે પ્રયત્નો તદ્દન નકામા છે. ગુલાબનો ભોગી ભ્રમર આકડો કબુલ ન કરે તે નજ કરે, કસ્તુરીનો ભોગી મૃગ ડુંગળી કબુલ ન કરે તે નજ કરે, મોતીનો ચારો ચરનાર હંસ વીષ્ટા ગ્રહણ ન કરે તે નજ કરે, તેમ પરણેત ઉંચ સ્ત્રીને અંગિકાર કરનાર ઉંચ પુરૂષ વેસ્યાને ગ્રહણ કેવી રીતે કરે !

કપટકળા—સમજી બ્હેન સમજી ! એવો ઉંચ પુરૂષ કોણ છે, કે તને ગ્રહણ ન કરે. ચકોરી ચંદ્રની રાહ ન જૂવે, કમળ સૂર્યની રાહ ન જુવે, ચોર નિશાની રાહ ન જૂવે, તો તારા મનનો માન્યો પુરૂષ તારા પ્રેમની રાહ ન જૂએ લક્ષ્મી મેળવવાના પ્રયત્ન હજારો પુરૂષો કરે; પણ એવો કોણ નાદાન હોય કે તે સામે પગલે આવતિ લક્ષ્મીનો અનાદર કરે !

કામસેના—બ્હેન તારૂ કહેવું બરાબર છે, પણ મારા મનની ખાત્રી થતી નથી. કારણ સામે પગલે આવતી હરામ લક્ષ્મીને સત પુરૂષો તો અંગિકાર ન કરે તે નજ કરે.

કપટકળા—એવો કોઇ પુરૂષ જોતી નથી, કે જેની સાથે

પ્રેમ કરવાની દેવતાઓ સરખા પણ ઇચ્છા કરે, તે પણ નિષ્ફળતાને પામે; તેવી લક્ષ્મીરૂપી તું, જેના ઉપર સામો પ્રેમ કરવાની ઇચ્છા કરે, અને તે પુરૂષ તને અંગિકાર ન કરે! તે મનાયજ કેમ?

**કામસેના**—બ્હેન સાકરના ભોગીને મધ નિર્થક છે; ને મધના ભોગીને સાકર નિર્થક છે. ઉત્તમ ભોજન મૂકી વિષ્ટામાં મુખ ઘાલે તે બીજા; તેવો નર તે નથી.

**કપટકળા**—અરે ભલા ભલાને ભોળવીને વશ કર્યા, તો તુ જેની પ્રસંશા કરે છે, તે તે કેવો બે માંથા વાળો છે, કે વશ નહી થાય! નરવાંનરને વશ કરવા તેમાં શું? નેણરૂપી બાણોથી ભલભલા ભુલ્યા છે; કાન્હ કુબ્જાથી, અને શંકર ભીલડીથી ભુલ્યા, તે તુ ક્યાં જાણુતી નથી; તો પુરૂષ પામરનું શું ગજું?

**કામસેના**—તું ભુલે છે. એ કામદેવની મુર્તી જૂદી છે!

**કપટકળા**—અરે ગમે તે તેવી હોય તોહે શું! એક ચપટીમાં વશ કરી નાંખું સમજી મને બતાવ્ય, પછી જો તે મુર્તી તારી પાસે આવે છે કે નહી.?

**કામસેના**—તું ગમે તેમ દીલાસો આપે, પણ મારૂ મન તો કબુલ કરતું નથી; હવણાંજ આ રસ્તે થઇ જે બે જણુ ગયા, તેમાંનો એક.

**કપટકળા**—કોણ! પેલા બે જણા! જેમાંના એકે કસબી ધોતી, મજલીનનું અંગરખું અને કીમતી ટોપી પેહેરી હાથમાં સોટી ધારણ કરી હતી, ને બીજો

તેની સાથે સાદાં વસ્ત્રોમાં હતો તે કે બીજો!

કામસેના—હા! હા! સખી તેંજ કામદેવની મુર્તી!

કપટકળા—ગુણીકા થઇ ગાંડીમાં ગણાવા માગે છે! એને ન ઓળખ્યો! એતો વણીકનો પુત્ર છે. એવા વણીકની યારીમાં કાંઇ કાંદા નહી નીકળે સમજી! એના કરતાં તો કોઇ હૈયાનો ફુટો, અને ખીસાનો તર પસન કર. વણીકની દોસ્તીમાં સાર નહી કાઢે; જો સાંભળ?

## ગિતી

સ્વાર્થી જાત વણીકની, સ્વાર્થી સાથે સ્વારથ નહી સરશે
વ્યર્થ સમજ તુજ આશા, ઉલટુ તે ઘર પોતાનું ભરશે.

માટે બ્હેન તે વિચાર તજી કોઇ બીજો પસન કર, જેથી જરં અને જોબન બન્ને પ્રાપ્ત થશે; એતો ઉલટી ત્હારી આશા કરશે સમજી?

કામસેના—બ્હેન કપટકળા! મે જે મુર્તિ મન મંદિરમાં બેસાડી છે, તે કાંઇ પૈશા લુંટી લેવા બેસાડી નથી; મારો તેના ઉપર જે પ્રેમ છે, તે પૈશાનો નથી, પણ ખાસ અંતરનોજ પ્રેમ છે; તેને તન મનથી વરી ચુકી છું, અને મન સાથે નિશ્ચય કર્યો છે કે, તેના શિવાય બીજા દુનિયામાં નાહાના એટલા ભાઇ, અને મ્હોટા એટલા બાપ સમજું છું.

કપટકળા—બ્હેન તું પાછળથી પસ્તાઇશ; એવિ તે પ્રતિજ્ઞા લેતાં હઇ શું! વારૂ! કદાપી તે તને કબુલ નહી કરે તો?

કામસેના—કુવારી જીંદગી ગાળીશ, પણ બીજાને તો સ્વપ્ને પણ કબુલ નહી કરૂ તે નહી જ કરૂ.

કપટકળા—બ્હેન એવા સ્વારથાં આમા સાર નહી કાઢે;

કામસેના—તે ગમે તેમ થાય, રસ્તા વચ્ચેથી સોનું જાણી વ્હોર્યું છે, પછી કથીર નીકળે તો વ્હોરનારનું નશીબ, તેમા તને શું છે?

કપટકળા—ખરૂ કહ્યું તેમા ચટકો લાગ્યો.

કામસેના—બ્હેન તું તારે કામે લાગ્ય, નાહક બળતી ને બાળ્ય નહી; (હાડીઆને મન હસવું ને દેડકાના પ્રાણ જાય) નાહક બળતામાં ઘી શા માટે હોમે છે? સાચી સલાહ આપ્ય.

## ગાયન.

કામસેના—(સખી "સુઝેત કાંઇરે,") એ રાહ.

બ્હેની કરૂં શું હવેરે—

ચિત્ત ચોરી ચાલ્યા ચતુર સરદાર, પ્રેમી દીલદાર—બ્હેની

સાચા એ પ્રિયા પ્રાણ, મારી ગયા મને પ્રેમ બાણ;

લીધી પ્રતિજ્ઞા આજ, ભગવત હાથે છે લાજ—ચિત્ત.

સાચી છું હું સતી, ધારૂ તેહ વિણ ન અન્ય પતી

જીવ ભલે જાય મન નહી પલટાય—ચિત્ત.

## ગાયન.

(જુવો કેવી અજાયબી) એ રાહ

કપ—જોયું કેવો આ પ્રેમ. છે પ્રેમ તણી કહીં નેમ છે

કામ—શીદ બ્હેન મુને બાળ (૨)

નક્કી થાવો મ્હારો કાળ

કપ—જાણ્યુ તુજ પ્રેમ અનેમ છે

ધીરી, ધીરી, જાણ્યું તુજ પ્રેમ અનેમ છે—જોયું
કામ—સાચી ભગવત આશ (૨)
કપ—નહી થશે તું નીરાશ
લાવું પાળેલો પોપટ જેમ છે—ધીરીથા-
કામ—૫તેહ મંદથા—જા વ્હેન જા-
હા—હા—હા
કપટ—ધીરી ધીરી ઉતાવળે બગડશે કામ—

કામસેના—ત્યારે જા, હાલને હાલ તેમને ગમે તે યુક્તિ કરી તેડીલાવ;

કપટકળા—પણ કયાંથી તેડી લાવું ? કાંઇ તેમનું ઘર પુછતાં જવાય તેવું છે? રસ્તે મળે, અગર અહીં થઇને નીકળે, તો ગમે તેમ કરી તેડી લાવું. આજે નહી તો કાલે, આ રસ્તે દેખુ એટલીજવાર.

કામસેના—સખી એ રસીયા વીના એક પળ તે વર્ષ સમાન સમજું છું. મારા એવા કયાંથી ભાગ્ય જાગે, કે તું તેમને અહીં તેડી લાવવામાં સફળ થાય; એવા ઉત્તમ વણીક પુત્ર આ રસ્તે થઇને કેમ નીકળે? કાંઇ કારણ પ્રસંગે જ આજ મારૂ કાળજું વીંધવા, અને મને મોહ પાસમાં નાખી રીબાવવા, આ બાજુ નીકળ્યા હશે ?

કપટકળા—ના વ્હેન તેમ નથી, હવણાંથી રોજ તે બન્નેને આ રસ્તે થઇને જતા જોઉ છું; કાલ આ રસ્તે થઇને નીકળે તે વખતે વાત.

કામસેના—સખી એના વીના મારો અવતાર વૃથા સમજુ છું; એ રસીલા વીના રજની તે વેરણ

સમાન લાગશે, એ છબીલા શીવાય છત્ર પલંગ તે ચીતા જેવો લાગશે, એ રંગીલા વીના સર્વ સાલ્લુખી રદ છે; હે ! અંતરની સખી ! તારા શીવાય મારા અંતરના અભિલાખ કોઇ પુરનાર નથી.

કપટકળા—બ્હેન ! આવી અધીરાઈ શા માટે કરે છે, એક રાતમાં શું ખાટું મોળું થઇ જનાર છે.

કામસેના—બ્હેન ! અંતર ખોલીને બતાવાતું હોત, તો તને બતાવત; પણ લાચાર કે તે બતાવી શક્તી નથી. મારા જીવને ચેન પડતુ નથી; સઘળી આશાઓ તારા કાલના ભરોસા ઉપર રમી રહી છે; આજની નિષ્ફળતા કલેજાના કટકા કરી નાંખે છે, પણ તારો આવતી કાલનો ભરોસો કાંક શાન્તિ આપે છે. બ્હેન હું સુઇ જાઉ છું, અને તું પંખો નાખ;

કામસેના સુઈ ગઇ, અને કપટકળા એ પંખો નાંખવા માંડયો. પંખાનો પવન તેને શીતળ કરવાને બદલે લુની માફક બાળવા લાગ્યો; પ્રેમની બળતરામાં વૃદ્ધિ કરવા લાગ્યો, તેથી પંખો નંખાવવો રહેવા દેવરાવ્યો, અને નિરાશ બની શય્યા ઉપર લોટતી લોટતી નીંદ્રાવશ થઈ.



# પ્રકરણ ૫ મું.

## નોકરની નીમકહલાલી.

સુમતી વીલાસને સ્વાર્થદત્ત રંડી બજાર તરફ ફરવા લઇ જાય છે, તેની ખબર સદાફળ શેઠના વિશ્વાસુ નોકર જોઈતાને પડી; જોઇતો વિશ્વાસુ હોવાથી સુમતીવીલાસ અને સ્વાર્થદત્ત ઉપર દેખરેખ રાખવાની ભલામણ સદાફળ શેઠે કરેલી હતી, તેથી જોઇતો તેમની અંદરખાનેથી દેખરેખ રાખતો હતો. જોઇતાની અંદર ખાનેની દેખરેખ સ્વાર્થદત્ત ચેતી ગયો હતો, અને તેથી તેને પોતાને તાબે કરવા ઘણી હાડ છેડ કરતો હતો, પણ નીમકહલાલ જોઇતો તે સઘળુ સહન કરી લેતો હતો: અંદરખાનેથી તે પાપીઆનાં પગલાં દુર કરવાના લાગ શોધતો હતો. જોઈતાને આ ખબર પડતાં શેઠની પાછળ છાને માને જવાનો વિચાર કર્યો, અને સાંજના જ્યારે બંન્ને જણા ફરવા સારૂ નીકળ્યા, ત્યાં જોઇતો પોતાના દોસ્તદાર મોહોકમાને સાથે લઇને છાનો માનો તેમની તપાસ કરવાના હેતુથી પાછળ પાછળ ગયો.

મોહોકમો શેઠનો રસોઇઓ હતો; રસોઇ વગેરે ઘરનું તમામ કામ કરતો હતો, અને દરેક કામમાં પુરી કાળજી બતાવતો હતો; કદાપી લગાર નુકશાન થતુ, તો તે પોતાનુ નુંકશાન થયા બરોબર ખેદીત થતો હતો, અને તેના તેવા ગુણોને લીધેજ તે પણ વિશ્વાસુ બન્યો હતો..

વ્હાલા વાંચકવૃંદ! હવે આપણે કામસેના તરફ ફરીએ; કામસેના સવારમાં ઉઠીને સાંજ ક્યારે પડે તેની

ઘડીઓ ગણવા લાગી. એક ઘડી તે એને વર્ષ સમા-
ન લાગવા માંડી. તેનું ચિત્ત તો એક સરખુ સુમતી
વીલાસમાં જ લાગી રહ્યું હતું; તેને બીજું કાંઇ ભાન ન-
હોતું; તે તો સુમતી વીલાસને મળવાની આશામાં વસ્ત્ર
શણગાર ધારણ કરી બની ઠની વ્હાલાની વાટ જોતી ઝ-
રૂખામાં બેઠી, અને વિચાર કરવા લાગી.

**કામસેના—** **ગાયન.**

( હું દુઃખીઆરી નીત્યની ) એ રાહ

સત્ય પતિ ચિત્તમાં ધર્યો એમમ પ્રાણાધાર
સતિત્વ ધાર્યું દિલમાં સાહ્ય થજો કિરતાર
સતીઆંનો બેલી સદા સાચો જગ સરદાર
પ્રેમે મેળવજો પ્રભુ પ્રેમીએ દિલદાર
સત્ય સહાયક હે જગત્રાતા
ગુણીકા ઘરે ન્હોતી અવતાર લાયક—હે જગત્રાતા
અતિ પુન્ય શાળી, ઉંચ અવતારી
બને સાચી સતિ, ધારે એકજ પતી, પાળે પતિવ્રત—હે૦
પાયે પડીને પ્રભુજી માગું
ભવો ભવતઉંચ ગતી—સાથે રૂડીમતી—અને એસ્વામી—હે-

આ પ્રમાણે કામસેના સુમતી વિલાસમાં ચિત્તપરો-
વીને, ભવોભવ ઉંચી ગતી, અને સુમતી વીલાસ પતિ, મેળ
વવા ભગવાનનુ સ્મરણ કરતી હતી, એમ કરતાં સાંજ પ
ડી; સુમતી વીલાસ અને સ્વાર્થદત્ત રોજની માફક એ
રસ્તે થઇને નિકળ્યા; કામસેના તો સાચા દીલથી ઇશ્વર
સ્મરણ કરવામાં પડી હતી, તેથી તેનું ભાન રહ્યું નહી,
પણ કપટકળાની નજરે પડતાં તે કામસેના પાસે આવી,
અને કહ્યું બ્હેન જો આ ત્હારા ચિત્તના ચોર આવ્યા !

**કામસેના**—ક્યાં છે ?

કપટકળા—( છેટે બતાવી ) જો પેલા આવે !

કામસેના—હા ! હા ! સખી એજ ! જા ? જા ? સખી ગમે તેમ કરી તું તેમને અહીં બોલાવી લાવ્ય.

કપટકળા—( મસ્કરીમાં ઉડાવાદે ) મારે શું ગરજ કે હું તેડવા જાઉં ? ત્હારે ગરજ હોય તો તું જા, હું તો ક્યાંઈ જતી નથી.

કામસેના—બ્હેન કાલનો વિશ્વાસ આપી આજે વિશ્વાસ ભંગ કરીશ ! તું આવી નમેરી થઇશ, તેવો ખ્યાલ મે સ્વપ્ને પણ જાણ્યો નહોતો, પણ આજે અનુભવું છું: હા દૈવ મારૂ શું થશે !

ગાયન

કામસેના— ( જન્મારો અકારો ) એ રાહ

અકારો જનમ આ મ્હારો છે

વેસ્યા ઘરે શીદ અવતાર પામી, નહી મળવાનો મન
હર સ્વામી

ઉંચ અવતારી ને વળી નામી, નહી અહી પગ ધરનારો
છે—અકારો

ગુણીકા ઘરે કેમ પાય ધરે એ, વડીલની આબરૂ કેમ
હરે એ

ગુણીકાને કેમ કબુલ કરે એ, નક્કી દિવશ આ નઠારો
છે—અકારો

પરભવ કરણી આભવ પામું, જો જો પ્રભુ દિન બાળ-
કી સામું

ઉંચ ગતી દે જો શીર નામું, મરણ વગર નહી આરે
છે—અકારો

કામસેના—હે જગત નિયંતા જગદિશ્વર! પુર્વ ભવના પાપે આ ભવ નીચ ગતીને પામી છું, પણ આ ભવમાં હજી સુધી કાંઇ પાપ કર્યું નથી, તો આ બાળકીની અરજ ઉરમાં ધારી, જન્મો જનમ ઉચ ગતી અને એજ પતિ આપજે; એટલી મારી નમૃ અરજ છે. ( દાંતમાં જીવ લેવા જાય છે )

કપટકળા—બ્હેન ! બ્હેન !

## ગાયન.

( અલબેલી બાળા ) એ રાહ

કપટકળા—રસીલી બ્હેની,
કામસેના—જા જા
કપટકળા—છબીલી બ્હેની
કામસેના—જા જા
કપટકળા—પકડી લાવું પળમાં પ્રિતમ તુજ મુજ સંગેરે
કામસેના—સાચું છે કહેની
કપટકળા—હા હા
કામસેના—સાચુ છે કહેની
કપટકળા—હા હા
પકડી લાવું પળમાં પ્રિતમ તુજ મુજ સંગેરે
મળશે મન માન્યો તુજ, થઇશ નહી મન ભંગ
અન્યો અન્ય મળી ભેટી માણજો મદન જંગ
કામસેના—જાણ્યા છે મેં જાણ્યા બ્હેની મશ્કરીના ત્હારા ઢંગ
કપટકળા—નહી આલે વચન
—ખરે ખર
કપટકળા—હા ( વચન આપે છે )—રસીલી

**સાખી.**

સત્ય પ્રેમ ત્હારો સખી નહી પામે નિરાશ
સ્હામે જઇને સ્હેલથી લાવું ત્હારી પાસ

**કામસેના**—છે આશ એક ત્હારી તું સાચી સખી મ્હારી

**કપટકળા**—જાણ્યો ધારો

**કામસેના**—પ્રતાપ ત્હારો

**કપટકળા**—તેડી લાવું પલમાં પ્રિતમ તુજ મુજ સંગેરે.

( જાય છે )

---

સ્વાર્થ દત્ત અને સુમતી વીલાસ કામસેનાના મકાન આગળ આવ્યા, ત્યાં સ્વાર્થ દતે કામસેનાને જોઇ સુમતી વીલાસને કહ્યું, સુમતીવીલાસ લગાર ! ઉંચે તો જુવો ? સુમતી વીલાસ કહે કયાં ? સ્વાર્થ દત્ત કહે પેલા ઝરૂખામાં. સુમતી વીલાસે ઝરૂખા તરફ જોયું, ત્યાં કામસેનાને જોતાંજ તેનું મન વિહ્‌વળ થયું

**ગાયન**

( કોણુ હશે ) એ રાહ

શી નાજુક રમણી, છબીલી શી નાજુક રમણી
કોણુ એ શામા, રતી સમ રામા, ભુલાવે, કામા ચિત હર ભામા;
નવિન છબી નમણી — છબીલી
રતીના સરખી, નય નથી નીરખી,
ચિત રહ્યું હરખી, પ્રિતેથી પરખી;
જુવે ભામીની મુજ ભણી— — છબીલી
જાદુનો જંતર, મોહની મંતર
આ મુજ અંતર, ઉપર નિરંતર
પ્રેમમાં નાખ્યો હણી.

સ્વાર્થદત્ત સુમતીવીલાસને પ્રેમ વશ થયેલો જોઇને કહે, શેઠ આમ વિવ્હળ કેમ બની ગયા; એવે ઠેકાણે જવાનું આપણું કામ નહી. ચાલો ચાલો વધારે ઉભા રહેવામાં માલ નથી.

સુમતી વિલાસ કહે મીત્ર ઉભો તો રહે, એ નમણીનો ચહેરો તો જો ! કેવું સુંદર સ્વરૂપ, કેવાં નાજુક અવયો, જાણે સાક્ષાત ઈંદ્રના ઘરનીજ અપછરા ! અહા આવું રમણી રત્ન વેશ્યાને ત્યાં નાંખ્યું છે ! વિધિની કેવી ભુલ ! કેટલી ભુલ !

**સુમતી વિલાસ— ગાયન.**

( વિધિ ત્રિશે ) એ રાહ.

વિધિ કરે લહે ન વિચાર કંઈ
જાણે કોઈ વાતનું ભાન નહી—વિધિ કરે.
કર્મ ન દેખે કહીં, મર્મ ન લેખે કહીં;
જ્યાં ત્યાં આવ્યું એમ દેવાડે સહી—વિધિ કરે.
દિનમણી તાપક, ચંદ્રને શ્રાષિત;
જૂવો રત્ન બનાવ્યું જઇ કોલ મહીં—વિધી કરે.

---

સ્વાર્થદત્ત કહે, બાઇ તેનું આપણે શું કામછે; ચાલો ચાલો કોઇક જોશે તો આપણા ઉપર વ્હેમાશે. સુમતી વિલાસ કહે મીત્ર, તેને ન્યાળી ન્યાળીને નિરખી, છતાં આંખને ત્રપ્તિ થતી નથી. તે તો ફક્ત મારા સ્હામુંજ જોઇ રહી છે, અને તીરછી નજરથી નયન બાણો ફેંકે છે. જે બાણોથી આ કાયાને ઘાયલ બનાવી દે છે; પણ જો ! પેલી કોણ આવે છે !

**સ્વાર્થદત્ત**—તે ગમે તે હશે ? આપણે શું ! ચાલો ચાલો

કયાંક ડાગળી છટ થઇ જશે ડાગળી છટ ?

**સુમતી વીલાસ**—ત્હારે જવું હોય તો જા, હું તો આવતો નથી.

**સ્વાર્થદત્ત**—( લાગ આવેલો જાણી ) તમારા પીતાજી અને ઘરનાં બધાં મ્હારા ઉપર મીઠું વાટે છે, તેમાં જો આ રસ્તે તમને મહારી સાથે જૂવે તો મારા તો બારજ વાગે.

**સુમતી વીલાસ**—ત્હારી સામે ઉંચી નજર કરે, તેવું કોણ છે ? પણ જો પેલી આવી ( કપટકળા આવે છે )

**કપટકળા**—ચાલો શેઠ તમને મારી સાહેલી બોલાવે છે.

**સ્વાર્થદત્ત**—કોને મને ! ના બાઇ ના ! મારૂ ગરીબનું ગજું નહી.

**કપટકળા**—ના શેઠજી તમને નહી, પણ આ છબીલાને.

**સ્વાર્થદત્ત**—લ્યો શેઠજી જોઇતું હતું, ને વૈદે કહ્યું; રડતી સ્ત્રીને પીએરીઆં મળ્યાં; ના ! પણ હાલ નહી જવા દઉં, કાલે આવજો; મ્હારી સાથે આવેલ ને વેસ્યાના ઘરમાં જાઓ, એ વાત જો શેઠના જાણવામાં આવ તો મારૂ નખ્ખોદ કાઢી નાંખે.

**સુમતી વીલાસ**—અરે તારો વાંકો વાળ પણ કોણ કરનાર છે ?

**સ્વાર્થદત્ત**—ના શેઠ ! તે નહી બને; ચાલો સીધા સીધા, નહીતર હું જઈને તમારાં પીતાને જાહેર કરૂ છું; ( સ્વાર્થ સાથી લેવાનો વખત આવ્યો તેથી ઉપર પ્રમાણે કહ્યું )

**સુમતી વીલાસ**—( તેનો હાથ ઝાલી ) ચાલ્ય ભાઈ ચાલ્ય ( કપટકળાને ) હુ કાલે આવીશ.

કપટકળા— ગાયન.

( વાંચી હૃદયમાં ) એ રાહ.

ચાલોને શેઠજી જુઓ વિચારી,
એ ઝરૂખે તે ઝંખે બીચારી૦—
વદન મનોહર નિરખી તમારૂ
જંપે તુમ માળા છબી ચિત્તધારી. ચાલો૦
સ્મર તાપ તાપે થશે પ્રાણુ હાની,
પ્રેમજળ સીંચી દ્યો વેલ સુધારી. ચાલો૦
આપ પધારી કરો તમારી,
નાજુક નારી છે બાળ કુંવારી. ચાલો૦

---

**સુમતીવીલાસ**—જા હું કાલ જરૂર આવીશ. આ સ્વાર્થીઓ ક્યાંક ઘેર જઇને ભીડે તો મને ઠપકો મળે.

**કપટકળા**—( સ્વાર્થીઆને ઇસારો કરી ) આ શેઠ કાંઇ તેવા નથી, કે તમારે ઘેર જઇને કહીદે. (સ્વાર્થદત્ત ) કેમ શેઠ ?

**સ્વાર્થદત્ત**—ના ના આપણે કહેવાની શી જરૂર છે.

**સુમતીવીલાસ**—ત્યારે ચાલ આપણે બંને જઇએ.

**સ્વાર્થદત્ત**—ના ભાઇ, મારે જમવા જવું છે, નહીતર હું આવત.

**સુમતીવીલાસ**—ભલે જા, પણ જોજે ? આ વાત કોઇને કહેતો નહી.

**સ્વાર્થદત્ત**—શું મ્હારી તમને પ્રતિતિ નથી. પણ શેઠ તમારી વીંટી આપો. આજે ન્યાતમાં તમારી વટી પહેરીને મ્હાલવું છે.

**સુમતીવીલાસ**—ત્હારાથી વીંટી વધારે છે ! (આંગળીએથી કાઢીને આપે છે અને વેશ્યા સાથે જાય છે. )

**જોઇતો**—( મોહોકમાને ) માળાએ શેઠ પાસેથી વીંટી પડાવીને શેઠને રાંડના ઘરમાં મોકલ્યા. !

**મોહોકમો**—મારા બેટાને પકડીને વીંટી પડાવી લ્યો, ને એને શેઠ પાસે લઈ લ્યો; આજ એનું રાયતું કરીએ. ઠીક લાગમાં આવ્યો છે. ! (સ્વાર્થદત્ત આવે છે)

**સ્વાર્થદત્ત**—( જોઇતા અને મ્હોકમાને જોઇ રોષમાં ) કેમ લ્યા અહીં રખડો છો ?

**જોઇતો**—તમારા માટે.

**સ્વાર્થદત્ત**—મ્હારા માટે ?

**મોહોકમો**—હા શેઠ તમારા માટે.

**સ્વાર્થદત્ત**—શું કરવા ?

**મોહોકમો**—શું કરવા શું ? તમોને પુષ્પાંજળી આપવા.

**સ્વાર્થદત્ત**—શું મ્હને પુષ્પાંજળી આપશો ? તમારા જેવા તો કેટલાએ મ્હારા ખીસામાં રમે છે.

**મોહોકમો**—તે ગમે તેમ હશે, ને તમારા ખીસામાં રમે એતો સુમતીવીલાસ જેવા ભોળા મનના,. હમારા જેવા નહી સમજ્યો, પણ પેલી વીંટી કાઢો.

**સ્વાર્થદત્ત**—વિંટી શેની ?

**મોહોકમો**—શેઠની ! તે શેઠને રાંડના ઘેર મોકલીને શેઠ પાસેથી પડાવી તે.

**સ્વાર્થદત્ત**—હું તો કાંઇ જાણુતોજ નથી.

**જોઇતો**—જાણુતો નથી કેમ? (મોહોકમાને) શું જૂવે છે? આપો. કુંધીપાકને લ્યો શેઠ પાસે.

**મોહોકમો**—(સ્વાર્થદત્તને પકડીને) કેમ આપે છે કે નહી?

**સ્વાર્થદત્ત**—મને તો કાંઇ ખબર નથી, પણ કાલે તમારી વાત.

**જોઇતો**—કાલની વાત તો કાલ છે, પણ હાલતો હાથનં રસ લેવાદે. (ગડદા મારી વીંટી પડાવી લે છે. અને મારતા મારતા શેઠ પાસે લઇ જાય છે.)



# પ્રકરણ ૬ ઠું.

## શેઠનો પશ્ચાતાપ.



સદાફળ શેઠ રાત્રીના આઠ વાગે પ્રતિક્રમણ કરી પરવાર્યા, છતાં સુમતી વિલાસ આવ્યો નહી; તેથી સુમતી વિલાસ કયાં છે, તે પુછવા જોઇતાને બુમ મારી. જોઇતો, સુમતિ વિલાસને સ્વાર્થદત્તની પાછળ ગયો હતો, તેથી કોઇએ જવાબ આપ્યો નહી. જોઇતાનો જવાબ નહિ મળવાથી શેઠે ત્રણ ચાર વખત બુમો મારી; પણ જોઇતો ઘરમાં નહી, તેથી કાંઇ જવાબ મળ્યો નહી. જોઇતાનો જવાબ નહી મળવાથી શેઠે વિચાર્યું કે, જોઇતો કયાંક કામે ગયો હશે, તેથી મોહોકમાને બોલાવા સાદ કર્યો. મોહોકમો પણ જોઇતાની પાછળ ગયેલો, તેથી મોહોકમાનો પણ જવાબ મળ્યો નહીં. મોહોકમાનો પણ જવાબ નહી મળવાથી, શેઠે બે ચાર સાદ મોહકમાને કર્યા; પણ મોહોકમો હોય ત્યારે જવાબ આપેને ! મોહોકમાનો જવાબતો મળ્યો નહી, પણ સેજલદે શેઠાણી ઉપાશરે પ્રતિક્રમણ કરવા ગયાં હતાં, તે ઘેર આવ્યાં. ઘરમાં પેસતાં શેઠની મોહોકમાને બોલાવવાની બુમ સાંભળી તે શેઠ પાસે આવ્યાં, અને કહ્યું પ્રાણનાથ ! ઘરમાં મોહોકમો કે જોઇતો કોઇ દેખાતા નથી. તેમનું જે કામ હોય તે મને કહો, વખતે સુમતીએ તેમને કયાંક કામે મોકલ્યા હશે. કામ શિવાય તે કદાપી કાળે બહાર રખડે તેવા નથી.

સદાફળ શેઠે કહ્યું, પ્રિયા ! સુમતિ પણ દેખાતો નથી; રોજ આ વખતે તો તે મારી પાસે આવીને બેસતો

હતો, પણ આજ તે દેખાયો નથી, તેથી તે ક્યાં ગયો છે તે પૂછવા નોકરને બોલાવ્યા.

સેજલદેએ કહ્યું પ્રાણનાથ ! સુમતી તો તેના દિવાનખાનામાં હશે ! મારો સુમતિ આટલી બધી રાત સુધી બહાર રહેતોજ નથી. વખતે તેના દિવાનખાનામાં કાંઈ કામમાં ગુંથાયો હશે ! લ્યો હુંજ તપાસ કરી આવું, ને તેને તમારી પાસે બોલાવી લાવું.

સુમતિવિલાસનું દિવાનખાનું ઘરના પાછલા ભાગમાં હતું, દિવાનખાનાનો હોલ ઘણો શુશોભિત અને રમણીય હતો. દિવાનખાનામાં ચો તરફ જૈન ધર્મની છબીઓ જડી દિધી હતી હતી, ને હાંડીઓ અને ઝુમરો વિગેરે બીલોરનો સામાન પણ ઘણો ટાંગી દીધો હતો. દીવાનખાનાની જમીન ઉત્તમ કારીગરીના ગલેચાથી મઢી દીધી હતી. બાજુમાં ખુરશીઓ, ટેબલ, મુખમલ જડીત્ર કોચ કબાટો અને ઉતમ જાતના પલંગથી શોભી રહી હતી, ભીંતોમાં વિવિધ પ્રકારનાં ચીત્રો ચીત્રાવ્યાં હતાં. અને ચિત્રકારે કારિગિરિમાં કાંઈ મણા રાખી નહોતી· એવી રીતનું ઉમદા કારીગિરિવાળું દેદિપ્યમાન દિવાનખાનું હતું, ત્યાં આગળ સેજલદે શેઠાણી સુમતિવિલાસ શું કરે છે, તે જોવા સારૂ આવ્યાં.

દિવાનખાના નજદીક આવતાં દિવાનખાનું બંધ જોયું. અને મહી અંધારૂં જોવામાં આવ્યું; શેઠાણીની ખાત્રી થઇ કે, તે હજુ આવ્યો નથી; જો તે આવ્યો હોય, તો અંદર અંધારૂ કદાપી કાળે હોયજ નહી.

શેઠાણીને પાછો વિચાર આવ્યો કે, અત્યાર સુધિ કોઇ દહાડો તે બહાર રહયો નથી, તો આજ કેમ બહાર રહે. વખતે સુઇ ગયો હશે ! એવો વિચાર કરી, શેઠાણીએ

સુમતીવીલાસને બે ત્રણ સાદ કર્યા. શેઠાણીએ સાદ તો કર્યા, પણ સુમતીવીલાસ ગુણીકાને ઘેર આનંદમાં બેશી અમન ચમન ઉડાવતો હતો, ઘેર નહોતો કે તે જવાબ આપે.

શેઠાણીએ બે ત્રણ સાદ કર્યા, પણ જવાબ નહી મળ્યો તેથી શેઠાણીની ખાત્રી થઇ કે, તે ઘેર આવેલોજ નથી; જો ઘેર આવ્યો હોય, તો જવાબ આપ્યા શિવાય રહે જ નહી, એવી ખાત્રી કરી સેજલદે શેઠાણી પોતાના પતિ પાસે આવ્યાં, અને કહ્યું, સ્વામીનાથ ! સુમતીવીલાસતો દેખાતો નથી ! અત્યાર સુધી કયાં ગયો હશે !

સદા ફળ શેઠે કહ્યું, કયાં શું ! પેલા સ્વારથીઆની સાથે ગયો હશે; પ્રિયા ! સુમતિ દિવશે દિવશે બગડ તો જાય છે; એ સ્વારથીઆની સોબતે ખરાબ થશે. એ લુચ્ચો સુમતિ ને ઉંધે રસ્તે દોરી, તેનું અને આપણું ભવિષ્ય ખરાબ કરશે; આજ સુધી કોઇ દિવશ રાત્રે બહાર ભટકાતો નહોતો પણ એ ચંડાળે હવે ભટકતો કર્યો, તેમાં સક નહી.

સેજલદે એ કહ્યું પ્રાણનાથ ! મારો સુમતી એવો નથી, વખતે કાંઇ કામસર કોઇને ત્યાં રોકાણો હશે, તે શિવાય આટલી વાર કયાંઇ રોકાયજ નહી.

સદાફળે કહ્યું પ્રિયા ! કોઇ દિવશ નહી, ને આજ કામ-શેનું ? નક્કિ તે સ્વાસ્થીઆની સોબતે બગડશે; નાદાનની સોબતનાં ફળ સારાં નહી; કહેવત છે કે સોબતે અસર, અને તુંખમે તાસીર; તે બરાબર છે.

પ્રાણનાથ સોબતે અસર, અને તુખમે તાસીર, તે કેવી રીતે ! શું એની સાથે રહેવાથી મારો સુમતી પણ તેવો થયો ? કેવી રીતે મનાય ! મારો સુમતી તો ગુણી

અને ચૌદ વિધાનો જાણુ છે, અને ધર્મમાં પણ પુરો પ્રાવ ણુ છે; સદાફળે કહ્યું પ્રિયા ! તમે જાણતાં નથી ! હાલમાં-તો તેણે ધર્મની બાબત કેટલીક દુર કરી છે; સામાયક અને પ્રતિક્રમણ તે અહોનિશ કરતો હતો, તે તેણે બીલકુલ તજી દીધું છે.

## મરાઠી સાખી.

અધર્મીની સાથે રહીને તજીયો ધર્મનો ભાવ
સામાયક ને પ્રતીક્રમણ ને તજી દીધાં છે સાવ
ખરેખર દિલ જાણું બુરૂ ભવિષ્ય છે થાવાનું
હીંગ ગુલાબની સોબત થાતાં હીંગ ગુલાબે લાગે
ગુલાબ પાસ નવ લાગે હીંગને ગુલાબ સુવાસ ત્યાગે
બુરાની સંગે રહી, ગુણી જન ગુણને તજતા સહી

---

પ્રાણ નાથ ! તમારૂં કહેવું સત્ય છે. મને પણ તેનું પરિણામ માઠું જણાય છે; એ કયાં ગયો હશે, તેની ચિંતા થાય છે; વળી આજે જોઇતો ને મોહોકમો પણ ઘરમાં જણાતા નથી, શું તે બંનેને પણ સાથે લઇને ગયા હશે ! નાના તેતો કદી બનેજ નહી; સ્વાર્થીઆ ને ને એ બંને ને તો બારમો ચંદ્રમા છે; પણ વખતે ભોળવીને લઇ ગયો હોય, તો ના કહેવાય નહી

સદાફળ કહે પ્રિયા ! જોઈતો અને મોહકમો આપણા પુર્ણ વિશ્વાસુ છે, અને ચાલાક પણ પુરા છે. એ સ્વાર્થીઆને તો શું, પણ તેના બાપને પણ પત કરે તેવા નથી. તેને પત કરે એતો સુમતી જેવા ભોળાજ. પણ જો બહાર સ્વાર્થીઆ જેવો સાદ શાનો સંભળાય છે !

**નેપથ્યમાં—** **ગાયન.**

( બોલ્ય અરે બેવકુફ જરા વિચારી ) એ રાહ.

**જો-મો—** ચાલ્ય ઝટ પાપીઆ થા તુ અગાડી,

નહીંતો માર ખાઈ મરી જઇશ અહીં;
**સ્વાર્થદત્ત**—માર મારી કીધો છે અધમુવો મુને,
પાય પડુ જાવાદ્યો મુને ભાઇ;
**જો-મો**— ............................ ચાલ્ય ચાલ્ય
શેઠની પાસે ગયા વિણ ક્યાં જઇશ,
**સ્વાર્થદત્ત**—જાવાદ્યો બાપજી હું ગરીબ મરી જઇશ,
**જો-મો**— ............................ ચાલ્ય ચાલ્ય

---

**સ્વાર્થદત્ત**—સઘળું તમારે માંથે હું ઢોળી દઇશ;
**જો-મો**— લે ત્યારે લેતો જા ................ચાલ્ય.
**સેજલદે**—( છેટે જોઇ ) મરાઠી સાખી.
મોહકમો જોઇતોબંન્ને આવે સ્વારથીઆનેલઇને
ઢીંચણુ કોણી ગડદા પાટુ મારે અતિ ક્રુરથઇને
શું ગુન્હો કર્યો જેથી તેમને હાથે ચઢયો
**સદાફળ**—નીમકહલાલછે નોકર એતો, નેકીવંત છે ભારે;
ગુન્હા પ્રમાણે શીક્ષા આપે, વિણુ વાંકે નવ મારે;
છે દુષ્ટ અતિ, સાથે દેખાતો નથી સુમતી

---

ત્રણે આવે છે )

**સ્વાર્થદત્ત**— **ગાયન.**

( સુજ ન પડેરે પીઉ પ્યારા ) એ રાહ )

સુણો શેઠ વિનંતી મારી
નથી વાંકજ મારો લગારી.
મળી વેશ્યાએ કામણગારી
ભોળા શેઠને ભોળાવ્યા ભારી—સુણો
ભુંડી રાંડે ભાઇને ભમાવ્યા ઘણું કહ્યું પણ તે ન આવ્યા
રૂડી રાંડને જોઇ લોભાયા—હાં, હાં—

મમ ઉપાય બર નહી આવ્યો, ત્યાં આ બે એ સપડાવ્યો
માર્યો માર હા મન ભાવ્યો—સુણો૦—

---

**સેજલદે**—એ તો બધુ ખરૂ પણ તારૂ બોલવું સમજાતું
નથી, કહે સુમતી કયાં છે?

**મોહકમો**—કેહેને કે રાંડના ઘરમાં!

**સદાફળ**—આ શું કહે છે!

**જોઇતો**—બરાબર; આ રાંડનાએ ભાઇને ભોળવી વેસ્યાને
ઘેર મોકલ્યા.

**સ્વાર્થદત્ત**— જુઠું જુઠું તદન જુઠું.

**જોઇતો**— **મરાઠી સાખી**

ભોળા શેઠને આ સ્વારથીએ, રાંડને ફંદે ચઢાવી;
શેઠને મોકલ્યા રાંડની સાથે, વીંટી લીધી કઢાવી;

**મોહોકમો**—જુવો આ પડાવી,માર મારી ને અડાવી

---

સ્વાર્થ— **ગીતી.**

લોહ ચુંબક લોહ ખીંચે, તેમ શેઠજી ગુણકા જોઇ લોભ્યા
ઘણું ઘણું કહી વાર્યા છતાં ગયા તે મુજથી નહી થોભ્યા.

---

**જોઇતો.**—શેઠજી આ બધુ બોલવું તેનું તુકટી છે. તેણે
જાતેથી ગુણીકા સાથે જવાનું કહ્યું, તે અમે
કાનો કાન સાંભળ્યું. કેમ મોહોકમા?

**મોહકમો**—શેઠજી જોઇતાનું કહેવું અક્ષરે અક્ષર સાચું છે.
તે બધાં આ પ્રપંચીનાંજ વાનાં છે.

**સ્વાર્થ**—સ્વગત-(જો તે પ્રમાણે ન કરૂ તો પછી મારૂ
પેટ કેમ ભરાયને મારો સ્વારથ કયાંથી સરે)
ચાસને ના શેઠજી હું તો કાંઈજ જાણુતો નથી.

**સેજલદે**—મારા રોયા, તે ઘરમાં રહી મારૂ ઘર માર્યું છે. મારા **ભોળા છોકરાને** ઉંધે રસ્તે દોર્યો છે.

**સ્વાર્થ**—(હૈયાનો ફુટો અને ખીસ્સાનો તર મળે તો કોણ પોતાનો સ્વાર્થ તજે. અને ઉંધે રસ્તે દોરાયા શિવાય મારોસ્વાર્થ કેવી રીતે સરે) ચાસન—શેઠજી ! માજી ! મારો બીલકુલ દોશ નથી, રાંડને જોઇને ભાઇ મોહ પામ્યા તેમાં મારો શું દોશ ?

**સેજલદે**—મારા રોયા જા તારૂ કાળુ કર, ને હવેથી મારા ઘરમાં પગ દીધો છે, તો તારી ટાંટીઓ કાપીશ.

**સ્વાર્થ**—( હવે કાંઈ માર ખાઇને મરી જવું નથી કે અહીંઆં આવીશ. જે સ્વાર્થ સાધવો હતો, તે સધાઇ ચુકયો છે. સારી રીતે પૈસા છીનાવ્યા છે.) માજી ! હું કાંઇ નવરો નથી, ને તમે મારો દોશ ગણતાં હો તો ભલે, પણ મારો જરી પણ દોશ નથી.

**સદાફુળ**—જા અક્કરમી તારૂં કાળું કર; અભાગીઆ, તેં છોકરાને ખરાબ કર્યો, મેં તો આગળથીજ ભવિષ્ય ભાખ્યું હતું.

**સ્વાર્થદત્ત**—( મેં પણ તમારૂ ભવિષ્ય ભાખીનેજ કામ સાધી લીધુ છે નહીતર ધીરે ધીરે પટાવત ) ચાસન—પણ શેઠજી—માજી—

**સદાફુળ**—( જોઇતા અને મોહોકમાને )—આ અક્કરમીને મારા મોં આગળથી દુર કરો.

**મો. જો.**—જાઓ સાહેબજી સીધા સીધા પધારો. (ધક્કા મારીને કાઢી મુકે છે )

**સેજલદે**—પ્રાણનાથ ! આ અભાગીઆએતો ભુંડી કરી, સુમતીને ઉંધે રસ્તે દોર્યો, તમારૂ કહેવું અક્ષરે

અક્ષર સાચુ તેમાં શક નહી. ગુલાબને હીંગની સંગત થતાં, ગુલાબમાં હીંગનો પાસ બેસે, અને પોતાની સુવાસ તજે; તે પ્રમાણેજ બન્યું. જો આ અભાગીઆની સોબત ન થઇ હોત, તો મારો સુમતી કદાપીકાળે બગડત નહી. હવે તે કેવી રીતે સુધરશે ?

સદાફળ—પ્રિયા ખાલી શોચ ન કરો ભાવી ભાવ હશે તે પ્રમાણે બનશે; તમારી ને મારી ઇચ્છા કામમાં આવવાની નથી. વિધી બળવાન છે.

**મરાઠી સાખી.**

વિધિ અંક નહી મીથ્યા થાએ, ભાવી ભાવ નવ મૂકે;
દાટેલા તે ભુસે કદાપી, લખ્યા લેખ નવ ચુકે;
શીદ શોચ કરે, શોચ કરેથી કહે શું વળે.

---

સેજલદે—પ્રાણનાથ આપણાં એવાં કીયા ભવનાં પાપ જાગ્યાં કે સુમતી ઉંધે રસ્તે દોરાયો ? આપણ સુખીઆંને દુ:ખમાં નાંખ્યાં.

સદાફળ—પ્રિયા! સુખ દુ:ખ તેતો પ્રભુની માયા છે. સુખ કશામાં નથી, છોકરા તેતો અમૃતીઆ વાણી છે, કહેવતમાં કહ્યું છે કે " છોવાળે તે છોકરા, ને દિવાળે તે દિકરા," એવા છોકરા કરતાં વાંઝીઆ રહેવું લાખ દરજજે ઉત્તમ છે.

સેજલદે—પ્રાણનાથ! ઇશ્વરે આ એક દુ:ખ લાવીને નાંખ્યું; આપણો સુમતી ખરાબ નહોતો, સર્વ ગુણ સંપન્ન અને ચૌદ વિદ્યાનો જાણ હતો; એતો આ પાપીઆને પાને પડીને ઉંધે રસ્તે દોરાયો.

સદાફળ—પ્રિયા! દશા વીસી દરેક મનુષ્યને માંથે આવે છે. ભલે રાય હો કે રંક હો, પણ જેમ દીવ-

શમાં તડકો અને છાંયો, તેમ મનુષ્યને દશાવિશી;
મનુષ્ય માત્રને સુખ દુ:ખ એ બંને દશા અનુભ-
વવી પડે છે. દશા કોઇને છોડતી નથી. જેવા
રૂતુના રંગ છે, તેવાજ દશાના ઢંગ છે. ભીખારી
રાજા બને છે, તે પણ દશાનોજ રંગ; ને રાજા
ભીખારી થઈ જાય છે, તે પણ તેનોજ ઢંગ.

**મરાઠી સાખી.**

ભલ ભલાને આપી ભુલાવો, દશા સર્વને નડતી;
સુખીઆને તે દુ:ખીઓ બનાવે, ગરીબની કરે ચઢતી;
દશા છે પ્રભુ માયા, દાખવે સઉને તડકા છાંયા

---

માટે પ્રિયા ધિરજ ધરો, ને અરિહંતનુંજ ધ્યાન ધરો; તો તે દુ:ખથી મુક્ત થશો. તે વિણુ તે દુ:ખમુક્ત કરનાર દુ:નિયામાં કોઇજ નથી. રાવણુ સીતાને હરી ગયો તે દશાનુંજ બળ, કૈયો સૈરંધ્રિમાં લોભાણો, તે પણુ કાળનીજ ફળ—માટે પ્રિયા! આપણું અમંગળ થવાનું છે, તે નક્કીજ છે. હવે તો તે સુખ દુખના સાથી સાચા અરિહંત દેવને સંભારો, ને તેનુંજ નામ ઉચ્ચારો, તેથીજ દુ:ખ મુક્ત થવાશે; તે શિવાય બીજો આરો નથી.

સેજલદે કહે પ્રાણુ નાથ! તમો મને આસ્વાસન આપો છો, છતાં તમારા અંતરના દુ:ખી ઉદ્‌ગારો તમે ગમે એટલા છુપાવો, પણ છુપાતા નથી; જેવી રીતે મને ધિરજ આપો છો, તેવી રીતે તમે પણ ધીરજ ધરો, અને અરીહંત દેવનું સાચા દિલથી સ્મરણ કરો; તેનું ધાર્યુંજ થશે; મનુષ્યની ધારણા નકામી છે. તમારા અંતરના દુ:ખી ઉદગારો દુર કરી જરા આરામ લ્યો. એ પ્રમાણે શેઠને ધીરજ આપી, શેઠ શેઠાણી અંત:હપુરમાં ગયાં.

# પ્રકરણ ૭ મુ

## કામસેના અને સુમતી વીલાસ.



સુમતિવિલાસને લઇ કપટકળા કામસેના તરફ ચાલી; કામસેના સુમતીવીલાસની ઝંખના કરતી બેઠેલી છે, અને તેનું દિલ ફક્ત સુમતિવીલાસમાંજ લાગેલું છે, અને સાચા મનથી તેનુંજ સ્મરણ કરતી બેઠી છે; આગળ પાછળનું તેને બીલકુલ ભાનજ નથી. એવી તે સુમતીવીલાસમાં એક તાર થઇને તેનુંજ રટણ કરતી બેઠી હતી.

કપટકળા એ વિચાર્યું, હવે લગાર તેને બનાવવી તો ખરી, તેવું ધારી તેણે સુમતીવીલાસને દાદર ઉપર છાનો માનો ઉભો રાખ્યો, અને કહ્યુ તમારા પ્રતિ તેનો પ્યાંર કેટલો અને કેવો છે, તેની ખાત્રી કરી આપું; એવું કહી તે કામસેના પાસે ગઇ, અને કહ્યું બ્હેન કામસેના !

કામસેના કે જે એકજ ધ્યાનમાં હતી, તેને કપટકળા આવ્યાની ખબરજ નહોતી; તેણે કપટકળા એ તેને બોલાવી તે પણ સાંભળ્યું નહી; તેનું મન તો ફક્ત સુમતીવીલાસમાંજ રમી રહ્યું હતું અને મુખે ઝંખના પણ તેજ હતી.

અહા ! હા ! પ્રેમ ! પ્રેમ ! એક અજબ ચીજ છે; ભુખ્યાને ભુખનું ભાન તજાવે છે, દુઃખીઆંને દુઃખનું ભાન તજાવે, સુખીને દુઃખી બનાવે છે, વન વન રખડાવે છે, અને રઝળતા કરે છે, તે એક પ્રેમજ; તારામાં એવી

શી મોહીની છે, કે કોઇથી કળી શકાતીજ નથી! વ્હાલા વાંચક વૃંદ! પ્રેમ એ એક નાળીએરનો ગોળો છે, તેનો સારો ઉપયોગ કરે, તો મીઠુ પાણી અને સ્વાદિષ્ટ ખોપરૂ પણ મળે: અને જો ગેર ઉપયોગ કરે, તો માથું કુટાય; સારો એટલે પ્રભુ અને પુન્ય એ બંન્ને પ્રતિ પ્રેમ હોય, તો આ ભવ અને પરભવનું કલ્યાણ થાય, અને ફરીથી તેને માતાના ગર્ભવાસમાં અવતાર ધારણ કરવો ન પડે; ને જો પરદારા, પરધન, વિષય, ચોરી, ચાડી, જારી વિગેરે પાપી વાંચ્છનાઓ ઉપર પ્રેમ જાય, તો આ ભવનું અને પરભવનું બંન્ને બગાડી લક્ષ ચોર્યાશી યોની ભટકાય ત્યારેજ આત્માનો છુટકો થાય; માટે વ્હાલા વાંચકવૃંદ જો પ્રેમનો સદ્ ઉપયોગ કરી જાણો તો પ્રભુ અને પુણ્ય કર્મ એ બંન્નેઉ પર પ્રેમ ભાવ રાખ જો, અને કુકર્મોથી ડરીને ચાલ જો, જેથી માનવ ભવ-તરી શીવ પદ સુખને વરશો. અસ્તુ;

કામસેનાએ જવાબ નહી આપ્યો, તેથી કપટકળાએ ફરીથી તેનો ખભો ઝાલી ને હલાવી ને કહ્યુ, બ્હેન કામ-સેના! કામસેના કહે કોણ પ્રિતમ પધાર્યા! કપટકળા કહે સુર્ખી! ગાડી બાંડી થઇ છે કે શું? પ્રિતમ કેવા!

કપટકળા કહે એ વાણીઆ તે વળી આવે! એ સ્વાર્થીઆ સ્વાર્થ વગર કયાંઇ ડગલું ભરે નહી સમજી? હું તેમની પાસે ગઇ, ત્યાં ઉલટી તેમણે મને બનાવી.

**કામસેના**—શું કહી બનાવી! એ રસીલાએ શું વચનો કહ્યાં, તે તો કહે?

**કપટકળા**—જો સાંભળ-હું તેમની પાસે ગઇ, અને તે-મને મેં ત્હારી સાથે પ્યાર જોડવા બહુ બહુ વિ-

નચ્યા, પણુ જાત વાણીઆની ને ! એકના એ ન થયા તે નજ થયા ?

**કામસેના**--પછી

**કપટકળા**—પછી શું, છેવટે ત્હારી વતી તેમના પગે પડી.

**કામસેના**—પગે પડીને તેડી લાવીને ?

**કપટકળા**—બાઇ સાંભળતો ખરી, કેવી રીતે તેડી લાવી? લગાર વિચારતો કર્યં ? કે તેડી લાવીજ.

**કામસેના**—કહે બ્હેન કહે. પણુ વ્હાલા કયાં ?

**કપટકળા**—વળી પાછો વ્હાલો ક્યાં ? જો સાંભળ પગે પડી પણુ તેમણે માન્યુ નહી, ઉલટી મને તુચ્છ કારીને તે તો રસ્તે પડયા.

**કામસેના**—એટલે ?

**કપટકળા**—એટલે શું ચાલ્યા ગયા.

**કામસેના**--નિર્ભાગી ? હું કેવી નિર્ભાગી ! હવે મારૂં શું થશે !

ગાયન.

( વૃથાજ કર્યો બોલ ) એ રાહ

જશેજ કેમ જનમારો મારો. લાગે ભવસાગર હવે ખારો—જશે
પતિએ વરવા લીધી પ્રતિજ્ઞા, હવે નહી મર્ણ વિણુ આરો-જશે
ભવઅટવી ભમું શી આશે, ધારી સતીનો ચીર ધારો—જશે
ભવોભવ એજ પતિ માગુ જગતપતી, અરપું હું પ્રાણુજ મારો—જશે

---

બ્હેન હવે જીવિત વૃથા છે જો સાંભળ

**કામસેના**— ગાયન.

( મારા તનમાં મનમાં ) એ રાહ,

મારા મન મંદીરના વાશી વિલાશી, એછે સાચા સુણુ બ્હેની

વળી પાળવો છે સતિત્વ ધારો, હવે કરૂ શું તું કહેની—મારા
ગુણીકા ઘર શીદ જન્મી હું હાય, મન મારૂ મુઝાય;
જીવિત વ્યર્થ ગયું આશ જેની
કપટકળા—..........સુખી થા સંગે તું તેની—મારા.

---

કામસેના—ક્યાં છે! બ્હેન ક્યાં છે! મશ્કરીતો કરતી નથી?
કપટકળા—પ્રેમ ઘેલી વેલડી પ્રેમી પતી રૂપી વૃક્ષને
વિંટાઇ સંસાર સુધાર.
કામસેના—પણ છે ક્યાં ?
કપટકળા—અધીરી થિરી થા.
કામસેના—બ્હેનં મશ્કરી જવાદે, એ પ્રેમી પ્રિતમને બ-
તાવ્ય.
કપટકળા—પણ બ્હેન કદાપી મારા ઉપરનો પ્રેમ દુર
થાય તો ?
કામસેના— તે તો બનેજ કેમ ! પ્રાણ સખીનો પ્રેમ
તે દુર થાય, પ્રાણ સખીને તે વિસરી જવાય !
કપટકળા—હા ! હા ! બ્હેન થાય, પ્રાણ સખા મળ્યા,
ત્યાં પ્રાણ સખીને એની મેળે ભુલી જવાય.
કામસેના—નહી નહી બ્હેન કદીજ નહી.
કપટકળા—જોજે ?
કામસેના—બહુ સારૂ; પણ બ્હેન તે છે ક્યાં ?
કપટકળા—ત્હારા અંતરમાં.
કામસેના—અંતરમાં છે તે તો છેજ, પણ પ્રત્યક્ષ ક્યાંછે.
કપટકળા—આ પ્રાણ સખી છે, તો પછી એ પ્રાણ સ-
ખાનું શું કામ છે ?
કામસેના—પાછી મશ્કરી !

**કપટકળા**—ના બ્હેન મશ્કરી નહી. પણ જો પ્રાણુ સખાની ઝંખનામાં પ્રાણું સખી યાદ સરખી પણ આવે છે? જ્યાં નવો પ્રેમી મળે, ત્યાં જુના પ્રેમની યાદી પણ શેની રહે.

**કામસેના**— **ગાયન.**

(પ્યારી વાતો મધુરી કરો) એ રાહ.

બ્હેની વાતો તજી દે તું બ્હારની, ભેટ કરાવ રસીક સરદારની
ઝટ મળે શેવા એ દિલદારની, બનું વ્હાલીએ વ્હાલા ભરથારની
સાચુ કહેની, ક્યાં છે બ્હેની, પુરી બની અધિરિ હું પ્યારની. ભેટ
**કપટકળા**-ભેટ કરાવું એહ દિલદારની; મોજ મણાવું સંગે સરદારની.
માણુ રંગત રહી સાથે ભરથારની, કરો વાતો રસીલી શ્રંગારની
જો આ આવે, ભેટ તું ભાવે, જાણજે કૃપા કિરતારની-ભેટકરાવું

**કામસેના**—ક્યાં છે?

---

કપટકળા—જો એ આવે! (સુમતીવીલાસ આવે છે)

**કપટ—કામ**— **ગાયન.**

(પાવન કરીએ પધારીને) એ રાહ.

પાવન કીધી પધારીને બની આવ્યા રશીક દીલદાર
**કામસેના**—ગણ્યા સાચા દિલથી ભરથાર
સાચા એક શીર તણા સરદાર રહી છું સાચો ધારી પ્યાર
**કામ—કપટ**—આપે ઉગારી, કીધી આભારી,
ઉદ્ધારી ગુણીકા નાર— પાવન

---

સુમતીવીલાસ— ગાયન.

(હતો માને પેટ) એ રાહ.

પ્રેમ પરિક્ષા તારી જોતાં મુજ મન હર્ષ વધ્યો અતિશે
વિસ્મય પામ્યો ભારી જોયો નહીકો અન્ય તરૂણી વિશે
નિચ જાત ગણીકાની છતાં પ્રપંચ ન રંચ વસ્યો તુજમાં
રહું ન તુજથી ન્યારો સાચો પ્રેમજ જાણ્યો તુજ મુજમાં

---

કપટકળા—લ્યો બ્હેન હવે પ્રેમી સાથે માણો મઝા, ને લ્યો જોબનનો લ્હાવો !

કામસેના—બહુ સારૂ બ્હેન હવે તમે તમારે સીધાવો.

કપટકળા—બસ એટલીજ વાર ! પહેલાં શું કહેતી તે યદ કરી જો.

કામસેના—બધુ પછી હાલતો સીધાવો.

કપટકળા—એટલીજ વારમાં ફરી ગઇ કે ?

કામસેના—બ્હેન હવે માંથાફોડ મુકી દે ને સીધી સીધી ચાલી જા.

કપટકળા—ત્યારે પ્રેમ સખાને મળી, એટલે પ્રેમ સખીને તો દેશવટોજ !

કામસેના—હા ! હા ! દેશવટો; હવે કાંઇ કહેવું છે ?

કપટકળા—એતો દુનિયાનો ધારો છે, કે ગુમડું ફાટયું ને વૈદ વ્હેરી.

સુમતીવિલાસ—ના ! ના ! એમ તે હોય ! ભલે પાસે બેસો.

કપટકળા—પણ શેઠજી આ પ્રેમ નાગણને પૂછ્યું છે ?

કામસેના—હવે કહું છું કે કુથલી મુકીને જા.

કપટકળા—લ્યો શેઠજી તમો કહોછો કે બેશ, ને આ કહે છે કે જા. તો મારે કોનું વચન કબુલ રાખવું.

**કામસેના—** **ગાયન.**

( છોડો છેડો છબીલા ) એ રાહ.

તજી ખટપટ તું તો કહું સીધાવ હું તો.
શીદ કરે હરશમાં હાણુ—હઠીલી૦-
જરી વિચાર મનમાં તું આણ્ય, શીદ બકે અવળી
તું વાણુ—શીદ૦-

**કપટકળા—**

વાહ વાહ વચન શાં કાઢે, બ્હેની મુખથી ઉચ્ચારરે
કરે પ્રથમ વચનનું તું ભાન-છબીલી ધરે૦-
જાણી પ્રીતિમાં છે ગુલતાન, આમ છેક બની શું
બેભાન-કરે૦-

**સાખી.**

પ્યારો પ્યારી જગ મળે, પણુ નવ છોડે ભાન;
તેમ પ્રિતમથી ભેટી તું ભેટતાં થઈ બેભાન

**સુમતીવિલાસ—**છોડો છોડો રસીલી એ વાત, શીદ કરોછો પ્રિતિમાં ધાત, જાણ્યા જાણ્યા શેઠજી સુજાત

**કામસેના—**..............................તજી

---

**કપટકળા—**બહુ સારૂ બ્હેન હું જાઉછું.

**કામસેના—**ભલે સીધાવો (કપટકળા જાયછે

**સુમતીવિલાસ—**પ્રાણુ પ્યારી તારા પ્રેમની તો અવધિ બસો બસો ત્હારા શીવાય આ કાયાને કાંઇ ચેન પડનાર નથી તે નથીજ; જેવી રીતે જળને માંછલાનો પ્રેમ છે. દીપકને પતંગનો પ્રેમ છે, તેવોજ પ્રેમ ત્હારી સાથે મ્હારો સમજજે.

**કામસેના—**મારા હૈયાના હાર! માંથાના મુગટ! જેટલો મ્હારો પ્રેમ તમારા ઉપર છે, તેટલાજ પ્રેમની

ઇચ્છા રાખુંછું. નાજુક નગીના! પુર્વના પુન્યોદયથી ગુણીકા ગ્રહે જન્મી છતાં મુળથી તે ધંધો ન સ્વીકાર્યો તે નજ સ્વીકાર્યો, આટલા દિવશ ધિરજ ધરી રહી, તો ધીરજનાં ફળ મળ્યાં; પુર્વના પુન્ય નો ઉદય થયો, જેથી તમારા જેવા ચતુર વિચીક્ષણ પતીને પામી.

સુમતાવિલાસ—વ્હાલી તને ધન્ય છે. ઉચકે નીચ ગમે તેવે ઠેકાણે પુરૂષ યા સ્ત્રી એક આકીને રહે, તો તેની મનો વાંચ્છના સિદ્ધ થાયજ થાય તેમાં ફેર નહી. કિરતાર સર્વે પ્રાણીની ,મનેચ્છા પરિપુર્ણ કરે છે, પણ પામર પ્રાણી લોભે ને લોભે લેવાય છે, અને લોભને વશ બની પોતાને મળેલું થોડું પણ ગુમાવે છે. જો તું એક આકીને રહી, તો એક પલકમાં મ્હારી સાથે પ્યાર જોડાયો; ત્હારી મનેચ્છા તે નોધારાના આધાર ભગવાને પરીપુર્ણ કરી, છતાં તું લોભે લેવાઇ મારા કરતાં બીજા સારાની વાંચ્છના કરે, તો તેતો ન મળે તે નજ મળે, પણ ઉલટો મને ગુમાવે; માટે આશા ત્રષ્ણા તજી મળ્યું. એમાંજ સુખ અને સંતોષ માને, તો તેના જેવો સુખી જીવ આ દુનિયામાં કોઇજ નથી એમ સમજવુ.

ઉપર પ્રમાણે વાર્તા વિનોદ કરી તે પ્રેમી જોડું અંતઃપુર તરફ ગયું, અને આખી રાત્રી આનંદમાં નિર્ગમન કરી.

# પ્રકરણ ૮ મું.

## કામસેનાનો વિરહ.



બીજે દીવસ સવારના ઉઠી સુમતીવીલાસ ઘર તરફ જવા તૈયાર થયો, ત્યાં કામસેનાએ કહ્યું. પ્રાણઆધાર આજે મારા યોવનનું સાર્થક થયું, મારી મનેચ્છા સફળ થઈ; સુમતીવિલાસે કહ્યું, એમાં યોવનનું સાર્થક શેનું ? કામસેના કહે કેમ નહીં. આજે મારો જન્મારો સુધાર્યો.

### ગાયન.

(રાહ આજે ઉગ્યા સોનાના સુરજ) એ રાહ.

**કામસેના**—રસીક પતી તમે છો પ્રાણ પ્યારા,
રંગે રમાડી પ્રીતેથી આ દારા,
ધન્ય ભાગ્ય ગણું આજ હું મારાં,
કારજ મારાં સર્વે સુધાર્યાં
**સુમતી**— મનોહારી પ્રિયા પ્રાણથી પ્યારી,
પ્રેમજ ત્હારો અલૌકીક ભારી
**કામસેના**—(પણ વ્હાલા તમારા પ્રેની તો બલીહારી)
**સુમતી**— ગુણીકા છતાં ગ્રહ્યા સતીના ધારા,
મનહર પ્રેમી તું છો દીલદારા
**કામસેના**—...........................રશીક.
શી મધુરી છે વ્હાલાની વાણી.
ઉર અતિશય હર્ષે ભરાણી
**સુમતી**— ( પણ ત્હારી વાણીનીતો અવધિ )

કામસેના—( વ્હાલા અવાધ શેની )
સુમતી— અન્ય મઝા તુજ વાણીમાં જાણી
રૂપ અનુપ તુમાં ગુણ ખાણી
નયન બાણે લેતી પ્રાણ તુ તાણી
રંભા મળી અતિ ઉત્તમ શાણી—
કામસેના—.......................રસીક

સુમતીવિલાસ—ધન્ય છે પ્રિયા તુજને કે એક સાચી વૃતિ ધારણ કરીને બેઠી છે; ત્હારી સંગત પ્રાણ ગયે પણ છોડનાર નથી, તે સત્ય સમજજે.
કામસેના—મારા હૈયાના હાર! મારી એટલીજ વિનંતી છે. એક પળ પણ અળગી થવા ઇચ્છતી નથી; મારા નયનાનંદક! હર હમેશ મારી પાસે રહી મારા મનને આનંદ આપો પ્રિતિરસ પીઓ અને પાઓ. મારા પ્રાણ પ્રભુ! એટલીજ ઇચ્છા છે; અવર કાંઇ ઇચ્છા નથી.
સુમતીવિલાસ—પ્રિયા તે પ્રમાણેજ હું ત્હારી પાસેનો પાસેજ રહીશ. પણ
સુમતીવીલાસ—મરાઠી સાખી.
હાલ તુરત જાવાનું મારે હત્રણાં પાછો આવું
વસ્ત્ર પોશાકને હર દાગીના સાથે હું તો લાવું
પછી નિશ્ચીંત થઈ, હર હમેશ રહેવાનો અહી
કામસેના— રાગ ઉપરનો.
વસ્ત્ર દાગીનાને નવ ઇચ્છું અળગી થવાની ન જરીએ
ઘેર જવા જો ઇચ્છો મનથી મારી મને સંચરીએ
સમજુ છો શું કહું, પળ એક અળગી હું નવી રહું

**સુમતીવીલાસ**—પ્રિયા! આ વાતની તે આડાઇ થતી હશે! જો ઘેર ન જાઉં તો પેલો સ્વારથીઓ વાત ઉડાવે તો ખોટું કહેવાય, ને માત પીતા ગુસ્સે થાય.

**કામસેના**—પ્રાણનાથ! માતા પીતાની બ્હીક ધરાવશો, તો તો અહીં શી રીતે રહી શકશો?

**સુમતીવીલાસ**—પ્રિયા! તારૂં કહેવું બરાબર છે, પણ એક વખત જઇને તેમને જણાવીને આવું, તો બધી પંચાતી પતે.

**કામસેના**—પ્રાણ પતિ! મને ખાત્રી છે કે તેઓ તમને આવવા દેનાર નથી. માટે જવું રહેવા દો, નહીંતર આનું પરીણામ માઠું આવશે.

**સુમતીવીલાસ**—પ્રિયા! તું કોઇ બાબતની ચિંતા રાખીશ નહી; ફક્ત એક કલાકમાંજ પાછો આવું છું. તું રસોઇની તૈયારી કરાવ્ય.

**કામસના**— **ગાયન.**

(સાજીબા સલુણા નાની નણદી) એ રાહ.

પ્રિતમ પ્યારો મુજ વિનતિ સ્વીકારો
પ્રેમી પાતળીઆ તમે (૨) જવું જવું નામ એ વિસારો—
પળનો વિયોગ નહી સહન કરૂં હું
થાકી હું કહી કહી (૨) પ્યારા મારા અર્જ અવધારો—
ધન દોલતને નવ ચહુરે, ગ્રહી સાથ નાથ પ્રિતિ રસ પાઓ
યોવનના દાનને દઇ માગ છેલડા, હવે નહી જરી તલસાવો
ઘેલછાઇ છોડો જાવાની પ્રેમ ઘેલડા,
પ્રિતે હસીને હસાવો—
અર્જ દાસીની આ ફર ધરી લઇએ
સમજુ શાણા છો કહો ઝાઝું શું કહીએ

**સુમતી**—હમણાં હું આવું મનમાં ન મુંઝાઇએ—

**કામસેના**—.........................પ્રિતમ.

**સુમતીવીલાસ**—પ્રિયા હાલ આવું છું, લે આ વચન પછી કાંઈ છે!

**કામસેના**—ભલે સીધાવો પણ જો જો? કદાપી રોકાઈ ગયા તો આ ખોળીયામાં પ્રાણ ટકનાર નથી તે ખાત્રીથી સમજજો. શેઠજી સમજુ છો, વધું શું કહું.

**સુમતીવીલાસ**—પ્યારી હાલને હાલ પાછો આવું છું.

**કામસેના**—માછલી જળ વીના રહેતી નથી, તેમજ આ પ્રેમી માછલી તમો વારી વણ નહી રહે, સારસ જોડી વીણુ રહેતુ નથી, તેમ આ પ્રેમી સારસ તમારી જોડીનો વિયોગ નહી સહે, એ તો વિયોગ દુઃખે પ્રાણ તજશે તજશે ને તજશેજ; માટે જીવદયા પ્રતિપાળ છો, વિચાર કરજો? નહી તો નાહક સ્ત્રી હત્યા ચોટશે.

**સુમતીવીલાસ**—પ્રેમી પ્રિયા જે દુઃખ તને મારા વિયોગથા ઉપજે છે, તેવું જ બલકે તેથી પણ વિશેશ દુઃખ મને ઉપજે છે. પણ ગયા વિના છુટકો નથી તેથી લાચાર. લે હું જાઉં છું. ખુશા થઇ મને રજા આપ્ય.

**કામસેના**—વ્હાલા પ્રિતમ જાઓ કહેતાં જીભ તુટી ન પડે! નજરથી દુર જાતાં વિયોગ દુઃખ કેવી રીતે સહન થાય!

**સુમતીવીલાસ**—પ્રિયા ત્હારૂ કહેવું અક્ષરે અક્ષર સત્ય

છે, પણ છુટકો થાય તેમ નથી. ફક્ત એકજ કલાકને માટે જવાની રજા આપ.

**કામસેના**—ભલે પધારો. પણ જોજો કલાક ઉપર એક ઘડી થઇ તો, આ પ્રિયા તમારી સમજશો નહી. જીવતી પ્રિયાને ભેટવાની આશા રાખશો નહી.

**સુમતીવીલાસ**—વધારે ના બોલ. એક કલાક ઉપર પા ઘડી કેમ થવા દઇશ. બેશીકર રહે જવાની રજા આપ.

**કામસેના**—ભલે સીધાવો.

કામસેનાની રજા મળતાં સુમતીવિલાસ ઘર તરફ ગયો અને કામસેના પતિ વિરહનું દુઃખ અનુભવતિ તેની આવવાની રાહ જોતી બેઠી.



# પ્રકરણ ૯ મું.

## દાગીનાની ચોરી શેઠનો સંતાપ.



સવારમાં વહેલાં સદાફળ અને સેજલદે શૌચ આદિ કર્મથી પરવારી દર્શન કરવા સારૂ નીકળી ગયાં હતાં; જોઇતો ઘરનું પરચુરણ કામ કરતો હતો, એને મોહોકમો રસોડામાં હતો, તે અરસામાં સુમતીવિલાસ ઘેર આવ્યો.

ઘેર આવીને જોતાં પોતાનાં માતા પીતા બહાર ગયેલા જાણ્યાં, તેથી તે ઘણો ખુશી થયો, અને પોતાની પાસે ચાવીનો ઝુમખો હતો, તેમાંની એક ચાવીથી તીજોરી ખોલી દાગીનાનો દાબડો અને પોતાની માતાનાં કીમતી કપડાં કાઢી એક ગાંસડી બાંધી, ચાલી જવાની તૈયારી કરવા માંડી.

ગાંસડી બાંધી જવાની તૈયારી કરે છે, એટલામાં જોઇતો આવ્યો, ત્યાં સુમતીવિલાસને ગાંસડી બાંધતો જોયો, અને શેઠની ખાનગી તીજોરી ખુલ્લી જોઇ; આ દેખાવ જોઇ તે નીમકહલાલ નોકર ગભરાયો, તેણે એકદમ સુમતીવિલાસ પાસે આવી સુમતિવીલાસનો છેડો ઝાલ્યો અને કહ્યું, શેઠજી ! આ તમોને ઘટે ! આ બધુ વેશ્યાને આપવા લઇ જાઓછો, પણ જરા મારૂ ગરીબનું સાંભળો, અને બધુ રહેવા દ્યો; ગંઇ લક્ષ્મી પાછી નહી આવે, માટે મારૂ ગરીબનું જરા સાંભળો, અને પ્રથમ પગથીએજ ચોરી ! આ કામ તમને ઘટે !

જોઇતો—　　　　ગાયન.

( જોયું જોઇ જોઇને મેં તો ચો ઠામ) એ રાહ.

કીધું તમે એ ભાઈ શું આ ઠામ;
કામ ઘટતું લગાર તમને નથી,
ગયા ગુણીકા દ્વાર, બની બેઠા દિલદાર,
જાણો ખોટો છે પ્યાર, વેસ્યા કરે ખુવાર—કીધું.
બન્યા પુરા ગમાર, અને વળી નાદાર
શીખ્યા ચોરી વેપાર, અંતે કાઢયો આ સાર—કીધું.
જુઠી વેસ્યાની પ્રિત, પુરી સ્વારથ રીત,
ચહે પોતાનું હીત, માગે પૈસા નિત્ય નિત્ય—કીધું.

માટે ભાઇ મારૂ ગરીબનું કહેવું માની જવા દ્યો. દુનીયાની નજરે ચઢશો, અને વડીલની આબરૂની ધુળધાણી કરશો છેવટ એજ સાર મળશે. પૈસો અને યોવન જતાં ડોળ ઘાલુ પ્રેમી બનેલી વેસ્યા હાડ હાડ કરશે, અને જે અત્યારે તમને ચાટે છે, તે તમારા ઉપર થુંકશે પણ નહી તે નક્કી સમજજો. અને તેની ખાત્રી ન થતી હોય તો હું એક ટુંક દ્રષ્ટાંત કહુછું તે શ્રવણ કરો.

સુમતીવીલાસ કહે જા જા નાદાન તું શું સમજે! “ખાખરની ખીલીશું સાકરનો સ્વાદ કયાંથી જાણે” જોઇતો કહે ભાઈ! જયારે પુરા ખત્તા ખાશો તે વખતે આ ગરીબનું વેણ યાદ આવશે સમજ્યા; તે સઘળું આ દ્રષ્ટાંત સાંભળો, એટલે ખાત્રી થશે. સુમતીવીલાસ કહે શું ? જોઇતો કહે જૂઓ સાંભળો.

**દ્રષ્ટાંત**—નૌતમપુર કરીને એક નગ્ર હતું, તેમાં ઝવેરસા નામે એક સોની રહેતો હતો; સોની ઘણો હુંશી-

આર કારીગર હતો, તેથી આખા ગામમાં તેની પ્રતિષ્ટા ઘણી સારી હતી. અને પ્રતિષ્ટાને લીધેજ તેણે પુષ્કળ દ્રવ્ય એકઠું કીધું હતું, અને લખપતિ કહેવાતો હતો. તેને એક છોકરો હતો, તેનું નામ કાંન્તિલાલ પાડયું હતું; પૈસાદારનો દીકરો એટલે તેની લાલપાલની વાત શું ક- રવાની હોય. એકનો એક એટલે ઘણોજ લાડમાં ઉછર્યો હતો. નાની ઉમરમાં તેને પોતાનો ધંધો શીખવાડવાનો શરૂ કર્યો હતો, તેથી સોળ વર્ષની વયમાં પોતાના બુદ્ધિ બળાથી ઘણોજ ઉમદો કારીગર નિવડયો. પણ હદ ઉપરના લાડથી ઉછર્યો હતો, એટલે તેને કોઇ કાંઇ કહેતું નહી. તેથી તેને વેશ્યાનો કુછંદ લાગ્યો હતો. આ શીવાય તે કામકાજે અને બાજી વાતે ચતુર હતો. પણ વેસ્યાના છંદની મુર્ખતા તેનામાં હતી. તે સત્તર વર્ષનો થયો, ત્યાં ઝવેરસાને ક્ષયરોગ લાગુ પડયો, અને બે મહીના મંદવાડ ભોગવી આ ફાની દુનિયાં તજી તેઓ સ્વર્ગે સાધાવ્યા. આથી તેના ઉપર નહી જેવો દાબ હતો તે પણ દુર થયો, એ- ટલે તે પુરો સ્વતંત્ર બન્યો. બાપની કાયા વિગેરે ખર્ચ કરી પરવાર્યો ત્યાં તેની માને કોલેરાનો આજાર થયો, અને તેમાં તે પણ મર્ણ પામી; એટલે ઘરમાં કાંન્તિલાલ અને તેની સ્ત્રી બંને રહ્યાં. કાંન્તિલાલને આટલા ન્હાની વયમાં એક પુત્ર થયો હતો, અને બાજી વખતનું આને ઓધાન હતું. માબાપ ગુજરી ગયા બાદ તે ગુણીકાને ઘેર એક સરખો પડી રહેવા લાગ્યો. બાપવારીના ગ્રાહકો- નું મન વેસ્યાના કુછંદથી સાચવી શકયો નહી, તેથી ઘ- રાકી તુટી ગઇ, અને બાપની પુંજી તેણે વેસ્યા છંદે ફના કરી દીધી; જ્યારે પોતાની પાસે એક પાઇ સુદ્ધાં સીલીક રહી નહી, ત્યારે તેણે ઘરબાર દર દાગીના વીગેરે વેચીને

ગુણીકાની માગણી મંજુર રાખી. ઘરમાં તેની સ્ત્રી ઘણી શીખામણુ આપે, પણુ તે બીચારીને તો ગણેજ કોણુ! એ રીતે ઘર, બાર, દર, દાગીના વિના થયો, અને હવે કમાયા શિવાય સિદ્ધિ નથી એમ ખાત્રી થઈ, ત્યારે તેણે ત્યાંથી પંદર ગાઉ દુરના ગામમાં જઇને દુકાન કરી; કારણુ ગામમાં તો ભાઇ લાલમાં ખપેલા, એટલે વાલ સોનુ ધીરે કોણુ! પરગામ ગયા પણુ સ્ત્રીને બીચારીને કોણુ ખબર આપે! સ્ત્રી પુરી પ્રતિવરતા હતી. તેતો હર હમેશ યાદ કરતી હતી. અને મહા મહેનતે તે બે છોકરાને ઉછેરી તેમને ભણાવતી હતી. માહોટો છોકરો સાત વરસનો થયો હતો, અને ન્હાનો બે વરસનો થયો હતો; તેમનું પોશણુ તે દળણું ખાંડણું કરીને કરતી હતી.

જે ગામમાં દુકાન માંડી તેણે ત્યાં તેણે સારી નામના મેળવી. કારણુ સે કારીગર હતો એટલે નામના મેળવે તેમાં શક નહીં. ને પૈસો પણ સારો કમાવા માંડયો. ત્યાં તેને એક પડોસી વાણીઓ નામે ગુણવંતલાલ હતો તેની સાથે મીત્રાચારી થઇ, અને ધીમે ધીમે તે સબંધ ઘાડો થયો. તે એટલે સુધી કે એક બીજાને જોયા શીવાય ચેન::પડે નહી.

કાન્તિલાલે ગુણવંતલાલને વેસ્યાના પ્યારની સઘળી હકીકત કહી હતી, અને કહેતો કે તે રોજ મને યાદ કરતી હશે. એમ હર હમેશ તે ગુણવંતલાલને કહ્યા કરતો હતો.

ગુણુવંતલાલ જાતે વાણીયો હતો. ગુણવંતલાલના નામને છાજતા તેનામાં ગુણો હતા; તેણે ડાહાપણુ વાપરી તેની સ્ત્રી છોકરાં વિશેની હકીકત પુછી લીધી હતી, ને કાન્તિલાલની વાત ઉપરથી તેની ખાત્રી થઇ હતી કે, તે

વેસ્યાના ફંદમાંજ ખરાબ થયો છે; માટે તેને ગમે તે યુક્તીથી તે ફંદામાથી છોડાવવો, અને તેવાજ લાગ તે શોધતો હતો.

એક દીવશ તેને નોતમપુર કાંઇ કામ પ્રસંગે જવાનું થયું, અને ત્યાં બે દીવસ રહેવાનું હતું, તે વાત તેણે કાન્તિલાલને કરી. કાંન્તિલાલ આથી ખુશી થયો, અને કહ્યું ભાઇ ! તું મારી પ્યારી ગુણુકાને ઘેર જજે; લે આ પાંચશો રૂપીઆ આજ સુધીની કમાઇના એકઠા કર્યા છે તે તું તેને આપજે, કહી પાંચશો રૂપીઆ ગણી આપ્યા, અને તેની ખુશીની ખબર લાવવા, અને તેને થોડે દીવસે આવવાનું આસ્વાસન આપવાનું કહ્યું.

ગુણુવંતલાલે તેની ભલામણુ સાંભળી લીધી, અને તેની ખબર લાવવાનું વચન આપ્યુ, અને નોતમપુર આ- વવા નિકળ્યો; તે સાંજરે નોતમપુરમાં દાખલ થયો, અને પ્રથમ કાંન્તિલાલવાળી નાયકાને ઘેર ગયો.

નાયકાને ઘેર જઇને તેણે જોયું, તો પાંચ સાત લ- ફંગાઓ બેઠેલા છે, અને નાયકણુ બેઠી બેઠી મોજ ઉડાવે છે. હૈયાના ફુટા લફંગાઓ હરામનું મેળવેલું ધન ગુણી- કાને આપી ગમારની માફક તેને ત્યાં પડ્યા રહ્યા છે; આ દેખાવ જોઇ મનમાં ઘણું કચવાયો, છતાં તેણે નાયકાને કહ્યું, તમારા પ્યારા કાન્તિલાલે તમને સલામ કહ્યા છે,

નાયકાએ કહ્યું કાંન્તિલાલ કોણુ છે ? એવા તો હજારો આવે છે, તેમાં વળી કાંન્તિલાલ કીયો છે?

ગુણુવંતલાલે કહ્યું, ત્યારે તમારા સાચામાં સાચા પ્રેમી કીયા ? નાયકાએ સામે બીરાજેલા ત્રણુને બતાવી કહ્યું અંતના પ્રેમી આ ત્રણુ! ગુણુવંતલાલે કહ્યું તેથી ઉત-

રતા, નાયકાએ એક કાગળ બતાવ્યો અને કહ્યું આ તેર; તે નામ જોયાં તેમાં પણ કાન્તિલાલનું નામ જોયું નહી; પછી પછ્યું કે એથી બીજા ઉત્તરતા. નાયકાએ બાજો કાગળીઓ કાઢીને બતાવ્યો અને કહ્યું આ છપ્પન; તે નામો વાચી જોયા તેમાં પણ કાન્તિલાલનું નામ નજરે પડ્યું નહી; પછી પાછુ પુછ્યું, એથી ઉતરતા નાયંકાએ કહ્યું; તેમો તો સુમારજ નથી; ગુણવંતલાલે કહ્યું ઠીક ! હું રજા લઇશ વળી કોક વખત આવીશ; નાયકાએ કહ્યું ઘણું સારૂં શેઠ પધારજો, ગુણવંતલાલે કહ્યુ બહુ સારૂ કહી વીદાય થયો.

ગુણવંતલાલે વિચાર કર્યો, પેલો તો એની ઝંખનામાં ગાંડો થયો છે, ને અહી તોં તેના હીસાબમાંજ નથી. નથી ત્રણમાં, નથી, તેરમાં કે નથી છપ્પનના મેળમાં; ત્યારે એના જેવો મૂર્ખ કોણ હશે! સારૂ થયું કે આ રૂપીઆ તેને ન આપ્યા. આ પાંચસો રૂપીઆ તો જો તેની સ્રી સારી અને ગુણી હોય, તો તેને આપવા; નહીતર પાછા લઇ જવા. એવો નિશ્ચય કરી તે કાન્તિલાલનુ મુકામ પુછતો પુછતો તેને ઘેર આવ્યો.

કાન્તિલાલને ઘેર આવતાં તેને રાત્રીના સાડા સાત વાગ્યા. કાંન્તિલાલનું નામ સાંભળી તેની સ્ત્રી બહાર આવી, અજાણ્યા પરોણાને ઘરમાં લઈ જઇને બેસાડયો, અને તેનું નામ ઠામ પૂછ્યું; ગુણવંતલાલ પોતાનું નામ ઠામ બતાવ્યા બાદ કાંન્તિલાલનો મીત્ર છું તેમ જણાવતાં તેની સ્ત્રી ઘણી ખુશી થઇ અને કાન્તિલાલના ક્ષેમ કુશળતાના સમાચાર પુછ્યા પતીને પરદેશ જવું પડ્યું તેથી ઘણી દીલગિરી બતાવી, અને અશ્રુપાત કર્યો.

કાન્તિલાલની સ્રીનો કાંન્તિલાલ ઉપરનો અનહદ

પ્રેમ જોઈ, ગુણવંતલાલ ખુશી થયો, અને તેને ધિરજ આપી. પછીકહ્યું થોડા દીવસમાં તમને ત્યાં તેડાવીસું, એમ કહી તેને કાન્તિલાલે ગુણીકાને આપવા માટે આપેલા પાંચસો રૂપીઆ ગણી આપ્યા; તે બાઇને ઘણી ધીરજ આપી, તેની રજા લઈ જેમને ત્યાં કામે આવેલો તેમને ત્યાં ગયો.

બે દીવશ નૌતમપુરમાં રહી, પોતાના કામથી પરવારી, તે પાછો પોતાના ઘેર આવ્યો; આવતાંવાંત કાન્તિલાલને મળવા તેની દુકાનમાં ગયો. ગુણવંતલાલને જોઇ કાન્તિ-લાલ ઘણો ખુશી થયો, અને તેને નૌતમપુરના સમાચાર પુછવા માંડયા.

**કાન્તિલાલ**—કેમ મીત્રં મારી પ્યારી શું કરે છે? તેને રૂપીઆ આપ્યા?

**ગુણવંતલાલ**—હા રૂપીઆ આપ્યા. એ બીચારી ત્હારા વિયોગે ઝુરી ઝુરીને મરે છે. અને મહા મુસીબે તે સંસાર નિભાવે છે, અને લોકલજ્જા સાચવે છે.

**કાન્તિલાલ**—સંસાર શેનો? લોકલજ્જા શી?

**ગુણવંતલાલ**—તમે તમારે બહાર નીકળ્યા એટલે ચેન ઉડાવોને? જે ઘેર હોય તેને ઉચાટ.

**કાન્તિલાલ**—જો મીત્ર હું નહોતો કહેતો કે મારા વિયોગે એ ઝુરીઝુરીને મરતી હશે?

**ગુણવંતલાલ**—હા મીત્ર ને બરાબર છે; ઝુરીઝુરીને મરે છે, ને મહેનત મજુરી કરી છોકરાંનુ પોષણુ કરે છે.

**કાન્તિલાલ**—( આશ્ચર્ય પામી ) છોકરાં શેનાં?

**ગુણવંતલાલ**—પેટ પડયાં હોય તે. તમારાં!

**કાન્તિલાલ**—તેને વળી છોકરાં જ કયાં છે?

ગુણવંતલાલ—હોય ! પણ શેનાં યાદ આવે ! દરકાર હોય ત્યારે ને. પાંચસે રૂપીઆ આપ્યા ત્યારે છોકરાં લુગડાં લત્તાં ભેળાં થયાં, નહીતર બીચારાં ચીંથરે હાલ હતાં સમજ્યા.

કાંન્તિલાલ—તમે રૂપીઆ કોને આપ્યા !

ગુણવંતલાલ—કોને શું તમારી પ્યારાને ! તમને અહો નીશ ઝંખે છે તેને ! બીજીને નહી.

કાંન્તિલાલ—મને અહોનિશ ઝંખે તે તો એ એકજ છે.

ગુણવંતલાલ—હા ! હા ! એકજ બીજી નહી.

કાંન્તિલાલ—કોણ તે ગુણીકાને !

ગુણવંતલાલ—ના ! ના ! તમારી સ્ત્રી. બીજીને શું ગરજ કે તમને ઝંખે.

કાંન્તિલાલ—ત્યારે તમે રૂપીઆ કોને મારી સ્ત્રીને આપ્યા?

ગુણવંતલાલ—હા ! હા ! બીજીને શેના આપું ?

કાંન્તલાલ—ત્યારે તો તે બહુ ખોટું કર્યું. પેલી બીચારીના શું હાલ હશે !

ગુણવંતલાલ—તમારાથી સારા મઝેના. ખાય છે, પીએ છે, ને ચેનાબાજી ઉડાવે છે.

કાંન્તિલાલ—તું તેને ત્યાં ગયો હતો.

ગુણવંતલાલ—હા. અહીથી નૌતમપુર ગયો ત્યાં પ્રથમજ તેને ઘેર ગયો અને તેને તમારા સલામ કહ્યા.

કાંન્તિલાલ—પછી !

ગુણવંતલાલ—તમારૂ નામ દઇ સલામ કહ્યા ત્યારે તેણે કહ્યું કાંન્તિલાલ વળી કોણ છે ! તેના જેવા તો અહીંઆં ત્રણસોને તાણું આવે છે.

કાંન્તિલાલ—આ જવાબ આપ્યો ત્યારે તે શું કરતી હતી!

ગુણવંતલાલ—પાંચ સાત લફંગાઓ સાથે બેશી ચેન ઉડાવતી હતી. તેણે તમારી તરફનો બે પરવાહનો જવાબ આપ્યો, ત્યારે મેં પુછયું ત્યારે તમારા ખરા પ્રેમી કોણ છે; તેના જવાબમાં ત્રણ જણનાં નામ આપ્યાં તે હું ઉતારી લાવ્યો છું; જો તેમાં ત્હારૂ નામ છે.

કાંન્તિલાલ—ના ! પછી ?

ગુણવંતલાલ—પછી તેનાથી ઉતરતા પ્રેમવાળાના નામ પુછયાં, ત્યાં તેર બતાવ્યાં; તે જો આ ઉતાર્યા છે તેમાં પણ તારૂ નામ છે ?

કાંન્તિલાવ—ના ! પછી ?

ગુણવંતલાલ—પછી તેથી પણ ઉત્તરતા પ્રેમીના નામ પુછયાં, ત્યાં છપ્પન નામ લખાવ્યાં; તે જો તેમાં પણ તારૂ નામ છે ?

કાંન્તિલાલ—ના પછી ?

ગુણવંતલાલ—પછી તેથી પણ ઉતરતા પ્રેમીનાં નામ પુછયાં, ત્યાં તેણે કહ્યું બીજાં અનેક છે; પણ તેમાં ત્હારૂ તો નામ નથીજ. જેને ત્યાં તારી પુંજી ફના કરી, અને ઈજત આબરૂ ગુમાવી, પરણેલ સ્ત્રી રતન જેવા બે બાળકો તજ્યાં અને અત્યંત પ્રેમ રાખ્યો, જેથી કરી છેવટે અત્રે આવીને રહેવું પડયું; છતાં તેની ઝંખના ભુલતો નથી; ને અહીઆં મહેનત કરી તેને આપવા પાંચસો રૂપીઆ મારી સાથે મોકલ્યા, તેને ત્યાં તો તું હીસાબમાં નથી; નથી ત્રણમાં, નથી તેરમાં, કે નથી છપ્પનના મેળમાં; તો ત્હારા જેવો મૂર્ખ બીજો કોણ?

**કાંન્તિલાલ**—(આશ્ચર્ય પામી) આ શું સાચું કહે છે ?

**ગુણવંતલાલ**—સાચુ'નહી તો જૂઠું.

**કાંન્તલાલ**—વારૂ ! મારી બૈરી શું કરતી હતી ?

**ગુણવંતલાલ**—તેને ત્યાંથી નીકળી હું ત્હારે ઘેર તારૂ નામ પુછતો પુછતો ગયો, ત્યાં તે બીચારી બ્હાર આવી મને ઘરમાં લઈ ગઈ, અને મારૂ નામ ઠામ ને આવાગમનનું કારણ પૂછ્યું; ત્યાં મેં જણાવ્યું કે હું તેમનો દોસ્ત છું, ને તેખુશીમાં છે. ખુશીના ખબર સાંભળી તેને પ્રેમાશ્રુ આવ્યાં, અને તેણે તારા માટે બહુ પ્રશ્ચાતાપ કર્યો; એવિ પ્રેમી ભાર્યા તે તજી નિચની સોબતમાં ખુવાર બન્યો, ઇજત આબરૂ ગુમાવી, તો ત્હારા જેવો નાદાન બીજો કોણ?

**કાંન્તિલાલ**—મીત્ર મ્હારી તો ખાત્રી થતી નથી.

**ગુણવંતલાલ**—ચાલ્ય ત્યારે મારી સાથે ! ત્હારી ખાત્રી કરી આપું

કાંન્તિલાલની ખાત્રી નહી થવાથી તેની જોડે જવા કબુલ થયો, અને બીજે દીવસે નૌતમપુર આવવા બંને મીત્રો નીકળ્યા; નૌતમપુરમાં આવતાંજ તે ગુણીકાના ઘ-રમાં પ્રવેસ્યા; ઘરમાં જઇ જુવે છે તો ગુણીકા તેના એક આશકના ગળે હાથ નાંખી બેઠી છે. અને તે અમનચમન ઉડવે છે; તે જોઇ કાન્તિલાલે કહ્યું, વાહ! વાહ! ત્હારો આવોજ પ્યાર કે? લાખ રૂપીઆ ઉપર તારે માટે પાણી ફેરવ્યું, તે આવું કરવા માટેજ કે? તું કહેતી હતી કે, તમારા વગર બીજા પુરૂશ મારે ભાઇ બાપ જેવા છે, તે વચન ક્યાં ગયાં !

ગુણીકા કહે હવામાં! જા જા મારા રોયા, તારા જેવા તો બારસો બાણું આવી ગયા અને આવે છે, તેં લાખ

રૂપીઆ ફના કર્યા, તો ત્હારા જેવા મુર્ખ બીજો કાયો! ત્હારા જેવા હૈયા ફુટા અને તર • ખીસાનાને તેનું ખીસુ ખલાસ થતાં સુધી ખોટો પ્યાર દેખાડવો, તેતો અમારો ધંધો છે: ગુણીકા કદી પતિવ્રતા સાંભળી છે ?

કાંન્તિલાલ કહે તારા પ્રથમના બોલવાના આવાજ ઢંગ કે ? ગુણીકા કહે રૂતુના જેવા રંગ, એવા અમારા અમારા બોલવાના ઢંગ. ઘડીમાં ભાઇ કહીએ, ઘડીમાં બાપ કહી બોલાવીએ, અને ઘડીમાં ભરથાર કહી તેની સાથે રંગે રમીએ સમજયો. માટે ચાલ્યો જા છાનોમાનો, નહીતર એ આબરૂ થઇશ. કાંન્તિલાલે કહ્યું તારે માટે સ્ત્રી, છો-કરાં, સગાં, સબંધીઓ, એ સર્વે તજ્યો, તેનું આ સાર્થક?

ગુણીકાએ કહ્યું હજી સાર્થક બાકી છે? હવે આ ખાસડાંની પીટ ખાય તોજ સાર્થક થયું કહેવાય. કાંન્તિલા-લ કહે કુલટા શું ખાસડાં ! ગુણીકા કહે હા ! હા ! ગમાર ખાસડાં. જો સાંભળ.

પરનારી યાર, સદા ખુવાર;
કાંટેકા બીછાના, ઓર જુતીકા માર

એ કહેવત યાદ કર, અને સીધો સીધો ચાલ્યો જા; નહી તો માર ખાઇશ, એ ઇજત થઇશ, અને ધક્કા ખઇ ને જઇશ, તે કરતાં સીધો સીધો ચાલ્યે જા.

ગુણીકાનાં આ વેણ સાંભળી કાંન્તિલાલ ગુણવંતલાલ પાસે ભોંઠો પડયો, અને ઘણો પ્રશ્ચાતાપ કરતો તે કુલટા-ના મકાનને હમેશને માટે સલામ કરી ગુણવંતલાલ સહ બહાર નીકળ્યો; ત્યાંથી બંને મીત્રો સાથે પોતાના ઘર ત-રફ ગયા.

ઘર તરફ કાંન્તિલાલને આવતો નિહાળી તેની સ્ત્રી

અતિ હર્ષિત થઇ, અને તેને ઘરમાં આવતાંની વાર ભેટી પડી; ત્યાંતેને હર્ષનાં આંસુ આવ્યાં. કાન્તિલાલની આવી સ્થીતી જોઈ તેણી ઘણીજ દીલગીર થઇ; તેમને પીવા માટે પાણી આપ્યું, અને પોતે રસોઇની તૈયારી કરવા માંડી, ત્યાં છોકરાં આવી તેને ભેટી પડયાં.

થોડીવારમા રસોઈ કરી બંને મીત્રોને જમાડયા, અને પોતે ઘર કામમાં લાગી; પતીની સુધરી ગયેલી મતી જોઇ. તે પરમ આનંદ પામી, આનંદમાં હોવાથી ગ્રહ કામ કરી જલદીથી પરવારી, પતીની પાસે આવીને બેઠી.

ગુણવંતલાલે કહ્યું કેમ ખાત્રી થઇ ? કાન્તિલાલ કહે હા ભાઇ: ખાત્રી થઇ આવા ગભરૂ બાળકોને, અને આવી સતી સાધવી સ્ત્રીને મેં મુર્ખાએ તરછોડી વિશય વિષ્ટામાં સુખ માની હીરો મુકી મેં મુરખાએ પથરો ગ્રહણ કર્યો કસ્તુરી મુકી ડુંગળી ગ્રહણ કરી, પણ હું મુરખો એમ ન સમજ્યો કે ડુંગળી પોતાની દુરગંધ તજવાની નથી તે નથીજ; પણ છેવટ જતાં ખત્તા ખાતાં ખાત્રી થઇ કે જાત ઉપરજ ભાત પડે છે, કાંબળે બીજુ પડતું નથી; અરેરે ! બાપની લાખ રૂપીઆની મુડી ધુળ કરી, છેવટે દેશાવર રખડવા વારો આવ્યો તે બધો મારી મુર્ખાઇનોજ પ્રતાપ.

કાન્તિલાલને પશ્ચાતાપ કરતો જોઈ તેની સ્ત્રીએ કહ્યું પ્રાણનાથ ! કાંઈ ફીકર નહી. કાલ છોકરાં આવી મળશે, અને તમે તમારી મતી સુધારી, તેથી નવેનિત થશે. પૈસાને શું કરવો છે ? આપણે દંપતિ છોકરાં છઇઆં સહુ પ્રેમથી રહીને અમન ચમન કરીશું, માટે કોઇ વાતે ઓછુ આણશો નહી. મ્હોટા રાવણ જેવા રાજા થયા, જેમણે પોતાના અવીચારથી સાવ સોનાની લંકા ધુળધાણી કરી

નાખી, તો પછી તમારા અવીચારે લાખ રૂપીઆની મીલકત ફના થઈ તેમાં શું ? પણ કહેવત છે કે જીવે ગાનર, તો ફીર બસાયગા ઘર; તે કહેવત યાદ કરો ને ધંધામાં ચિત્ત પરોવી, ને સત્ય નિષ્ટાથી વર્તિ, આ વિચાર દુર કરો તો કાલ પાછો એ દહાડો આવશે; તમો કોઈ રીતે ઓછું લાવો તો તમને મારા સોગન છે. એ પ્રમાણે કહી તેને આસ્વાસન આપી તેના મનની દીલગીરી દુર કરાવી, અને તેના પતી સાથે જે ગામ દુકાન હતી ત્યાં ગઈ બંને દંપતિએ પોતાની દુકાનપર જઈ, મહેનત કરી નીતીથી વર્તી પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું અને અસલ સ્થીતીને પ્રાપ્ત થયાં. ગુણવંતલાલનો ઉપકાર જીવતાં સુધી તે દંપતિ વિસર્યાં નહી.

માટે શેઠજી આ દ્રષ્ટાંત સાંભળ્યું તે વીચારી જુઓ, અને આમ ઉંધે રસ્તે ન દોરાઓ; આમ તમે ચોરી કરીને જાઓછો, ને પછી શેઠ આવે ત્યાં હમારી શું વહલે. માટે આ ગાંસડી તમોને લેવા દેવાનો નથી, તમને જવા દેવાનો પણ નથી.

**સુમતીવીલાસ— ગાયન.**

( જા જાતું કોણ મને કહેનાર ) એ રાહ.

છેટો રહે મુરખ નીચ ગમાર (૨)
નીચી જાત નોકરીની છે ત્હારી
નક્કી ખાવાનો છે લાત તું મ્હારી
જોડાના ઉચકનાર—છેટો.
ઘર આખાનો માલીક હું છું.
કોણ મને કહેનારો તું છું.
શીખ દેનાર, જાગ્યો નાદાર, નહી રોકાનાર
બંદા તો ચાલ્યા આ બ્હાર—છેટો.

જોઇતાને ધક્કો મારી સુમતીવીલાસ દાગીના તથા કપડાંની પોટલી લઇ રવાને થઇ ગયો. સુમતીવીલાસ ગયો તેથી જોઇતો ગભરાયો, અને શેઠને તે વાતની જાણુ કરવા માટે શેઠને બોલાવા જવાની તૈયારી કરવા લાગ્યો; જવાની તૈયારી કરતો હતો એટલામાં શેઠ શેઠાણી આવ્યાં.

શેઠને જોઇ જોઇતો રડી પડયો, અને કહ્યું શેઠજી ! સુમતીવીલાસ અહીં આવી તીજોરી ઉઘાડી વસ્ત્ર દાગીનાની ગાંસડી બાંધી તે લઇને જતા રહ્યા મેં તેમને રોકયા; પણુ મને ધક્કો મારી તે તો ચાલ્યા ગયા. મેં તેમને ઘણી શીખામણુ આપીને વાર્યા, પણુ મારા વાર્યા રહ્યા નહી, ને ધક્કો મારી ચાલ્યા ગયા. એ ગયા તેથી હું ભયભિત બન્યો, અને તમને જાણુ કરવા તમારા સામો આવતો હતો ત્યાં તમો આવી પહોંચ્યા.

સદાફળ શેઠે કહ્યું તેં તારૂ નીમક હક કર્યું. તેં તેને વાર્યો છતાં તે ન રોકાયો તે દોશ હમારા કરમનો તેમાં તું શું; અરે અમારી દશાજ નબળી બેઠી છે, તો તારો શું દોશ; જા તું ત્હારે કામે લાગ્ય. જોઇતો ખેદિત વદને ઘરમાં જઇ કામે લાગ્યો.

સેજલદેએ કહ્યું સ્વામીનાથ, આપણી ભુલ આપણુને નડે છે. આપણે એને પહેલેથી વશ રાખ્યો હોત, તો આ પરિણામ આવત નહી; હવે હાથનાં કર્યાં હૈયે વાગે છે. પ્રાણુપતિ હવે શું થશે તેનો વિચાર થાય છે.

સદાફળ કહે શું થશે શું ! આપણો બગડવાજ કાળ છે: હમેશાં વિનાશ કાળે વિપરીત બુદ્ધિ સુઝે છે, તેમજ આપણો વિનાશકાળ આવવાથી સુમતી બગડયો, નહીતર કદાપી બગડત નહી. રાવણુનો વિનાશકાળ આવ્યો, ત્યારે

જ તેને સીતાનું હરણ કરવાની મતી સુજી; દુર્યોધનનો વિનાશકાળ આવ્યો, ત્યારેજ વ્હાલામાં કલહ કરવો સુઝયો. કૈયાનો વિનાશકાળ આવ્યો, ત્યારેજ સૈરંદ્રીમાં લોભાણો; તેમજ આપણો પણ વિનાશકાળ આવ્યો, તેથીજ સુમતી ઉંધે રસ્તે દોરાયો.

સેજલદે કહે પ્રાણનાથ! હવણાં જરા ધીરજ ધરો, પ્રશ્ચાતાપ ન કરો, થોડા દીવસ જુવો! કે તે શું કરે છે, પછી તેને માટે કાંઇ ઉપાયો લેવા ઘટશે તે લેવાશે. ત્યાં મોહોકમાએ જમવા માટે બોલાવ્યાં. મોહોકમાનો સાદ સાંભળી, સુખી પણ સુમતીવીલાસના કુછંદે કરી બનેલાં દુખી દંપતિ રસોડા તરફ ગયાં.

વ્હાલા વાંચકવૃંદ! છોકરાંને ન્હાનપણથી છુટ આપતાં તેનાં પરિણામ કેવાં આવે છે, તેનો દાખલો જૂવો? અને વિચાર કરો. છોકરાને સોનાનો કોળીઓ ખવરાવવો, પણ તેના ઉપર દાબ રાખવો, જેથી તે આડે રસ્તે દોરાય નહી. દાબ ક્યાં સુધી રાખવાની જરૂર છે, કે બુદ્ધિ પરિપક્વ થાય ત્યાં સુધીજ કારણ કાચી બુદ્ધિથીજ છોકરૂ ઉંધે રસ્તે દોરાય છે, પરિપક્વ બુદ્ધિવાળુ થયા પછી સંસારમાં પડતાં ઉંધે રસ્તે દોરાતુ નથી. માટે હમેશાં છોકરાં ઉપર દાબ રાખવો સારો, મ્હોટું મદોન્મત પ્રાણી હાથી તો તે પણ અંકુશથીજ વશ છે; તેમ છોકરૂ દાબથીજ વશ રહે છે. જો હાક બ્હીક ન હોય, તો મનમોજી પણે વર્તી નીચી સોબતો કરી નીચ કર્મો કરે તે નવાઈ જેવું નથી. સુમતી વીલાસને છુટ મળવાથી સ્વારથીઆ સાથે સ્નેહ કર્યો તો આ દશા પ્રાપ્ત થઈને! તેમજ બીજુ છોકરાંને કદાપીકાળે નીચ બુદ્ધિનાં હલકાં છોકરાં સાથે દોસ્તી કરવા દેવી નહી,

કારણ અડધું તો છોકરૂં સોબતથી બગડે છે; માટે છોકરાંને નીચ સોબત કરતું અટકાવવું, અને તેને કાંઇપણ છુટ આપવી નહી, જેથી છોકરૂં ડાહ્યું, ગુણી, અને વિવેકી થશે; નહી તો આ દશાને પ્રાપ્ત થશે. છોકરાંને હમેશાં નિતિ, વિવેક, વિચાર અને ધર્મને રસ્તે દોરવું, જેથી કદાપી કાળે બગડવાનો સંભવ રહેશે નહી; માટે તે પ્રમાણે પોતાનાં છોકરાંને ઉંધે રસ્તે નહી જવા દેતાં, નિતિ અને ધર્મને રસ્તે દોરવાની સર્વે પ્રેક્ષકોને મારી નમ્ર અરજ છે. અસ્તુ !



# પ્રકરણ ૧૦ મું.

## કામસેનાને શાંન્તિ.



કા મસેના સવારના પહોરમાં સુમતીવીલાસ ગયો. તેથી ગમગીનીમાં બેઠી છે, ત્યાં કપટકળા આવી; તેણે કહ્યું કેમ બ્હેન ! આમ ઉદાશ કેમ બેઠી છું ? કામસેના કહે, અમસ્તી. કપટકળા કહે. બ્હેન ! અમસ્તુ તે કોઇ ઉદાશ થાય ખરૂ કે ? કાંઇપણ કારણ જોઇએ. વારૂ ! તારા પ્રિતમજી ક્યાં ? કામસેના કહે તેમણે ઘેર જવાનું કહ્યું, ત્યાં મેં ઘણાએ વાર્યા, છતાં એક કલાકનો વાયદો કરીને ગયા.

કપટકળા કહે બ્હેન ! તારી ઉદાશીનું કારણ જાણ્યું. એક કલાક માટે ગયા, તેમાં તે ઉદાશ થતાં હઇશું? કામસેના કહે બ્હેન ! સતીના ધારાને સતિ જાણે, ત્હારા જેવી ક્યાંથી જાણે ? એક કલાક તો શું, પણ એક પળ તે એક યુગ સમાન લાગે છે. વારૂ ! માંછલાંનો જળથી એક કલાક વિયોગ થાય, તો માંછલાંનું શું થાય ? સારસની જોડી એક કલાકને માટે જુદી થાય તો તેનું શું થાય ? કપટકળા કહે પ્રાણ જાય. કામસેના કહે તેમજ સતીને પતીનો વિયોગ થાવ, તો તેને પ્રાણ તજવા જેવુંજ થાય.

કામસેના કહે બ્હેન ! કલાક થવા આવી, પણ હજુ તો તે આવ્યા નહી. જો કલાક વીતી જશે, તો આ કાયા ટકવાની નથી. કપટકળા કહે કેવી અધીરી ! કલાકનો વાયદો કર્યો છે, તો કદાપી પા કલાક વધારે ઓછો થાય

તો એ શું? કામસેના કહે સાચા પ્રેમને સતી સ્ત્રીઓજ ઓળખે છે, ત્હારૂ પામરનું ગજું નહી.

આ શીશીમાં કલાક પુરો થયો! છેલ્લી કણીઓ ગળે છે, છતાં પ્રાણનાથ આવ્યા નહી! શું તેમના માતા પીતાએ રોક્યા હશે? શું તેમના સંબંધીઓએ તેમને અહી નહી આવતા ટોક્યા હશે! હા! હા! તેમંજ; નહીતર તે કદી રોકાય નહી. હા! દૈવ! જો તેમ થશે, તો મારી શું દશા! હાથે કરી હાથમાં આવેલો હીરો ગુમાવ્યો! મે રોક્યા તો ખરા પણ, ન રોકાયા તે નજ રોકાયા.

કપટકળા ( છેટેથી સુમતી વીલાસને જોઇ ) સખી વધાઇ આપ્ય! ત્હારા પ્રિતમ પધાર્યા! કામસેના કહે ક્યાં છે? કપટકળા કહે જો પેલા આવે. કામસેના કહે હા! હા! એ તો એજ આવે છે. હવે ચિત્તને શાન્તિ થઈ. ( સુમતી વીલાસ ગાંસડી લઈ આવે છે. )

**કામસેના—** ગાયન.

( પંથે પરદેશી ) એ રાહ.

જોઇ રસીયાના દેદાર, દિલે હરખાઉ.....છું.
વચને વળીઆ આવ્યા વ્હેલા, ખુશી થાઉ...છું
પલક વરસ સમ લાગતી, કલાક જુગ સમાન
વિયોગ વન્હી નવ સહુ, થાય પ્રાણની હાણ—
થાતાં આકુળ વ્યાકુળ તન મન મુંઝાઉં.....છું.

**સુમતી**—સાચો પ્રેમજ તાહયરો મુખે ન વર્ણવ્યો જાય
સત્ય પ્રેમ તુજ જોઇને ઉર અતિ હરખાય.

**કામસેના**—આવો પ્રેમ સદા ઉર ધરજો, ઉર ચહાઉ...છું

**સુમતી વીલાસ**—વ્હાલી તારા પ્રેમની સીમા જણાતી નથી; એક કલાક ગયો, તેમાં આટલી આધરાઈ!

**કપટકળા**—સેઠજી! અધિરાઈની શી વાત કરો છો? એટલી વારમાં ગાંડાને જેવી થઇ ગઇ ગાંડા જેવી.

**સુમતી વિલાસ**—કપટકળા ત્હારી સખી અધિરી તો પુરેપુરી, તેમાં તો શક નહી.

**કપટકળા**—અધિરી કેમ ન હોય! અનાયાસે રતન હાથ આવ્યું છે, તો વિશ્વાસ કયાંથી આવે.

**સુમતી વીલાસ**—અનાયાસે કેમ?

**કપટકળા**—અનાયાહે એમ, કે તમારા જેવા ઉંચ વણીકથી સંબંધ કયાંથી મળો ને આ મળ્યો છે, ને પુર્વના પુન્યોદયથીજ.

**સુમતી વીલાસ**—પણ આવું રત્ન કયાંથી મળે! મને મળ્યું, તે પણ મારા પુન્યોદયથીજ માનું છું.

**કપટકળા**—પણ શેઠજી ઘેરથી શું લાવ્યા છો? બતાવો તો ખરા!

**સુમતી વીલાસ**—કપટકળા, તમારાથી કાંઇ છાનું છે; લ્યો જૂઓ! ( ગાંસડી છોડે છે )

**કપટકળા**—બ્હેન કામસેના! લ્યો? આ તો પલંગ ને પેઢી બધું એ સાથે લાવ્યા છે. ( દાગીનાનો દાબડો લઇ ( લ્યો આ પલ્લાના દાગીના! હવે તો પરણેત સ્ત્રી બન્યાં ને!

**કામસેના**—બ્હેન મશ્કરી જવા દે.

**કપટકળા**—મશ્કરી શાની? લ્યો! વળી આ મંગળ ઘાટડીની સાડી! ( સુમતી વીલાસને ) શેઠજી આ

સાડી ઘણી ઉત્તમ અને અણુમોલ છે.

**સુમતી વીલાસ**—એ સાડી ખાસ મારા માજી માટે મંગાવી છે; સાત હજાર રૂપીઆની કીંમતની છે.

**કપટકળા**—ત્યારે એ સાસુની સાડી આ વહુ પેહેરે, તેમાં શું નવાઈ! ( કામસેનાને ) લ્યો બ્હેન બણી ઠણી તૈયાર થાઓ.

**કામસેના**—બ્હેન ખાલી મશ્કરીઓ કરી શરમાવ નહી.

**કપટકળા**—શું શરમવંત બની છે. હવે તો મ્હોટાં શેહાણાં થયાં, એટલે આ સખીની વાતો તો મશ્કરી જેવીજ લાગશે ને! લે બ્હેન તને ન પસંદ હોય તો હું મારે જાઉં.

**સુમતી વીલાસ**—કપટકળા તે તો પ્રેમ ઘેલી થઈ છે. એટલે તેના ચિત્તનું ભાનજ નથી. તેના બોલ્યા સામું શું જુઓ છો ?

**કામસેના**—પ્રાણ પ્રભુ? ચાલો ભોજન સમય થયો છે.

**સુમતી વીલાસ**—હા! હા! ચાલો, મારે જમીને લગાર બહાર જવું છે, તે જમીને જઈ આવું.

**કામસેના**—પ્રાણ પ્રભુ! પાછી બહાર જવાની વાત ઉચ્ચારી

**સુમતીવિલાસ**—જરા ગયા વિના છુટકો નથી. પાછળ શું હીલચાલ થાય છે. તેની તપાસ કરવી જોઈએ.

**કામસેના**— ગાયન.

( નથી જગતમાં સાથ ) એ રાહ.

નહી જાવા દઈ પ્રાણ, જશો તો થશે પ્રાણની હાણ;
શીદ નાહકમાં કકળાવો પ્યારા, બની પ્રેમ અજાણ
પળનો વિયોગ સહન ન થાયે, જાવા ન દઉં લગાર

જાશો વાલમ તરછોડી તો, વિણુ મ્હોતે મરનાર;
અંતરમાં કાંઇ કાંઇ થાતું, વિયોગ બાણે વિંધાતું;
સુણી જાવાની તુમ વાણુ, નાડી નાડીથી ત્રુટે પ્રાણુ

**સાખી.**

અંતરઃપુરમાં બેશીને, માણો એશ આરામ,
પ્રિતી રસ પીને પાઇએ, મુકો જાવા નામ,
નવ મારો વિયોગ બાણુ— નાડી નાડી૦—નહી.

---

માટે મારા નાજુક નગીના જાવાની વાત બાજુ મુકી મારા બળતા અંતરને શાંન્ત કરો. મારા નાથ ! મારા પ્રાણુાધાર ! તમારી જાવાની વાત સાંભળી મારૂ અંતઃકરણુ કપાઇ જાય છે. મારા નાજુક નગીના! અહીઆં કોઇ વાતની કમીના નથી; પ્રાણુાધાર ! હવે તો ઘરબાર વિસારી સુખ ચેનમાં અત્રેજ રહો; મારા ભોગી ભ્રમર ! આ માલતી કળીના પાસમાં પડી તે કળીને સફળ કરો; મારા પ્રેમી પ્રાણુ! વિચાર કરો, મીન જળ વીણુ રહી શકે ખરૂ, નહીજ ! તો પછી આ પ્રેમી મીન જળરૂપ તમારા વીના કેવી રીતે રહી શકશે તેનો વિચાર કરો; ચકોરી ચંદ્રવિણુ શાંન્તિી પામે ખરી, નહીજ ! તો પછી આ પ્રેમી ચકોરી ચંદ્રરૂપી આપના વિના શી રીતે શાન્તિ પામશે તેનો કયાસ કરો. જળ વિણુ કમળ ખીલે ખરૂં, નહીજ ! તો પછી આ પ્રેમી કમળ જળરૂપ તમારા વીના કેવી રીતે ખીલશે તેનો ખ્યાલ કરો. મને આ દિનદાસીની વિનવણી ધ્યાનમાં લઇ જવાની વાત વિસારી આ પ્રેમ ઘેલીને સુખી કરો.

**સુમતીવિલાસ— ગાયન.**

( ચેન ના પડે દર્શ પીયુ વિનારે ) એ રાહ.

પ્યારી નવ વદુ વાત હું જવાનીરે

જાવાની વાત, કરે તુજઘાત, રહુ તુજ સાથ, દિનને રાત;
શું પછી કહેવાનીરે—પ્યારી.

**કામસેના—**

અગણીત પિયુ પ્રેમ ગણતરી ન થવાનીરે
પ્રાણાધાર ! જોઈ દેદાર ! હર્શ અપાર ! શાણુા સરદાર
સંગે રંગે રહેવાનીરે—

**સુમતીવિલાસ—...... ........પ્યાની૦—**

કામસેના કહે બસ ! બસ ! મારા નાજુક નગીના ! એટલીજ મને ઈચ્છા છે, બીજી નથી; નાથ ! સાથે રહી સુખ વીલાસ માણો, અને ચેનબાજી ઉડાવો; મનહર મોહન! હવે મુકીને જવાની વાત સ્વપ્ને પણ ઉચ્ચારશો નહી. ચાલો ભોજનની તૈયારી થઇ છે, માટે સ્નાન કરી લ્યો.

સુમતીવીલાસ કહે વ્હાલી ! ત્હારો આવો પ્રેમ જોઈ મારૂ મન અતિશય હર્ષીત થયું છે. ઇશ્વરે મને એક રમણી રત્ન બક્ષ્યુ છે એમજ હું માનું છું, અને જન્મો જન્મ ત્હારા જેવીજ પ્રિયા ચાહું છું, બીજી કાંઈ ઇચ્છા નથી; જાઓ સ્નાન માટે પાણી કાઢો, હું કપડાં ઉતારી ત્યાં આવું છું.

કામસેના સુમતી વીલાસને સ્નાન કરવા માટે પાણી વીગેરે તૈયાર કરાવવા ઉઠી, ત્યાં સુમતિવિલાસ વિચારમાં પડયો. અહા ! હા ! જો કે આ ગુણીકા છે, છતાં તેનામાં કોઇ પણ રીતનો ગુણીકાનો આચાર તો છેજ નહીં; મારો એક પળનો વિયોગ તે તેને એક વર્ષ જેટલો લાગે છે, અને તેને દુઃખી કરે છે, તેતો મેં પ્રત્યક્ષ જોયું, નહીતર તેને શું ! અત્યંત પ્રેમ અને તે પણ સાચો, એવો ગુણીકામાં ક્યાંથી હોય ! એક સતી સ્ત્રી કરતાં પણ તેનામાં

વિશેશ લક્ષણુ જોવામાં આવે છે; મારે માટે પાણીની તૈયારી કરવા પોતે ઉઠી; એક શુદ્ધ સતિ સ્ત્રીનો પ્રેમ પણુ આટલો નજ હોય; અહા ! હા ! આવી પ્રેમી પુતળી મને મળી તો તમારાં શું અહો ભાગ્ય !

• આ પ્રમાણે વિચારના તરંગોમાં તેનું મન રમતુ હતું, ત્યાં કામસેનાએ સ્નાન કરવા બોલાવ્યો; કામ સેનાનો સાદ સાંભળી, તેની વીચાર માળાનો મણકો છુટી ગયો, અને સ્નાન કરવા ગયો.



# પ્રકરણ ૧૧ મું.

## પુત્રની બે અદબીથી શેઠનો પશ્ચાતાપ.



એ પ્રમાણે દિવસો ઉપર દિવસો વ્યતિત થવા લાગ્યા, અને સદાફળ શેઠની ગેરહાજરીમાં સુમતીવીલાસે ઘરમાંથી ઘણું દ્રવ્ય લઇ જઇ વેસ્યાને ઘેર ભર્યું; સેજલદે શેઠાણી એક દીવશ પોતાના પતિ સાથે બેશી સુમતિ વિલાસ હદપાર જવાની અને લોકમાં નીંદાવાની વાત કહેવા લાગ્યાં; પ્રાણનાથ! હવે તો હદ વળી ગઇ; સદાફળ શેઠે કહ્યું શેની! સેજલદે શેઠાણીએ કહ્યું, પ્રાણનાથ! શેની કેમ? જાણવા છતાં અંજાણ કેમ બનો છો? જૂવો સાંભળો!

**સેજલદે—** **ગાયન.**

( પ્રિતીના પંથનો ગ્રંથ ગુંથેલો ) એ રાહ.

ચતુર ડાહ્યો. વિવેકીને શાણો બન્યો મુરખ સરદાર
વેશ્યા ઘરે રહી નામ ડુબાવ્યું, ગુણી એ બન્યો ગમાર

**સદાફળ—**

સમજણ વગર દીધી સ્વત્રંતા, તેનો આ પામીએ સાર
અનિતિ કરતાં ન રોકયો જરીએ પસ્તાઉં પારા વાર
નીચની સોબત થતાં તે વંઠયો નીંદાય જગમાં અપાર.
વેશ્યાની સોબતે ચઢીને તજીઓ શ્રાવિકનો કુળા ચાર

**સેજલદે—** **સાખી.**

ધર્મ કર્મ ભુલી ગયો, ભુલ્યો ચિત્તનું ભાન
લક્ષણ શુભ દીધાં તજી, બની ગયો હેવાન
જીન મંદીરે જાવું તજ્યું તજ્યો જગત વ્હેવાર—

**સદાફળ**—પ્રિયા ધિરજ ધરો, આમ શોક કરે શું વળશે,

**સેજલદે**—પ્રાણનાથ હવે આનું શું થશે ?

**સદાફળ**—શું થશે. શું ? ભગવાને ધાર્યું હશે તે.

( લાલબા આવે છે )

**લાલબા**—બાપાજી ! બાપાજી ! માજી ! માજી ! ભાઇ આવ્યો !

**સેજલદે**—ક્યાં છે બ્હેન !

**લાલબા**—જૂઓ આ આવ્યો. (સુમતીવિલાસ આવે છે)

**સેજલદે**—આવ ભાઈ, ત્હારા પીતાજી રોજ ત્હારી ઝંખના કરે છે, અને તારા શીવાય તે સોસાઇને અડધા થઇ ગયા છે, માટે ત્હારા પીતાજી પાસે બેશ, અને કાંઇ વાતચીત કર.

**સુમતીવીલાસ**—મારે કાંઇ બેસવું નથી, ને મારે કાંઇ વાતચીત કરવી નથી.

**સેજલદે**—એમ કેમ ?

**સુમતિવિલાસ**—એમ કેમનું શું પુછોછો ? ઘરમાં આવું છું ત્યાંથી મારૂં મગજ ફેરવી નાંખો છો, અને જંપવાજ દેતાં નથી.

**સેજલદે**—ત્યારે તને એ શીખામણુના આપે !

**સુમતીવીલાસ**—એતો હું સાફ કહું છું કે તમારી શીખામણ માનવાનો નથી નથી તે નથીજ.

**સદાફળ**—ત્યારે શું તું વેસ્યાને ઘેર જઇશ ?

**સુમતીવીલાસ**—એમ જઇશ જઇશ ને જઇશ ? તમારાથી રોકી રખાય તેમ છે ? સાઠી બુદ્ધી નાઠી, તે કહેવતાનુસાર તમારી બુદ્ધિ બગડી છે, ને તમે હાથે કરીને મારો મલાજો મુકાવ્યો છે.

**સેજછંદે**—ત્યારે શું તું તેમનું કહેવું નહી સાંભળે ?

**સુમતીવીલાસ**—નહી નહી તે નહીજ.

**સદાફુળ**—ત્યારે અમે તને કહીએ છીએ તે તો ત્હારે લક્ષમાંજ લેવું નથી કેમ ? આ તને શીખામણ આપીએ છીએ તે ખડ કાપીએ છીએ કે ?

**સુમતીવીલાસ**—ખડ કાપો છો નહી પણ ખડ ખાઓ છો; બસ હું તો આ ચાલ્યો.

**સદાફુળ**—આ બધું પત્થર ઉપર પાણી કે ?

**સુમતીવીલાસ**—હા ! હા ! પત્થર ઉપર પાણી; હવેથી સાફ કહું છું, કે ફરીથી તમારે ઘેર આવવાનો નથી. ( જાય છે તેને લાલબા રોકે છે )

**લાલબા**—ભાઇ ! ભાઈ !

**સુમતીવીલાસ**—એશ એશ ચીબાવલી ( ધક્કો મારીને દુર કાઢીને ચાલ્યો જાય છે. )

**સદાફુળ**—પ્રિયા જોયો છટેલનો તોર ! બીચારી લાલબાને ધક્કો મારીને ચાલ્યો ગયો ! બીચારીનું ભાઇભાઈ કહેતાં મોહુ સુકાઇ જાય છે, ને ભાઇની તો નજરમાંએ નથી; આ દુઃખ કેવી રીતે સહન થાય?

**સેજછંદે**—પ્રાણનાથ !

## ગાયન.

( મળે ક્યારે પ્યારી મારી ) એ રાહ.

કહો નાથ હવે શું થાએ, મુજ અંતર અકળાએ- કહો૦-<br>
દુઃખી દીલના દુઃખો દગારો, બાળે દીનને રાત;<br>
બધી કાઢી જાતને ભાત, નહી ચિત્ત શાંન્ત, બળે ઉર લાહયે—કહો<br>
વેશ્યા કુછંદે બગડયો અતિશે, ભુલ્યો નિતિ વિવેક;<br>
તજી દીધો ઉત્તમ ટેક, છકી ગયો છેક, સ્હામો હવે થાએ—કહો

છેત્ર જાઓ નૃપતી પાસે, કરો કાંઇ વીચાર;
જાઓ જલદી રાજ દુવાર, પામશો સાર, અવરત ઉપાયે—કહો

---

**સદાફળ**—પ્રિયા તમારૂ કહેવું સત્ય છે; નૃપતી પાસે ગયા વીના હવે બીજો ઉપાય નથી,

**સેજલદે**—જાઓ પ્રાણનાથ, જલદી જાઓ. ધરમના કામમાં ઢીલ નજ કરવી.

**સદાફળ**—પ્રિયા એમ ન જવાય, પણ ધીરેથી વાત ઉઉપાડીને કામ સાધી લઇશું. ઉતાવળે આંબા ન પાકે;

**સેજલદે**—જેવી તમારી મરજી, પણ જેમ વ્હેલું બને તેમ કરવું. તેને સાસરેથી ન્હીવા સબંધી પત્ર આવ્યો છે, તે જો લગનનું નક્કી થશે, ને સુમતી ઘેર નહી આવે, તો ફજેતી થશે.

**સદાફળ**—જેવી ભગવાનની ઇચ્છા હશે તેમ થશે. ચાલ્ય મારે શેવાનો વખત થયો છે, માટે નાહી લઉં,

**સેજલદે**—ભલે ચાલો. ( લાલબાને ) ચાલ્ય લાલબા.

**લાલબા**—ચાલો ( સર્વે જાય છે. )

---

# પ્રકરણ ૧૨ મું.

## સુભગા અને સોમદત્ત.



સોમદત્ત તે સારંગપુર શહેરનો એક શેઠીઓ હતો; તેને ત્યાં દ્રવ્ય ઘણું હતું તેને સુભગા નામે પતિવ્રતા સ્ત્રી હતી. બંનેને ધર્મ ઉપર રાગ સારો હતો. હર હમેશ શેવા, પુજા, સામાયક, પ્રતિક્રમણુ, વીગેરે પુણ્ય કાર્યો નિયમીત રીતે કરતાં હતાં; તેમને સંતતીતો ઘણી હતી, છતાં સપતિમાં એક પુત્રી નામે લીલાવતી શીવાય કાંઈજ નહોતું. એટલી તેમના પુર્વના તપમાં ખામી હતી. કારણ પુત્ર શીવાય પુત્રી એતો પરાયુ ધન, એટલે પરણાવીને સાસરે મોકલવાની; પુત્ર રત્ન તેતો ઘરનો દીવો કહેવાય છે. પુત્ર શિવાયની સંતતી નકામી છે. જો કે મનથી સંતોશ સમજી તેનાં ભોગી ભલે પુત્રીને જમાઈ થાય, છતાં પુત્રની વાત ન્યારી છે. પુત્ર રૂપી મીઠો મેવો ભાગ્યશાળી નેજ પ્રાપ્ત થાય છે. પુત્ર વિનાની સંપતિ તે તો વિષ સમાન લાગે છે.

સોમદત્ત શેઠને બીચારાને તે પ્રમાણેજ હતું છતાં પુત્રીમાંજ સંતોશ માની અન્ય સ્ત્રી રૂપી ઉપાધી સોમદત્ત શેઠે કરી નહોતી; જો પોતાને પુત્ર પ્રાપ્ત ન થાય તો તે સંપતીના માલીક પુત્રીને અને જમાઇને ઠરાવવાનો સોમદત્ત શેઠે દ્રઢ નિશ્ચય કર્યો હતો.

એક દિવશ સુભગા શેઠાણીએ કહ્યું સ્વામીનાથ ! લીલાવતી યોગ્ય ઉમ્મરની થઇ, છતાં હજુ કયાં સુધી કું-

વારી રાખવી છે ? જો આપણને સારૂ ઘર ન મળ્યું હોત, ને વિવ્હા ન કર્યો હોત, તો જાણે વિવ્હા કર્યો નથી, તેથી વિવ્હા કરવા જેવું ઠેકાણું મળે ત્યારે પરણાવીએ ને ! તેમ કહેવાનું બ્હાર રહે, પણ આપણે તેનો વિવ્હા કરી નાંખ્યો છે, તેથી ઝટ લગ્ન લઇને હાથ રાતા કરી નાખીએ; ( પરણાવી દઇએ. )

સોમદત્તે કહ્યું પ્રિયા ! મેં વેવ્હાઇને પત્ર તો લખ્યો હતો, તેનો ઉત્તરજ નથી ને ! કોણ જાણે શું કામમાં રોકાયા હશે કે પત્ર લખવોજ વિસારી દીધો છે.

સુભગાએ કહ્યુ સ્વામીનાથ ! તેમને તો ગરજ શેની હોય ? તેમને થોડોજ કંન્યાકાળ જવાનો ઉચાટ છે; સઘળા ઉચાટ કંન્યાના બાપને હોય સમજ્યા ? કે જેને કંન્યાકાળ જવાની બ્હીક હોય; માટે તમે બધુ કામ પડતુ મુકી વ્હીવ્હાની તૈયારી કરો. ઇશ્વરે પુત્રતો આપ્યો નથી, પણ પુત્રી આપી છે, તો તેને પરણાવીને રૂડો લ્હાવતો લઇએ ! સંપતિનો ઉપયોગ કંન્યાદાન સમયે નહી કરીએતો, એથી અધિક અવસર બીજો કીયો મળવાનો છે.

સોમદતે કહ્યું પ્રિયા ! પણ મારા સાંભળવામાં આવ્યું છે કે, સુમતીવીલાસ દુરાચરણીની નીકળ્યો છે, તે ખરૂ કે ? સુભગાએ કહ્યું, એ તો એમજ ચાલ્યું જાય છે. મ્હોટાનું બાળક એટલે મોંઢે ચઢાવેલું તેથી વખતે હોય ! પણ વખત આવ્યે એની મેળે સુધરશે. એનો ધારો છે કે કાચી કુરી તો ખાટીજ હોય. પાકી થયેથીજ મીઠી થાય. સોમદત્ત કહે પણ પુરો તપાસ કર્યા શીવાય કંન્યાને કુવામાં નાંખવા મારૂ દિલ કબુલ કરતું નથી

સુભગાએ કહ્યું પ્રાણનાથ! શું ઘર ખોટું છે! વર ખોટો છે! હોય! એ તો મ્હોટાનાં છો કરાં અછંગારાજ હોય. પણ વખત આવે એની મેળે સુધરશે; માટે હાલને હાલ જોશીને તેડાવીને લગ્ન દીવશ નક્કી કરો, અને લગ્નની કંકોતરી લખો,

સોમ તે કહ્યું, બહુ સારૂ; જેવી ત્હારી ઇચ્છા. હાલ ને હાલ જોશીને તેડાવી લગ્ન મહુરત જોવરાવીને પત્ર લખું છું. ત્હારા મનની તમામ હોંશ પુરી પાડીસ. રૂડા માંડવા બંધાવીશ, મંડપ રચાવીશ, અને સારો લ્હાવો લેવરાવીશ. ( સુગુણ મંજરી તથા લીલાવતીને જોઇ ) સુગુણ મંજરી, જા તો ન્યાત ગોરને બોલાવી લાવ્ય. કહેજે કે જરૂરનું કામ છે, માટે સોમદત્ત શેઠ હાલને હાલ તેડાવે છે.

સુગુણ મંજરીને આજ્ઞા થતાંજ તે ગોરને ઘેર ગઇ, ને ગોરને તેડીને તરત પાછી આવી, સુભગા શેઠાણીને કહ્યું, કાકી આ ગોર મહારાજ આવ્યા.

ગોર મહારાજને સુભગા શેઠાણીએ પાટલો નાંખી આપ્યો, અને તેમને તે ઉપર બેસાડયા; ગોરે યજમાનનો જય થાઓ, એવી આશીશ આપીને તેડાવાનું કારણ પૂછ્યું.

સોમદત્ત શેઠે કહયું ગોર મહારાજ! આપણી લીલાવતી યોગ્ય ઉમ્મરની થઈ. તેને સાસરે લગન લેવા પત્ર તો લખ્યો છે, છતાં વ્હેવાઇનો બોલ કુલ જવાબ મળ્યો નહી તેથી એવો વિચાર કર્યો છે કે, લગ્ન જોવડાવીને કંકોતરીજ વખવી; કારણ એમનાં છોકરાનો થોડોજ કંન્યાકાળ જવાનો છે. આપણે ઉચાટ કે છોડીનો કંન્યાકાળ જાય.

ગોરે કહ્યું તે:વિચાર ઉત્તમ કર્યો છે, કહી ટીપણું

કાઢયું, અને પુછયું ? જમાઇનું નામ શું ? સોમદત્ત શેઠે કહ્યું, સુમતીવીલાસ; ત્યાં ગોરે વેળાગણીને વસંત પંચમી નું મહુરત આપ્યું. વસંત પંચમીના મહુરતથી શેઠ ઘણા રાજી થયા, અને ગોરને યોગ્ય દક્ષણા આપી વીદાય કર્યા.

સુભગા એ કહ્યું, પ્રાણનાથ! લગ્ન તો હાથ વ્હેતમાં આવ્યું, માટે માંડવા વીગેરેની સોઇ કરાવા માંડો. ઘર રંગાવો, ઉમદા બીલોર ખાનું મંગાવો, અને હું વડી પાપડની તૈયારી કરવા માંડુ. જાઓ? પ્રથમ વ્હેવાઇ ઉપર કંકોતરી લખો, અને હવે બધુ સજવા માંડો.

સોમદત્ત સારૂ કહી કંકોતરી લખવા ગયા, અને સુભગા વિવ્હાની તૈયારી કરવામાં પડયાં, અને સુગુણ મંજરી સાથે વસત પંચમીનું લીલાવતીના લગ્નનું મહુરત સગે વ્હાલે જણાવ્યું.



# પ્રકરણ ૧૩ મું.

## માંડળીક રાજાનો દરબાર.



કૌશંબી નગ્રી એ એક માંડળીકના તાબાનું ગામ હતું, અને રાજસ્થાન પણ કૌશંબી નગ્રીમાંજ હતું; કારણ તે નગ્રી સારી અને શુશોભીત અને બીજા ગામ કરતાં મોહોટી હતી. રાજ કચેરી તથા રાજ સ્થાન પણ ત્યાંજ હતું. રાજાનો દરબારગઢ પણ ત્યાંજ હતો. દરબારમાં સદાફળ શેઠનું માન ઘણું સારૂ હતું, કારણ તે નગરશેઠ હતા. સુગુણસીંહ નામે પ્રધાન હતો, તે પણ રાજ્યનો હીતચીંતક અને નામ પ્રમાણે ગુણો તેનામાં હતા. તેમ રાજ્યની વ્યવસ્થા પણ ઘણી ઉત્તમ હતી. પ્રજા વર્ગ પણ રાજા અને પ્રધાનને માટે ઉંચોમત ધરાવતો હતો. કારણ તેમને ઇનસાફ અદ્દલ મળતો હતો. કોઇ પણ રીતનો પક્ષપાત તે રાજ્યમાં નહોતો, એવા ઉત્તમ કારભારથી તે રાજ્ય ઉત્તમ કહેવાતું હતું. અને પ્રજા વર્ગનો સંતોશ અને પ્રજાના રાજા અને રાજ્ય મંડળ ઉપરના રાજીપાને લીધે તે રાજ્ય સારી ખ્યાતી પામ્યું હતું.

એક દીવશ રાજા રાજ સભા ભરીને બેઠા હતા, ત્યાં વારાંગનાનો નાચ થઇ રહયો હતો, અને સર્વે સભા હર્ષિત વદને વારાંગનાનું નૃત્ય અને ગાયન સાંભળવા એક તાર બની હતી, ત્યાં સદાફળ શેઠનું આવાગમન થયું. સદાફળ શેઠનું આવાગમન થતાં, છડીદારે શેઠની સલામ પોકારી ને શેઠ આવી સભામાં બીરાજ્યા.

વ્હાલા વાંચકવૃંદ! શું રાજાઓ નાચ ગાન વિગેરેમાં

ગુલતાન રહેતા હશે! તો પછી તેવા છંદને લીધે રાજ્ય કારોબાર કેવી રીતે ચલવતા હશે?. તે સવાલ તમારા મનમાં ઉત્પન્ન થશે. પણ નાચ ગાન તે મગજને શાન્તિ આપનાર છે. નાચ ગાન કચેરીમાં આખો દીવસ થતાં નહોતાં, પરંતુ અમુક વખત નિર્માણ કરી રાખેલો હતો, તેજ વખતે થતાં હતાં; થાકેલા મગજને શાન્તિ આપવા માટેજ હર હમેશ કચેરીમાં નાચ ગાન સાંજના સમયે થતું હતું; આખો દીવશ કચેરીના કામમાં દરેક રાજ્ય મંડળને પોતાના મગજને તસ્તી આપવી પડતી હતી તે મગજને શાન્તિ આપવા માટેજ સાંજનો અમુક વખત નિર્માણ કર્યો હતો.

બીજો સવાલ એ ઉઠશે કે, વારાંગના ( વેશ્યા ) એટલે ગુણીકાનાં નાચ ગાન કચેરી વચ્ચે કેવાં! તો જણાવવાનુ કે તે વખતની વારાંગનાઓ આજના જેવી હલકી એટલે વ્યાભીચારમાંજ મશગુલ રહેનારી નહોતી; તે સમયમાં તેના ગુણુની ગણુતી નહોતી, એટલે તે ગુણુની ખાણુ કહેવાતી હતી. મોહોટા મોહોટા શેઠ શાહુકારો પણુ પોતાના છોકરાને હોંશીઆર કરવા વારાંગનાને ત્યાં દરમાયો ઠરાવીને મુક્તા હતા. એટલી તેના ગુણુની કીંમત હતી. આજતો તે વાતજ કરવાની નથી. ચોખ્ખી નરકની ખાણુ કહીએતો ચાલે.

ના! પણુ તેમ સમજતા નહી. ખરી વારાંગના તો ગુણુની ભરેલીજ હશે; ખરી એટલે અસલથી ગુણીકાના પેટથી ચાલતી આવેલી વેલ તો ગુણવાળીજ હશે, પરંતુ ઉંચ કે નીચ મા બાપની છોકરી કુળાચાર તજી ગુણીકા બની હશે, તે તો નર્કનીજ ખાણુ સમજવી; તેવી ગુણીકાઓ આ જમાનામાં દેખાતી નથી. ના! પણુ હશે, આખી પૃથ્વી પડી છે; તેવી નાયકાઓએ હશે! ને તેમના ગુણુ

ગ્રહણ કરવા વાળા વીરનરો પણ હશે આખી આલમના અનુભવ શીવાય નથી, તેની ખાત્રી કેવી રીતે આપી શકાય ! અસ્તુ:

શેઠ આવીને આસને બીરાજ્યા, ત્યાં સુધી નાચગાન બંધ રહ્યું. શેઠ બીરાજ્યા બાદ પાછું નાચ ગાન શરૂ થયું.

**વારાંગના—** **ગાયન,**

(બંસી વાળા આજો હમારે) એ રાહ.

સાચો મારે શામળીઆ શું સ્નેહ
મેં તો અરપી છે તેને આ દેહ—સાચો.
મુરલી ધારણ એ મન મોહન ધર્યાં છે નામ અનેક
જેને સ્મરતાં અતિ સુખ પામે, ધારી ભક્તિ ટેક
બંસીધર, વિઠ્ઠલવર, ધરણીધર,
તેનાપર, આતનધન કરૂ હું ઓવાર–મેંતો
ચિત્ત ચહે એક તેહનેરે, દીલમાં ધાર્યો જેહ
કોય ધુમે આ ભુપરે પણ અંતર ઇચ્છે તેહ—બંસીધર.

ઉપર પ્રમાણે ગાયન પુરૂ થયું, ત્યાં નચ પણ પુરો થયો. નાચ પુરો થતાં વારાંગનાઓ પોતાની નોકરી બજાવી રાજાને સલામ ભરી પોતાના મુકામ તરફ ગઇ.

નાચ પુરો થતાં માંડળીક રાજાએ સદાફળ શેઠને પુછ્યું, કેમ નગર શેઠ ? હાલ કેમ ચાલે છે? સુમતી વીલાસ શું અભ્યાસ કરે છે ! તમારા મુખચંદ્ર ઉપર દિલગીરીનું વાદળ ઘેરાએલું કેમ નજરે આવે છે? તમોને દુ:ખ શું છે તે સમજાતુ નથી. જો હરકત ન હોય, તો તે દુ:ખ નિવેદન કરો. તમે આ નગ્રીના નગર શેઠ છો, પૈસે ટકે સુખી છો, છતાં શી દિલગીરી ધરાવો છો તે

સમજાતું નથી. ઇશ્વરે સંતતિમાં પણ ઉતમ પુત્ર રત્ન બક્ષ્યુ છે, અને તે રત્નજ છે. તેણે જ્ઞાન પણ સારૂ મેળવ્યું છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે.

વિદુષકે કહ્યું મહારાજનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. આપે ઉત્તમ રત્ન કહ્યુ, તેટલીજ ફક્ત ભુલ કરી છે; રત્ન નથી પણ ઉત્તગ::નંગ છે. ( વીટીમાં જડવાનું) પહેલાં જ્ઞાન હતું વિદ્યાનું પણ હવે તો તે જ્ઞાન તજી ગુણીકા પાસનું જ્ઞાન મેળવ્યું છે, ને અભ્યાસ પણ તેજ ચાલે છે.

**માંડળીક**—એટલે ?

**વિદુષક**—એટલે શું ભાઇ ગુણીકાને ઘેર પડ્યા રહે છે.

**માંડળીક**—હે ! આ શું કહે છે?

**વિદુષક**—જે કહું છું તે બરાબર છે. ખાત્રી ન થતી હોય તો પૂછી જૂવો !

**માંડળીક**—કેમ શેઠીઆ આ શું કહે છે?

**સદાફળ**—જે કહે છે તે બરાબર છે. તેનીજ ચીંતામાં કાંઇ સુઝતું નથી, ને મન ઉદાસ રહ્યા કરે છે.

**માંડળીક**—હું તેને માટે તો ઘણો સારો મત ધરાવતો હતો; આવો નીકળશે, તેવી સ્વપ્ને પણ આશા રાખી નહોતી.

**સદાફળ**—મહારા છેકજ હદપાર ગયો છે. કોઇ દિવશ ઘેર સરખોપણ આવતો નથી.

**માંડળીક**—બીલકુલ ઘેર આવતોજ નથી !

**સદાફળ**—હા મહારાજ ! તેમજ છે. હજારો ઉપાય કર્યા, પણ કોઇ ઉપાય બર આવ્યો નહી, તેથી આપ કૃપાનાથને વિનવવા માટેજ અત્રે આવ્યો છું.

**માંડળીક**—તેનું કેમ થાય.

**સદાફળ**—પૃથ્વીનાથ કેમ શું થાય! કોઇ રસ્તે તે ઘેર આવે તેવું કરો. ચાલુ ગુણીકાને ફરજ પાડો કે તે તેને સંઘરે નહી;

**માંડળીક**—એવું અઘટીત કાર્ય મારાથી કેવી રીતે બને! ગુણીકાને એવી ખોટી ફરજ કેમ પડાય! તેનો ધંધો છે તેને માટે તેને કેમ રોકાય! એવો ખોટો દંડ કેવી રીતે અપાય!

**સદાફળ**—ત્યારે સુમતિવિલાસને ફરજ પાડો કે, તે વેસ્યાને ઘેર કોઇ દિવશ જાયજ નહી.

**માંડળીક**—તે પણ કેવી રીતે થાય! તેની મનોવૃતિ ને કેવી રીતે રોકાય! વેસ્યાને ઘેર જાય, તેમાં રાજ્ય ગુન્હો શો કહેવાય! જો રાજ્ય ગુન્હો હોય, તો રોકાણ થઇ શકે; પણ તેમાં કાંઈ રાજ્ય ગુન્હો નથી. કોઇ પોતાનું ઘર વેચતો હોય, તો તેને રાજ્યથી રોકાય કે! કોઇ ગ્રસ્થાશ્રમ તજી બાવો બની જતો હોય તેને રાજ્ય તરફથી રોકાણ થાય કે! કોઇ ધર્મ ભ્રષ્ટ થાય તેને રાજ્ય તરફથી કાંઇ કહેવાય કે? તેમાં રાજ્યનો ગુન્હો કીયો? પોત પોતાના મનના સઉ મુખ્તીઆર છે. ફક્ત રાજ્ય ગુન્હો કરે, તેનેજ રાજ્ય શિક્ષા આપનાર છે, તે શિવાય લાચાર છે.

**સદાફળ**—કોઇ રીતે ગુણીકાને દંડ આપવોજ જોઇએ; કોઈ ગ્રહસ્થના છોકરાને ઉંધુ સમજાવી પોતાના પાસ પોતાના ઘેર રાખવો, તે ગુન્હો નહી કે?

**માંડળીક**—નાતે ગુન્હો કેવો? હૈયાના ફુટા અને ખીસાના તરને ભોળવીને પૈસો કમાવો, તે તેનો ધંધો છે;

પછી તેમાં ગુન્હો શાનો? હરકોઇ પોતાના સીધે રસ્તે જનારને કોણ રોકનાર છે, પોતાના વ્હેપારમાં પવિત્રુ થનારને કોણ રોકનાર છે! એવો સીધ્ધે અને વ્હેપારીક રસ્તે જતાં રોકવાના રાજ્યના શું ભાર છે?

**સદ્દાફૂળ**—ત્યારે મારે શું કરવું? તેના સાસરેથી લગ્નનું મહુરત નક્કી થઇને આ પત્ર આવ્યો છે ને જો તે ઘેર નહી આવે તો આબરૂ જશે. (ગગળા થાય છે.)

**માંડળીક**—શેઠ ધીરજ ધરો, ગભરાઓ નહી. ચાલો હું તે ગુણીકાને ઘેર આવીને તેને એ વાતો કહી. સમજાવીને તમારા પુત્રને તમારે ઘેર મોકલે તેમ કરવા પ્રયાસ કરૂં છું.

**પ્રધાન**—મહારાજ! વેસ્યાને ઘેર જવાની શી જરૂર છે? જો હજુરની ઇચ્છા હોય તો તેને અહીં બોલાવું.

**માંડળીક**—વગર ગુન્હે કોઇને રાજ્ય કચેરીમાં બોલાવવુ, તે મારૂ મન કબુલ કરતું નથી.

**સદ્દાફૂળ**—મહારાજ! તમારી અમો પ્રજા ઉપરની કૃપા દ્રષ્ટી જોઇ મારૂ મન આનંદિત બન્યું છે. ધન્ય છે તમારા અદલ ન્યાયને!

**માંડળીક**—એમાં ધન્યવાદ શેનો! રાજા થયો તેમાં શું થયું? પ્રજાને પુત્ર પેરે પાળે તેજ રાજા, તે શીવાય રાજા શાના? પ્રજાનું દુઃખ જોવું, અને તે દુર કરવાના પ્રયત્નો રાજાએ પોતે કરવા. અન્યાય વર્તવું નહી. જેથી ઇશ્વર પ્રસન્ન રહે. શું રાજાને કોઇને જવાબ આપવાનો નથી? ના છે. રાજાઓનો એ રાજા અને મહારાજાઓનો એ મહા-

રાજા હજરા હજૂર છે.

**સદાફૂળ**—ધન્ય છે મહારાજ તમારી નેકીને!

**વિદુષક**—ગરીબ પરવર મારે પણ એક અરજી ગુજારવાની છે.

**માંડળીક**—શેની?

**વિદુશક**—ઘર તરફની.

**માંડળીક**—શી?

**વિદુશક**—એક જુજ, પણ મહારાજની મરજી હોય તો કહું.

**માંડળીક**—કહે કહે સુખેથી કહે. શું તું કાંઇ પ્રજા વર્ગની બહાર છું?

**વિદુ:શક**—ના ગરિબ પરવર, પણ શેઠીઆઓની તુલનામાં તો નહી જ ને.

**માંડળીક**—નહી કેમ? અહી ન્યાયાસન પાસે તો ગરીબ અને તવંગર, શેઠીઆને નોકર, સઉ સરખા જ છે. સૌને ન્યાય તો સરખો જ મળવાનો; શેઠીઆઓની શેઠાઇ અને તવંગરનું તવંગરપણું અહીં કામમાં આવતું નથી.

**વિદુશક**—પણ મહારાજ શેરથી દસ શેરો મ્હોરો એટલો મ્હોરો.

**માંડળીક**—ના, ત્હારી ભુલ છે. વિચારીજો? શેરીઓ હો કે દસશેરો હો, કે ભલે મણીકો હો, પણ રાજ્યની છાપ તો બધાં કાટલાં ઉપર એક સરખીજ વાગવાની પછી ભલે ને અધોળી હો, કે મણીકો હો; રાજ્યમાં તો સૌ કાટલાં સરખી છાપનાં જ છે.

**વિદુશક**—ત્યારે વિદિત કરૂ?

**માંડળીક**—સુખેથી વિદિત કર્ય; મને ખાત્રી છે, કે કાંક ટીખળ હશે! ટીખળ હશે તો ઘડી રમુજ થશે:

માટે સુખેથી દર્શાવ્ય.

**વિદુશક**—જેવો નૃપવરનો હુકમ.

**માંડળીક**—નૃપનો હુકમ શેનો? હુકમથી નહી, પણ ત્હારી ઇચ્છાથી, એમ કહે?

**વિદુષક**—લ્યો મહારાજ એમ પછી કાંઈ છે!

**માંડળીક**—કહે ત્યારે.

**વિદુશક**— **ગાયન.**

(જુવો છ તે ધણી રંડાપો આ નાથજી) એ રાહ

શું કહું મુજ દુઃખની વાત ઓ બાપજી, રાંડનું જોર ન માય
કરે કજીઆ હમેશાં હું થાકયો એનારથી, ઘોડી ઘોડી મારવાનેધાય
વંતરીની પેઠે આવીને વળગે, રાંડ દાતણ કર્યા વિના ખાય
છોકરાંને છૈયાંને નિત્યે બઝુડે, રાંડ ગંધાતી કદીએ ન નાહય
પાડા પાડોશીઓથી બાઝે હમેશાં, રાંડ ભુંડણીની પેઠે બ્હાય
ફુવડ રાંડની એ વાત ઉચરતાં, રાય ઉંડે હૈયામાં લાહય
લે રોજ છાજીઆં, લોક જોઈ લાજીઆં
હાય તને, ઓય તને, હાય તને હા હા હાય-શું

**માંડળીક**—વિદુશક! આતે તેં ફુવડ રાંડનું કહ્યું, કે તારી સ્ત્રીનું.

**વિદુષક**—મહારાજ સમજો તેનું.

**માંડળીક**—ત્હારી બોધિક ગમ્મતની અવધી છે.

**વિદુષક**—તે બધો તમારા પાસનોજ પ્રતાપ છે.

**માંડળીક**—ચાલો કચેરી બરખાસ કરો.

**પ્રધાનજી**—જેવો નૃપ વરનો હુકમ (છડીદારને કચેરી બરખાસ કરવાની નેકી પોકારવા આજ્ઞા કરે છે)

**છડીદાર**—કચેરી બરખાસ પેનીધા રખીએ મેહેરબાન સલામ (નેકી પોકારે છે માંડળીક રાજા અને પછી બીજા બધા જાય છે)

# પ્રકરણ ૧૪ મું.

## વારાંગનાને ત્યાં રાજાનો પ્રવેશ.



જે દીવશે શેઠ રાજદરબારમાં ગયા, ત્યાં રાજાએ ગુણીકાને ઘેર જવા પ્રધાનને વરધી આપી, અને પોતે તૈયારી કરી. પ્રધાનજી આવતાં રાજાએ પોતે સદાફળ શેઠની સાથે ગુણકા ગ્રહે જવા ગાડી જોડાવી. ગાડી જોડાઇ તૈયાર થઇ ત્યાં ગાડીમાં નગરશેઠ, સચીવ અને પોતે બેશી ગુણીકાના ગ્રહ તરફ ગાડી હાંકવા વરધી આપી ગાડીવાળાએ ગાડી ચલાવી; અને થોડીજવારમાં ગુણીકા ગ્રહે ગાડી આવીને ઉભી રહી.

કામસેના ગાડી જોઇ વિષ્મય થઇ, અને વિચાર કર્યો કે મારે ત્યાં ગાડી શેની ! ત્યાં પ્રથમ સચીવજી, પછી સદાફળ શેઠ, અને છેવટે માંડળીક રાજા, એ પ્રમાણે ગાડીમાંથી ઉતર્યા; તેમને જોઇ તે અચંબો પામી, અને તેમને માટે યોગ્ય આસનની તૈયારી એકીદમ કરીને રાજાના સામે તેમને લેવા માટે આવી.

માંડળીક રાજાએ સચીવજી અને શેઠ સહ ગુણીકાના ગ્રહમાં પ્રવેશ કર્યો; ગુણીકાએ કહ્યું ! આજ મારાં અહો ભાગ્ય કે હું લુંડીને ત્યાં રાજવી પોતે પધાર્યા ! આજ મારે સોનાના સુરજ ઉગ્યા, મોતીના મેહ વરસ્યા, કે નૃપવરે પોતે પધારી હું લુંડીને અને આ મકાનને પાવન કર્યું !

**કામસેના—** **ગાયન.**

( સુંદર શામળીઆ ) એ રાહ.

પ્રભુજી પધારી પાવન કર્યું ઘર મારૂં

મુજને અવધારી ધન્ય ભાગ્ય મુજ ધારૂં—પ્રભુજી
નાથ પ્રજાના આપ પધાર્યા, કારજ મારાં સર્વે સુધાર્યાં
લુંડી હર્ષ તરંગ વધાર્યા, પાવન કીધી પગલે તમારા
હુકમ કરે। શિરધારૂં—પ્રભુજી
ગુલામડી છુ નાથ તમારી, કરો કૃતાર્થ હુકમ શીરધારી
હાજર હજુરં નથી દુર લગારી, હુકમ ઉઠાવું હર્ષે ભારી
કરી કૃપા ન વિસારૂ—પ્રભુજી

**માંડળીક**—(સચીવજીને) સચીવજી! આ નાયકા તો ઘણી હોશીઆર દેખાય છે!

**સચીવજી**—હા કૃપાનાથ; તેની હોંશીઆરી આપે જોઇ!

**માંડળીક**—આવી હોંશીઆર છતાં તે સુમતીવીલાસમાં કેમ લોભાણી હશે! સ્વાર્થી વણીકની સોબતે કેમ ચઢી હશે!

**સચીવજી**—કૃપાનાથ! તે બધો ખુલાસો આપની સમક્ષ મેળવું છું (કામસેનાને) કામસેના!

**કામસેના**—શો હુકમ છે ગરિબ પર વર!

**સચીવજી**—કૃપાનાથે શું કહ્યું તે સાંભળ્યું?

**કામસેના**—હા!

**સચીવજી**—ત્યારે એવા સ્વાર્થી વણીક પુત્રમાં શું જોઇને લોભાણી! તને તો રાજ કચેરી તરફથી દર-માયો આપવા નૃપવરની ઇચ્છા છે.

**કામસેના**—સચીવજી હું હજુરની મ્હોટી મેહેરબાની સમજું છું; આપ પધાર્યા ત્યારથી મારી તો ખાત્રી થઇ ચુકી છે કે, તમો આ લુંડી ઉપર કૃપાનો વસાદ વરસાવશો.

**સચીવજી**—હા તેમજ છે, પરંતુ તું એ વાણીઆના છોકરાનો સંગ મૂકી દે.

**કામસેના**—કારણ !

**સચીવજી**—કારણનું શું પુછે છે ? ચતુર થઇને ચુકી કેમ ગઇ ?

**કામસેના**—શું ચુકી છું ?

**સચીવજી**—વણીક જાતી સ્વાર્થી કહેવાય છે, તો તેવા સ્વાર્થી વણીક પુત્રની સોબત કરી તે.

**કામસેના**—સચીવજી ! નદી મહાસાગરનેજ મળે છે, ફળ રૂતુનેજ ફળે છે, પ્રેમ પ્રેમ નેજ કળે છે; સાચો પ્રેમી પ્રેમીનેજ હળે છે.

**સચીવજી**—પણ ગાંડી ! પતંગીઆનો રંગ તે તે રંગના લેખામાં છે ? આગીઆનું તેજ તે તે તેજના લેખામાં છે ? કોહોળીના રાજા તે તે રાજાના લેખામાં છે ? સટોરીઆની દોલત તે તે દોલતના લેખામાં છે ? જુગારીઆનું વચન તે તે વચનના લેખામાં છે ? તેમજ વણીકનો પ્રેમ તે તે પ્રેમના લેખામાં છે. સ્વાર્થી જાતીનો પ્રેમ તેતો સ્વાર્થ સરતાં સુધીજ.

**કામસેના**—તે ગમે તેમ હો, પણ તેનું તમે શું કહેવા માગો છો ?

**સચીવજી**—કહેવાનું શું હોય ! કહેવાનું એટલુંજ કે તુ ચતુર થઈ એવા ખોટા ફંદમાં ફશી છું, તે તજીદે;

**કામસેના**—હા ! હા ! હવે સમજી શું અમારા અખુટ પ્રેમનો ભંગ કરવા આવ્યા હશો કેમ ! પણ સમજો છો? સુર્ય પશ્ચીમ ઉદય ન થાય તે નજ

થાય, લાકડું કદી પાણીમાં ડુબી ન જાય તે નજ જાય, સીંહણી કદાપી કાળે ખડ ન ખાય તે નજ ખાય, હંસણી મોતી વિના બીજી ચીજ ન ચાય તેજ ન ચાય, તેવીજ રીતે તમો એવાં હજારો ખોટા દ્રષ્ટાંતો બતાવો, તેથી હમારો પ્રેમ ભંગ ન થાય તે નજ થાય.

**સચીવજી**—ત્હારો પ્રેમ ભંગ કોણ કરે છે ? કોઇ બીજો શોધી લે.

**કામસેના**—સચીવજી આ તમે શું બોલો છો ? જો કે હું ગુણીકા છું, છતાં એકજ પતિ વૃત ગ્રહણ કરવા વાળી છું સમજ્યા ? કેળ એકજવાર ફળે છે, સીંહણ એકજ વાર પ્રસવે છે, સત્ય વાદી પુરૂષો એકજ વચન ઉચ્ચારે છે, તેમ સતી એકજ પતિને વરે છે; પછી વરેલો પતી ગમે તેવો નિકળે, ને તેથી ગમે તેવું સુખ દુઃખ પડે, તે સતી સુખેથી સહન કરે છે, પણ બીજો પતિ કરવા સ્વપ્ને પણ ઇચ્છતી નથી તે નથીજ.

**સચીવજી**—ત્યારે શું તું સતી છું ?

**કામસેના**—તે મારે તમને જણાવીને શું કામ છે ? એક ભગવત જાણે છે, એટલે બસ છે.

**સચીવજી**—એતો જાણી તને સતિનો સીધી સીધી કહું છું તે સમજી જા, ને તે વણીક પુત્રને તેને ઘેર મોકલી દે ?

**કામસેના**—સચીવજી ! શું આવો અન્યાયાજૂઓ સાંભળો

**ગાયન.**

( રાગ ક્ષત્રી કલંકનો )

શાણા **સચીવજી** બોલ્યા આશી વાણ—

એ વાત બનનારી નથી રે
લેવા ધાર્યા દિન અબળાના પ્રાણ—
એ વાત બનનારી નથી રે
મહા મહેનતે મળ્યો છે પ્રિતી સંગ —એ વાત.
તે શું કરાવવો ધારો તમે ભંગ —એ વાત.
એહ રસીલાનો રસ શું મુકાય —એ વાત.
એક પળનો વિયોગ ન સહેવાય —એ વાત.
આવો અધર્ટીમ દેવો ધારો ન્યાય —એ વાત.
તોતો પૃથવી રસાતળ જાય —એ વાત.
માહારાજ રાખો માફ આ ન ઠીક —એ વાત.
રાખો પ્રભુજી તણી ઉર બ્હીક —એ વાત
જાણ્યા જાણ્યા તમો નગરના શેઠ —એ વાત.
પુત્ર માટે પહોંચી વળ્યા હશો ઠેઠ —એ વાત.
રાય ન્હાય તો દીએ ભલે અન્યાય —એ વાત.
મીન જળથી ન જૂદુ રહે કદાય —એ વાત.
પ્રાણ કાયથી ન જૂદા રહે કોઇ પેર —એવાત
શેઠ સીધા સીધા ચાલી જાઓ ઘેર —એવાત

---

**સચીવજી**—કામસેના ત્હારો આવો અચળ પ્રેમ અમોએ આજેજ જાણ્યો. ખરા પ્રેમની ખુબી ન્યારી છે, સાચા પ્રેમની બલીહારી છે.

**સદાફળ**—( માંડળીક રાજા તથા પ્રધાનને ) મહારાજ ! સચીવજી ! તેને સાસરેથી લગ્ન લીધું છે, ને જો તે ઉપર તે ઘેર ન આવે તો મ્હારી આબરૂ ધુળ મળી જાય. માટે પાંચ દીવશ પરણાવવા માટે ઘેર મોકલાવવાનો તેને હુકમ થવો જોઈએ.

**માંડળીક**—( સચીવને ) સચીવજી, તેને ગમે તે પ્રકારે

સમજાવી આ શેઠીઆની જતી આબરૂ બચે તે
વો રસ્તો લાવો. મ્હારાથીતો એક અક્ષર પણ
તેને કહેવાવાનો નથી; મને તો તેના બોલોએ
ચકિત કરી નાંખ્યો છે।

**સચીવજી**—જેવો કૃપાનાથનો હુકમ (કામસેનાને) કૃપા-
નાથે કહ્યું તે સાંભળ્યું ?

કામસેના—શું। (વચારમાં પડી જાય છે)

**સચીવજી**—વિચારમાં **શું** પડી ગઇ? જો સાંભળ્ય.

**સચીવજી—કામસેના—ગાનન.**

(છોડોને કુંવર મારા હાથને) એ રાહ.

**સચીવજી**—હઠને હઠીલી તજો હવે
સુણ્યું કહ્યું તે કૃપાનાથ—હઠને
જાણ્યાં તમોને પ્રેમ ઘેલડાંરે, જોયા પ્રેમીના દેદાર
રાજી કરોને સરકારને, તજીવાર કર્ય તૈયાર

કામસેના—આવે કેમ વિસવાસ.

**સચીવજી**—..................................હઠને

કામસેના—બહુ વિસવાસ કેમ શેઠનોરે જાણું સ્વાર્થીની રીત
અળગા રહે સારી સ્વાર્થને, જાણો સચીવજી ખચીત

**સચીવજી**—..................................હઠને
કરાર કરાવું પાકો શેઠનોરે, નહી જૂઠો તે થનાર
પરણીને ઝટ તે પાછો વળે, સંગે સંસાર સુધાર્ય—હઠને

---

કામસેના—રાજાજીનો હુકમ શિરતાજ. પણ કૃપાનાથ.

**મરઠી સાખી.**

અવધિ ઉપર ઘડીએક જાયે, તો મમ મૃત્યુ થાયે
તુમ વચનનું પણ રાખુ પણ, દઉ તમ શીર હત્યાએ
કરારજો જૂઠો કરે, સ્વરથીઆ સ્વારથમાં ફરે.

**સચીવજી**—ગાંડી એ શું બોલી ! એ કરારતે મીથ્યા થાય

## મરાઠી સાખી.

એહ કરાર કેમ મીથ્યા થાએ, શામાટે તે વિસારે
રાયની સમક્ષ કરાર કરીઓ, તે કેમ ઉર નવ ધારે
નથી ભાર કંઈ, કરાર પ્રમાણે તે પળે નહી

**કામસેના**—ભલે આપના અને નૃપ વરના ભરોસે પાંચ દીવશને માટે મોકલવા તૈયાર છું. પણ કદાપી તે જવાનું ના કહે તો ?

**સચીવજી**—તેને ગમે તે યુક્તિ કરી સમજાવીને મોકલવો તે તમારૂ કામ છે;

**કામસેના**—પણ એ આપે ન જાય, તો શી રીતે સમજાવું?

**સચીવજી**—ગમે તે પ્રકારે સમજાવાને મોકલવાનું વચન આપ.

**કામસેના**—( ખેદીત થઇ વચન આપે છે ) લ્યો આ વચન છે પણ જો જો ?

**સચીવજી**—કોઇ વાતે ફીકર રાખીશ નહી. ( માંડળીક રાજાને અને શેઠને ) ચાલો કૃપાનાથ ! ચાલો શેઠજી ( સર્વે જાય છે ને કામસેના વિચારમાં પડેછે)



# પ્રકરણ ૧૫ મું.

## સુમતીવીલાસને કામસેના—પ્રિતીનું વચન



માંડળીક રાજા, પ્રધાનજી અને સદારળ આવવાથી સુમતીવીલાસ પાછળનો ઓરડામાં બેઠો હતો, તે સર્વે જવાની ખબર સાંભળી બહાર આવ્યો. બહાર આવતાં કામસેનાને વિચાર સુન્ય જોઇ પૂછ્યું, પ્રિયા! શા વિચારમાં પડી ગઇ છું. સુમતીવીલાસનું ભાશણ સાંભળી કામસેના વિચાર મુક્ત થઇ, અને કહ્યું પ્રાણાધાર હું તો કાંઈ વીચારમાં પડી નથી. સુમતી વીલાસે કહ્યું, વ્હાલી! જુઠું શા માટે બોલે છે. વિચાર સુન્ય હતી, તે મારા બોલ સાંભળીને તો વિચાર મુક્ત થઇ, છતાં શા માટે કહે છે, કે હું તો કાંઈ વીચારમાં પડીજ નથી.

**કામસેના**—વ્હાલા વિચાર શેના હોય? વ્હાલાનાને વ્હાલાનાજ.

**સુમતી**—શા?

**કામસેના**—રાજાજી આવ્યા, તે તો તમો જાણો છો;

**સુમતી**—તેમાં તું વિચારમાં શા કારણથી પડી?

**કામસેના**—તે વાત કહું છું, જરા સાંભળો તો ખરા?

**સુમતી**—શું? રાજાએ તને કાંઇ કહ્યું?

**કામસેના**—પહેલાં તો મને તમારી પ્રિતી તજી તમને ઘેર મોકલી દેવા કહ્યું.

**સુમતી**—(કેવા સુર) પછી તમે શું કહ્યું?

**કામસેના**—મેં કહ્યું કે હું કદી તેમની પ્રિતી છોડનાર નથી, ને ઘેર પણ મોકલનાર નથી

**સુમતી**—તે બરાબર કહ્યું; પછી ?

**કામસેના**—મારો તમને નહી મોકલવાનો ચોકસ વીચાર જાણી, તમારા પીતાએ તમને પરણાવવા માટે પાંચ દીવશની માગણી રાજાજી પાસે કરી.

**સુમતી**—શું મને પરણાવવા ?

**કામસેના**—હા પ્રાણાધાર ! તમને પરણાવવા.

**સુમતી**—મારે તો પરણવું નથી; પછી તમે શું કહ્યું !

**કામસેના**—રાજાજીનું અપમાન હું કરી શકી નહી, ને મારે પાંચ દીવશને માટે કબુલ કરવું પડ્યું.

**સુમતી**—હું તો કાંઈ જવાનો નથી. તેં કબુલ શા માટે કર્યું ?

**કામસેના**—તેમનો બોલ ઉત્થાપી શકી નહી તેથી.

**સુમતી**—એતો કાંઇ નહી. એવા બોલને કોણ ગણે છે ?

**કામસેના**—ના નાથ ! હું વચન આપી ચુકી છું; તેમણે મારી પાસેથી વચન લીધું છે.

**સુમતી**—તે ગમે તેમ હોય, પણ ત્હારા વીના આપણને તો ક્યાંઇ ગમેજ નહી, માટે આપણે તો જવાના નથી.

**કામસેના**—ના પ્રાણ પ્રભુ ! ગયા શીવાય ન ચાલે ! જો ન જાઓ, તો રાજાજીના કોપને પાત્ર થવું પડે; વચન ભંગ કેમ થવાય ?

**સુમતી**—જો તું મ્હારી સાથે આવે, તો હું જઉ; એકલો તો હું કાંઇ જવાનો નથી.

**કામસેના**—વ્હાલા તેવું તે કદાપી બને ! ફક્ત પાંચ દિવશજ આપ પધારો, અને પરણીને તુરત અત્રે પાછા આવજો; પરણીને ઘેર આવો કે તુરત

અત્રે આવજો, પરણી ઘરણી પાસે રોકાશો નહી, કે પ્રેમ પાસમાં સપડાશો નહી, એટલે બસ છે.

**સુમતી**—એ શું બોલી ! શું પરણી ઘરણી સાથે પ્રેમ !

**કામસેના**—હા નાથ ! સ્ત્રી જાત ઘણી ચંચળ હોય છે. વખતે પ્રેમ બતાવી પ્રેમ વશ કરી નાંખે તો ના કેમ કહેવાય !

**સુમતી**—છટ ! છટ ! એ વાત સ્વપ્ને પણ સમજીશ નહી; પણ પ્રથમ મારૂ જવાનુજ મન નથી, તેતો કહેતીજ નથી.

**કામસેના**—ના નાથ ! જવું તો જોઇએજ; ગયા શિવાય ચાલે તેવું નથી. આપનો એક પળનો વિયોગ મારાથીજ સહન થાય તેમ નથી, પણ વચન આપ્યું તેથી લાચાર.

**સુમતી**—ત્યારે જવુંજ પડશે.

**કામસેના**—હા નાથ ! છુટકો થાય તેમ નથી.

**સુમતી**—ભલે પણ હાથે કરીને સુખમાંથી દુખમાં મોકલે છે.

**કામસેના**—કંઈ નહી નાથ ! રાજાજીનું મન સચવાયું છે.

**સુમતી**—શું હાલજ જવું પડશે ?

**કામશેના**—હા હાલજ જવું પડવાનું; કપડાં પહેરી તૈયાર થાઓ. (કપડાં લાવી આપે છે)

**સુમતી**—( કપડાં પહેરી ) ઠીક જાઉં છું.

**કામસેના**—પણ નાથ વચન આપો.

**સુમતી**—શેનું ?

**કામસેના**—શેનું શું? પરણીને તુરત અત્રે ચાલ્યા આવવાનું.

**સુમતી**—લેને તે તો વચનજ છે; મારી તો, મરજી નથી; છતાં ત્હારા આગ્રહથી જવું પડે છે.

કામસેના—મને સીધારો પણ.

## ગાયન.

( પાતળીઆ પરિશ્રમ લ્યો શાને ) એ રાહ

કામસેના—પ્રિતમજી ન પલટ શો પ્રેમે, જોજો છે દીધું વચન, દીધું વચન છે.

સુમતી—જાવું નથી પણ કાઢે પરાણે.

કામસેના—સાચો પ્રેમ છે ધન્ય, સાચો ધન્ય છે.

સુમતી—જાવું ન ગમતુ, ચિત્તડુ ભમતુ, તુ મહી રમતુ,

કામસેના—આ.....પ્રેમી ખરા હૃદયેશ્વરા—પ્રિતમજી

સુમતી—( પ્રિયા જાઉં છું પણ પગ પાછા પડે છે)

કામસેના—( નાથ ન જાઓ તો, સચીવજીને આપેલું વચન નડે છે.)

સુમતી—વચનાવિન થઇ જાઉં રસીલી, પ્રાણુ રહેતુજ પાસ, કાયા જાય છે.

કામસેના—પ્રેમી તણી વાણી, સાચી ઉરે જાણી, લીધા પુરા નાણી.

સુમતી—આ જાઉ તીહાં, પ્રાણ પ્રિયા—

કામસેના—..........પ્રિતમજી.

( જાઓ જાઓ નાથ જલદી સીધારો )

સુમતી—(પણ જો જે આ પ્રેમીનો પાડતી વીસારો)

કામસેના—મન માન્યો અલબેલો વિસારે, તે સમ મુરખ અન્ય, નહીં અન્ય છે.

સુમતી—તારા જેવી દારા, મળી ભાગ્યે મારા,

કામસેના—.............પ્રેમી પતી પ્યારા,

આ.....રંગરસીઆ—મનવસીઆ૦

એ પ્રમાણે કહી સુમતીવીલાસ ગયો, અને કામસેના પતિ વિયોગથી દુ:ખી બની વિચારના વમળમાં પડી; તેને વિચાર આવવા લાગ્યા કે એટલા વખતે તે પરણી ઘરણી, ને વશ થઈ મને વિસારશેતો નહી! ના! ના! કદી વીસારે તો નહીજ. અત્યારે વિચાર કર્યા શું કામમાં આવવાના છે, પાણી પહેલાં મોજડાં શાં ઉતારવાં, પરણીને આવે ત્યારે વાત, એ પ્રમાણે મનને શાંન્તિ આપી પાંચ દીવશને માટે મનને ધીરજ આપીને મન વાળ્યું.



# પ્રકરણ ૧૬.

## સુમતીવિલાસની લગ્નની ધામ ધુમ.



સુમતીવિલાસ ઘેર આવ્યો, તેથી સદાફળ શેઠ અને તેમનાં પત્ની ઘણા ખુશી થયાં. સુમતીવીલાસનો તો સ્વભાવ હોવાથી, તેઓ કશું બોલી શકયાં નહી. કારણકે વખતે રીસઇને જતો રહે, તો વિવ્હામાં વિઘ્ન જેવું થાય, તેથી તેઓ મોન રહ્યાં; લગ્ન આડી ત્રણજ વરઘો હોવાથી સુમતીવીલાસને પીઠી ચળવા માટે બૈરાંઓને બોલાવાને પીઠી ચોળી, અને ગણેશ, ગોત્રજ, વીગેરે વીગેરે વીવ્હામા ઘેર પધારવવાંજ જોઈએ, તે પધરાવ્યાં.

કોસંબી નગ્રી અને સારંગપુર શેહેર વચ્ચે વીસ ગાઉનું અંતર હતું. વીસ ગાઉનું અંતર એટલે જાન એક દીવશ અગાઉથી નીકળે તોજ પહોચી શકે તેમ હતું. તે વખતે રેલવે નહોતી, ફક્ત બેલની ગાડીઓ કે ઘોડા ગાડી જેને તે વખતે ઘોડવ્હેલો કહેતા હતા, તેજ સાધન હતાં. તેથી સદાફળ શેઠે આગલા દીવશથી જાનની સોઇ કરવા માંડી.

પ્રથમ દરબારમાં માંડળીક રાજા પાસે ગયા, અને જાનમાં આવવા અને રાજદરબારમાંથી જોઇતી ચીજો રથ, ઘોડા, પાલખીઓ વીગેરેને માટે બંદોબસ્ત કરવા, અને સાથે જાનની રખવાળી માટે દરબારી સીપાઇઓ વિગેરેને માટે અરજ કરી.

માંડળીક રાજાએ નગર શેઠના માનની ખાતર તેમને જોઇતાં સાહીત્યો માટે પ્રધાનજીને ભલામણ કરી, અને પ્રધાનજીને જાનમાં જવા હુકમ ફરમાવ્યો. નગર શેઠ આથી

ખુશી થયા, અને માંડળીક રાજાનો ઉપકાર માની ઘેર ગયા.

ઘેર જઇ સગાં વ્હાલાંને અને ન્યાતનાં માણસોને બીજે દીવશે જાનમાં જવા તૈયાર થવા આમંત્રણ મોકલ્યાં; પછી પોતે બીજા દીવશને માટે તૈયારી કરવા માંડી. રસ્તામાં જાનના માણસોને જમાડવા માટે કંદોઇને ત્યાં પકવાનો તૈયાર કરી પેક કરવાનો ઓરડર આપ્યો, અને જાનવરો માટે ઘાસ દાણા માટે પણ પેરવી કરી.

બીજે દીવશે સવારમાં વહેલા ઉઠી વાજાંવાળાને બોલાવ્યા, અને તેમનો બંદોબસ્ત કરી તેમને તૈયાર થઇને આવવા ભલામણ આપી. અને તાંસાં વાળાને પણ તેવીજ ભલામણ કરી, અને દસ વાગતાં જાનને નીકળવાનું મહુરત હોવાથી, આઠ વાગતાની અંદર બધુ ચોકસ કર્યું; ત્યાં વાજાં વાળા વાજાં લઇને તથા ત્રાંસાંવાળા ત્રાંસાં લઇને, તથા ઢોલીઓ ઢોલ લઇને હાજર થયા, અને દરેક જણે વાજાં વગાડવાનું શરૂ કર્યું.

નગરશેઠેનું ઘર હોવાથી શેઠે અગાઉથી વરધી આપી એક ઉત્તમ કાગળની ફુલવાડી તૈયાર કરાવી હતી, તે પણ આવી પહોચી. કારીગરે તેની કારીગીરી અતિ ઉત્તમ બનાવી હતી. ફુલવાડી એક પુતળીના હાથમાં ગોઠવી હતી, અને તે પુતળીને પણ ખોટાં વસ્ત્ર શણગાર પહેરાવી ઘણીજ શુશોભીત બનાવી હતી. જેને છેટેથી જોનારને ખોટી નહી, પણ ખરી ઓનોજ ભાસ દેખાતો હતો. ફુલવાડીની ચારે ખુણે ચાર ફુવારા ગોઠવ્યા હતા; તે ચારે ફુવારા એક દોરી ખેંચવાથી ઉડતા હતા. ફુલવાડીનાં ફુલો પણ ઉત્તમ કોરણીનાં બનાવ્યાં હતાં, જે જોતાં ખરાં ફુલોનો ભાસ થતો હતો. કારણ તેને સુવાસીત બનાવા ઉત્તમ પ્રકારનાં અત્તરો છાંટયાં હતાં.

ગુલાબનાં ફુલો ઉપર ગુલાબનુંજ અત્તર છાંટયું હતું, જેથી તેમાંથી ગુલાબનીજ ખુશબો મેહેકતી હતી. એ પ્રમાણે જાઈ, જુઇ, ચંપો, કેતકી વિગેરે બનાવટી પુષ્પો ઉપર તે જાતનાંજ અત્તરો છાંટયાં હતાં, એટલે હાથમાં આવ્યા શીવાય ખરા ખોટાની ખાત્રી થાયજ નહી; એવી ઉત્તમ ફુલવાડી બનાવી હતી.

સાડા આઠનો અમલ થતાં વરરાજાને નવરાવવાની તૈયારી કરવા માંડી. સુમતીવીલાસને બાજઠ ઉપર બીરાજીત કર્યો, અને પાંચ પીતરાણીઓએ મળી, હાથમાં ફુલેલ તેલ લઈ સુમતી વીલાસના માંથામાં ભર્યું, અને પીડી લઈ ગાતે વાતે તેના શરીર ઉપર ચોળવા માંડી.

એ પ્રમાણે પીડી ચોળી સર્વે ત્યાંથી દુર થઇ, અને ગાંયઝાએ આવી તેને ચોળાને નહવરાવ્યો. ન્હાઇ રહયો ત્યાં તેના મામાને બોલાવી પાટેથી ઉડાડી ગોત્રજ આગળ લઇ જઇને ઉભો રાખ્યો. ગોત્રજ આગળ જઇ લગનનાં કપડાં જેવાં કે જામો, ચીરો, વિગેરે તેને પહેરાવ્યાં અને ગોરે ગોત્રજની પુજા કરાવી પોસમાં સાત પાન, સાત સોપારી, એક રૂપીઓ અને શ્રી ફળ, એટલી ચીજો મુકી પોસ ભરાવી.

વરરાજાને શણુગારી પોસ ભરાવી, ત્યાં દરબાર ગઢમાંથી જાનની સાહીત્ય જેવી કે પાલખીઓ, ઘોડા, રથ, વીગેરે લઇ સચીવજી જાનમાં જવા તૈયાર બનીને આવ્યા. અને સર્વે સાહીત્યો શેઠને હવાલે કરી.

સુમતી વિલાસ માટે ખાસ દરબારી ઘોડો શણુગાર્યો હતો. ઘોડાના પગે, ડોકે વીગેરે જગોએ રૂપાનાં આભણો સજ્યાં હતાં, તેથી તે ઘણોજ દેદીપ્યમાન દેખતો હતો. તેના ઉપર કીનખાબનું સાજ સજ્યું હતું. તેમજ સાવ

સોનાના કીમતી ઓઢા તેના ઉપર નાંખ્યા હતા. માંથે નીલમની જડીત્ર માંજર તેના ઉપર સાવ સોનાના તાર ફરકી રહ્યા હતા. આવી રીતે ઉત્તમ પ્રકારે તે ઘોડો શણુગાર્યો હતો. તે ઘોડો લઈ રાવત હાજર થઇ ગયો, અને ચોકમાં ઉભો રાખ્યો.

વાજીત્રોના નાદ થવાથી, શેઠનાં સગાં વ્હાલાં તથા ન્યાતીલાં જાતીલાં સર્વે જાને જવા તૈયાર થઇને આવ્યાં, અને લોકની સારી મેદની ભરાઈ; વરરાજાનો વર ઉઘલાવો માણસો ઘુમરાણ કરવા લાગ્યું; સદાફળ શેઠ માંડળીક રાજાની વાટ જોતા હતા, કારણ તેમના આવ્યા શિવાય સાજનનો કાંઇ આવે નહિ. ત્યાં માંડળીક રાજા પધાર્યા.

માંડળીક રાજાની પધરામણી થતાં સદાફળ શેઠે તેમનો સારો આદર સત્કાર કર્યો, અને વર ઉઘલાવો કર્યો, એટલે વરને ઘોડા ઉપર બેસાડયો.

સુમતીવીલાસ ઘોડા ઉપર બેઠો, ત્યાં લાલબાએ આવી ઘોડાની લગામ પકડી; સદાફળ શેઠે લાલબાને મોતીની કંઠી આપી તેને રાજી કરી, અને વરઘોડો ચલાવા માંડયો; વરઘોડો ચાલવા માંડયો ત્યાં સેજલદે શેઠાણી માથે બત્રીસ ભમરીનો મોદ ઘાલી હાથમાં રૂપાનો નામણદીવો ઝાલીને ગાતાં વાતાં ઘોડાની પાછળ ચાલવા લાગ્યાં.

## ગીત ૧ લું.

( અમે ઇશ્વર માગીએ એટલું—એ રાગ. )

વર અલબેલા પરણવા ઉઘલ્યા, સારા સારા સજી શણગાર;
જીઆવરને જોઇ રહી—એ ટેક૦

કંઠામણીઓ માણકના છે કંઠમાં,
હીરા મોતીના નવસરા હાર, જી.

હીરા પાનાં માણુક જડી હેમમાં,
શીરપેચ બાંધ્યો શોભે શીર. જી.
ખરા મોતીની કલગી ખોશી ખરી,
જાણે ટોડરમલ છે વજીર. જી.
કેડે હેમ કંદોરો હીરે જડયો,
મોટાં મોતીની વાળીઓ કાન. જી.
જરી જામો જુઓ પ્હેર્યો ઝગમગે,
ફોફળ શ્રીફળ પોસમાં પાન. જી.
લટકે મોતી લીલમ તણાં લુમખાં,
કસબી મોતી તોરાવાળી પાઘ. જી.
વળી કુળ લલના લે છે લુછણાં,
જનની જનકને હર્ષ અથાગ. જી.
પોંચે પોંચીઓ પાનાની પ્હેરીયો,
બાજુબંધને બેરખા બાંધ્ય. જી.
સાચા કસબની મોજડી શોભતી,
પ્હેરી પેંગડામાં ઘાલ્યો પાય. જી.
પછી અશ્વ હીરાની ઉપર ચડયા,
વિંઝે ચામર વિંઝણા વાય. જી.
ગોરા ગાલે માસો કર્યો મેશનો,
જેથી નવસા નહીં નજરાય. જી.
ન્હવણું કરતાં અત્તર ચોળ્યું અંગમાં,
પ્રસરી તેની સુવાસ ચોપાસ જી.
બીડી પાનસોપારી ને એલચી,
મેળી મૃગમદથી મુખવાસ. જી
મ્હોટું મ્હાજન સાજનમાં મળ્યું.
સાથે શાણા સાહેબ સરદાર જી.
નાણાવટી ને નગરશેઠ નિરખીઆ,

આવ્યા રાજ અમલ કરનાર. જી.
હેમ હોદ્દા સહિત હાથી હીંડતા,
રથ પાલખીનો નહી પાર. જી.
પોલીસ પ્યાદલ ને આવી પાયગા,
શોભે સાબેલા શક્ર કુમાર. જી.
વાગે ભેરી ભુંગળ ભલી ભાતથી,
વાગે સહસ્ત્ર ગમે શરણાઇ. જી
વાજાં વાગે વિલાયતી રાગમાં,
સુંદર પુષ્પની વાડી લુટાઇ. જી
આવ્યો વરઘોડો સખીઓ મુખે સુણી,
જોવા કન્યા ઝરૂખામાં જાય. જી.

## ગીત ૨ જુ.

વરરાજા ઘોડે ચડી સંચર્યા,
સાથે સાજનનો નહી પારરે. જગલીલડી
વાજાં વાગેને નોબત ગડગડે,
વાગે ભુંગળ ભેરી શ્રીકારરે. જગ.
ઢોલ વાગેને ગાજે આભલુ,
ગોરી ગાય છે મંગળચારરે. જગ.
મારો છેલ છબીલો બાજો રાજીયો,
જાણે કામકુંવર અવતારરે. જગ.
લાડી ગોખે ચડી વરને નીરખતી,
એને આનંદનો નહીં પારરે. જગ.
મારૂં સાજન જોઇને વેવાઇ મોહી રહ્યા,
વેવાણુ હરખ ઘેલી થઈ ધારરે. જગ.
વરઘોડાનો અરથ વીચારીએ,
એક ઘોડો ને વર નિરધારરે. જગ.

જુઠ્ઠા આડંબરે કેમ રીઝીએ,
જેથી નાણું થાય ખુવારરે. જગ.
વરઘોડે રીઝે છે વાણીયા,
વ્હોરા રીઝી ચણે ઘરબારરે. જગ.
બેહેની કહેવત કોરે મૂકીએ,
જેથી સુધરશે સંસારરે. જગ.
દેવું કરીને હાથ બતાવીએ,
નહીં ઉત્તમનો આચારરે. જગ.
જૈન કન્યાશાળાની બાળા કહે,
બ્હેનો ભણી થજો હુંશીયાર. જગ.

વરઘોડાની શોભા અતિ ઉત્તમ બની હતી, ત્રીસ ઘોડા દસ પાલખી. વીસ રથ, અને વિવિધ પ્રકારનાં વાજીત્રો; તેમજ છાબેલાની શોભા પણ અતિ ઉત્તમ હતી; સાજનમાં વણીક મહાજન, રાજા, પ્રધાન વિગેરે હોવાથી અતિ ઉત્તમ દેખાતુ હતું.

પ્રથમ રથ, તેની પાછળ પાલખીઓ, તેની પાછળ ત્રાંસાં, અને તેની પાછળ ઘોડે સ્વાર બનેલા છાબેલા, તેની પાછળ ફુલવાડી, અને ફુલવાડી પાછળ છત્રીસ વાજાં, અને વાજાંની પાછળ આરબનીહાર, તેમના દરેકના હાથમાં બંદુકો, તેમની પાછળ સાજન, તેની પાછળ ઢોલી વાજુ, તેની પાછળ વર રાજાનો ઘોડો, તેની પાછળ સેજમદે સહ સ્ત્રીઓનું સાજન. એ પ્રમાણે રીત સર હારબંધ ગોઠવણી કરી હતી જેથી તેની શોભા અત્યુતમ લાગતી હતી.

વરઘોડો ગાજતો વાજતો બજારના ચોકમાં આવ્યો. ત્યાં ફુલવાડી લુંટાવી દીધી, અને આરબોએ તંમચાના બહાર ઉપરા ઉપરી કરવા માંડયા; જેથી આખી કોશંબી નગ્રી ગાજી રહી.

ત્યાંથી આગળ વધી વરઘોડો ગામની ભાગોળે આ- વ્યો, ત્યાં જેમને જાનમાં જવાનું નહોતું, તેઓ પાછા વળ્યા; માંડળીક રાજા પણ શેઠને સાબાશી આપી પાછા વળ્યા. અને જાને આગળ કુચ કરવા માંડી જાન મજલ દર મજલ કરતી બીજે દીવશે એટલે લગનને દીવસે સાંજના સારં- ગપુર શેહેરના ગાંદરે આવી.

વ્હેવાઇના ગામને ગાંદરે આવતાં તમંચીઓએ તમં- ચાના બહાર શરૂ કર્યાં, તેથી સોમચંદ શેઠ જાનને માટે સામઇયાની તૈયારી કરવા લાગ્યા. અને ગામના સુશિક્ષીત સદ્‌ગ્રહસ્થો સહ જાનને સામઇઉ કરવા ગયા, સાકરનાં પાણી જે ખાસ જાનના માણસો માટે તૈયાર કરાવી રાખ્યાં હતાં, તેના હાંડા નોકરો પાસે ઉચકાવીને સાથે લઇ ગયા.



# પ્રકરણ ૧૭ મું.

## સામૈયું અને લગ્ન.



સોમદત્ત શેઠ જાનને ગામમાં તેડી જવા સામૈયુ લઇને આવી પહોંચ્યા; પ્રથમ વ્હેવાઇ પછી સચીવજી, વગેરે બીજા સુરિક્ષીતં ગ્રહસ્થોને મળ્યા ભેટયા, અને જાન બધીને સાકના પાણી પાયાં, પછી જાન બધીને ખુશી કરીને જાનને સાથે લઇ સારંગપુર શેહેરમાં પ્રવેશ કર્યો.

જાન વાજતે ગાજતે સારંગપુર શેહેરમાં આવી, અને જાનને માટે કરી રાખેલા યોગ્ય ઉતારે જાનને ઉતારો આપ્યો. જાન જાનીવાસે આવતાં, કન્યા તરફનાં બૈરાંઓએ ગીત ગાવાં શરૂ કર્યાં.

### ગીત ૩ જુ.

આવાં અસુરાં શું આવ્યાં, મારી વ્હેવાણુરે.
વાંધો પડીયો કે રીસાયાં, મારી વ્હેવાણુરે.
તોરણસાડી દેઇ મનાવું. મારી૦
કહો તો ચાકરી બજાવું. મારી.
શિયળસલુણી શીળવ્રત રાખો. મારી૦
તેનાં શુભફળ અંતે ચાખો. મારી.
ભુંડું ભાખી ન જાત વગોવો. મારી૦
વણકારણ શું પાણુ વલોવો. મારી.
કન્યાશાળાથી ગુણ આવે. મારી૦
બાળા જૈન ધર્મના ગાવે. મારી.

## ગીત ૪ થું.

મોજડી વિના શું આવ્યારે. સુંદર વરરાજા.
મોચીડાએ શું ભડકાવ્યારે. સુંદર વરરાજા.
ઘોડીલો ન્હાનો લાવ્યારે. સુંદર૦
લાડકડીને મન ભાવ્યારે. સુંદર.
નગારાં વિના શું આવ્યારે. સુંદર૦
નરનવા વેષ ભજાવ્યારે. સુંદર.
લાડી રતિથી અતિ રૂપાળીરે. સુંદર૦
વરી કામદેવ સમ ભાળીરે. સુંદર.
જૈનશાળા જગતમાં ગાજેરે. સુંદર૦
ફટાણાથી મુખડું લાજેરે. સુંદર.

કન્યા તરફનાં બૈરાં ગાઇ રહ્યાં, ત્યાં જાન સૌ ઠેકાણે પડતાં વર તરફનાં બૈરાંઓએ ગીત ગાવાં શરૂ કર્યાં. તેમાં આજકાલ આપણાં બૈરાંની માફક ફટાણાં નહોતાં, તે તો ધર્માનુસારને નીતીનાંજ ગીત ગાતાં હતાં; જે ગીતો તમે વાંચશો. વર તરફનાં બૈરાંઓએ કન્યા તરફનાં બૈરાંના ગીતોના યોગ ઉત્તરોનાં ગીતો ગાવા શરૂ કર્યાં.

## ગીત ૫ મું.

વેવાણ સાંભળજ્યો સુખદાઇરે, તમે દીકરી સુંદર જાઇરે;
કરી સુંદર વરથી સગાઇરે, રહો અવિચળ જોડી સદાઇરે.
વેવાણ શિયળ સુસાડી પ્હેરોરે, નીતિહાર ધરો નવસેરોરે;
પેહેરી કંચુઓ કજીયો ન કીજ્યે, કટિમેખળ પ્હેરીને રીઝીએ.
સજી સતતણો શણગારરે, ભુડા ભાખીએ નહીં ઉચ્ચારરે;
વેવાણ આંબો ફળ્યો તુજ આંગણે, જૈનશાળાની બાળા મુખ ભણે;

## ગીત ૬ ઠું.

અમે મોજડી વિના નથી આવ્યાંરે, વેવાણુ સાચુ બોલો
મોજડીએ મોતિ ટંકાવ્યાંરે. વેવાણુ સાચુ બોલો
ઘોડીનો છે પાખરવાળોરે, વેવાણુ.
ન્હાનો છે પણુ લટકાળોરે. વેવાણુ.
અમે નગારાંની ધુંશે આવ્યાંરે, વેવાણુ.
સાથે સાજન સારૂ લાવ્યાંરે. વેવાણુ.
વાજાં શરણાઇ ઝુંગળ વાજેરે, વેવાણુ.
જેના નાદથી અંબર ગાજેરે. વેવ.ણુ.
જેતબાળાઓ એમજ બોલેરે, વેવાણુ.
જુઠું બોલે તે તરણા તોલેરે. વેવાણુ.

---

બૈરાં ગીત ગાઇ રહ્યાં, ત્યાં જમવાની તૈયારી થઇ, તેથી જાન સરવે જમવા સારૂ ગઈ. સોમદત્ત શેઠે સારી રીતે જમણવાર કરી, જાનને સંતોષી; જાન જમીને પોતાના ઉતારે આવી, અને જાનીવાસેથી વરઘોડો કાઢી વેહેવાઇને માંડવે જવાની તૈયારી કરવા માંડી; વરને શણુગારીને ઘોડે બેસાડ્યો, અને વાજાં વિવિધ પ્રકારે વાગવા માંડ્યાં; સેજલદે શેઠાણી માથે બત્રીસ ભમરીનો મોઢ મૂકી તૈયાર થયાં, અને વરઘોડો નીકળ્યો, ત્યાં બૈરાંઓ ગીત ગાતાં ગાતાં પાછળ ચાલવા લાગ્યાં.

## ગીત ૭ મું.

મારા જીઆવરની મેડીએ દીવા બળે,
પેલા વેવઇનેરે ઝાકઝમાળ;
જીઆવરને જોઈ રહી—એ ટેક૦
વર તોરણુ આવી ઉભા રહ્યા,

કુમકુમનું તીલક કપાળ. બાળાવર.
ગાલે મૃગમદનું ટપકું કર્યું,
આંજી આંખ ન ગાજે કોય. બાળાવર.

પેહેર્યો જામો ને ચીરો સોહામણો,
ખભે પટકોરે જરકસી સોહ્ય. બાળાવર.
પેહેર્યું કસબી તે કોરનું ધોતીયું,
પગે મોતીની મોજડી સાર. બાળાવર.

હાથે પેહેર્યાં છે હેમનાં સાંકળાં,
બાંહે શોભેરે બાજુ શ્રીકાર. બાળાવર.
શીરપેચ ધર્યો રતને જડયો,
ગળે પેહેરી છેરે મોતી માળ. બાળાવર.

કાને વાળી છે સાચાં મોતીતણી,
લીલી લટકેછે લીલમ ભાળ. બાળાવર.
વેવાણ આવોને આજ ઉતાવળાં,
લેઇ લુંછણાં પુંખો આ વાર. બાળાવર.

લાડી ગોખે ચડીને ઝાંખી કરે,
જોઈ મુખડુંને હરખે અપાર. બાળાવર.
શુભ::અવસર મંગળ કાળમાં,
ગીત ગાઇએ મંગળિક માળ. બાળાવર.

---

વરઘોડો રૂડી રીતે શણુગારેલો હોવાથી તે શેહેરનાં લોક વરઘોડાની વાહ વાહ બોલવા લાગ્યાં, અને સુમતી વિલાસનો શુશોભીત ચેહેરો, અને તેવો જ દેખાવ જોઇ તેની પણ વાહ વાહ બોલવા લાગ્યાં. અને લીલાવતીને ધન્યવાદ આપવા લાગ્યાં કે લીલાવતીને વરતો ઘણોજ રૂડો મળ્યો આંગણુ દીપાવે તેવો મહુરતીઓ સોમદત્ત શેઠને મળ્યો.

એ પ્રમાણે વ્હાડવાહના ઉચ્ચારોથી વધાવાતો વર ઘોડો બજારના ચોકમાં આવ્યો, ત્યાં ઉત્તમ પ્રકારનું દારૂખાનું જે ખાસ તૈયાર કરાવ્યું હતું, તે ફોડવામાં આવ્યું; તેથી બધાં ખુશી ખુશી થઇ ગયાં અને દારૂખાનું છોડી રહ્યા બાદ વરઘોડો માંડવે આવ્યે; વરરાજા અને વરઘોડામાંનાં માણસો માટે યોગ્ય પથરણાં પાથર્યાં હતાં, તેમાં તેમને બેસાડ્યાં; બૈરાંઓ માટે પણ યોગ પથરણાં પાથર્યા હતાં, તેમાં બૈરાંને પણ બેસાડ્યાં. બૈરાં પથરણામાં બેશીને ગીત ગાવા લાગ્યાં.

## ગીત ૮ મું.

આજે મંગળ દિન સુખકારીરે, કરો લગ્નની સખી તઇયારીરે,
રચો સુંદર કુસુમની માળારે, લાવો અર્ધ અનોપમ બાળારે;
ગાઓ મંગળ ધવળ ઉમંગરે, રમો રસભર રમણી રંગેરે,
પ્હેરો પટકુળ પ્રેમથી પ્યારીરે, ધરો ભૂષણ ભામની ભારીરે,
ચોળો સઘ સુગંધિક પીઠીરે, વદો વાણી મનોહર મીઠીરે;
પ્હેરો કંકણ રત્નનાં હાથેરે, ધરો ચંદ્ર મનોહર માથેરે,
આપો સ્વાગત સઉને પ્રીતેરે, જાનીવાસો ઘો જાનને રીતેરે,
માતૃભુવન ભલું શણગારોરે, રાખી ચીત્ર કરો રંગ સારોરે,
પૂર્ણ પાત્ર ભરો ભલી ભાતેરે, દીપમાળ રચો રૂડી રાતેરે,
દિવ્યપ્રકાશ શોભાવો સારોરે, વરમાંચી મનોહર ધારોરે;
લીંપી ગોમય વેદી વધાવોરે, બ્હેની લ્યો રસરંગથી લ્હાવોરે
ગોરી ગમ્મતનાં ગીત ગાવોરે, આદિનાથ અંતરમાં ભાવોરે.

---

બૈરાં ગીત ગાઇ રહ્યાં, ત્યાં ગોરે વરને પોખણાની તૈયારી કરી. તૈયારી થતાં વર રાજાને માંડવા આગળ લાવીને ઉભા રાખ્યા, અને સુભગા શેઠાણીને પોંખવા માટે

બોલાવ્યાં. વર જ્યાં તોરણે આવીને ઉભા રહ્યાં, ત્યાં લીલાવતી પાસે વરને પ્રથમ તંબોળ છંટાવ્યો; તંબોળ છાંટયા બાદ સુભગા શેઠાણી માંથે મોઢ ઘાલી પોંખવા માટે આવ્યાં, ને વરને પોંખવા માંડયા. પોંખણું શરૂ થયું, ત્યાં વર તરફનાં બૈરાંઓએ ગીત ગાવા માંડયું.

## ગીત ૯ મું.

વેવાણ ઉંડોને આટલું ઉંઘવું શું ?
તમે ચતુર સુજાણ છો શીખવું શું ?
વરતોરણ આવીને ઉભા રહ્યા,
અમે થાકી ગયાં પગ થંભ થયા.
ગઇ છોટી છબીલી તંબોળ વળી,
પુંખવાની સામગ્રી સજી સઘળી;
નાકે વાળી મોતીની હીરે જડી છે,
માથે મોડ કસુંબલ ચુંદડી છે.
સરવે પુંખણાં સોવન થાળ ધરી,
મુકી કનક કંકાવટી કંકુ ભરી;
વળી અક્ષત શ્વેત અખંડ લઇ,
પુંખવાને જમાઇ તૈયાર થઇ.
ધુસર મૂશળને રવૈયા થકી,
પુંખે ત્રાકને તીરથી નવશા નકી.
ઈંડો પીંડી સરૈયા ઉતારી અહીં,
નાંખી ચાર દિશાએ આનંદ લહી.
કંકુ તિલક કરી ચોખા ચ્હોડે ખરે,
ગણી સુત સરખો નાક સાફ કરે.
પછી સંપુટ ઉપર પાય ધરે,
જેથી ભગવત સર્વ દુ:ખ હરે.

પોંખણું થઈ રહ્યું, ત્યાં સુભગા શેઠાણીએ વર રાજાનું નાક ખીંચવાના શુકન કર્યા; અને ગોરે વર રાજાને માહીરામાં લઇ જઇને બેસાડ્યા. વર રાજા માહીરામાં આવ્યા, ત્યાં લીલાવતીના મામાએ લીલાવતીને ગોત્રજ આગળથી તેડીને માહીરામાં સુમતી વીલાસની સનમુખ પધરાવી, અને લગ્ન વિધી શરૂ થઇ; ત્યાં બૈરાંઓએ ગાવાનું શરૂ કર્યું.

## ગીત. ૧૦ મું.

(લીલાવતીએ લખી મોકલ્યોરે કાગળ પ્રીતમ પાસ) એ રાગ.

મોટા ઘરના વરરાજા બેઠા બાજોઠે સજી શણગાર;
પરણી રતીના પતી થવારે, ક્યાંથી આવ્યા આ કામકુમાર?
અવસર આવ્યો ઉજળો—એ ટેક.
કન્યાના મામા કન્યાને તેડીને, પધરાવી પ્રીતમ સન્મુખ;
વૃદ્ધ વદે જોડું જોઇનેરે, ચીરંજીવો સદા પામો સુખ. અવસર.
પાનેતર જાદર કેરી કાંચળી, પ્હેરી કન્યા અનુપમ અંગ;
હાથે ચુડો હાથીદાંતનોરે, માથે મોઢ ચુંદડી રાતે રંગ. અવસર.
કંકુની પીળ કપાળમાં કાઢી અક્ષત ચોઢ્યા અખંડ:
એને મદનફળ બાંધીયાંરે, પતી પતનીનું પુન્ય પ્રચંડ. અવસર.
કન્યાનાં માતપીતા તિહાં, વર વહુના પખાળીને પાય;
ચઢતા પીળને કંકુ થકીરે, કન્યાદાન દેઈ હરખાય. અવસર.
જમણા જીઆવરના હાથમાં, આપી કન્યાનો જમણો હાથ;
હેતે હાથેવાળો મેળવ્યોરે, રાખી સાક્ષી સજન સગાં સાથ. અ.
છબિલા છબિલીની છેડાછેડી બાંધી, ભવસુધી બે જણાં બંધાય;
અંગ જુદું જીવ એકછેરે, દુખે દુખિઆં સુખેસુખી થાય. અવસર.
આછા ઘુંઘટે અવલોકતી, નિજ વરતણું નિર્મળ વદન્ન;
મોહી ચકોરડી ચંદ્રથીરે, એમ મોહનથી મોહ્યું મન. અવસર
ગોત્ર ઉચ્ચાર ગોરે કરી, ઘાલી વરવહુને વરમાળ;

પ્રિમ વગળ અષ્ટક વદેરે, ગોરી ગાય છે ગીત રસાળ.અ.
વિવિધ વાજીંત્ર વાજે વળી, જેના નાદે ગાજે છે ગગન;
શાસ્ત્ર વિધી બધી સાચવીરે, કરે દંપતી ધ્રુવ દરશન, અ.

---

ગીત ગવાઇ રહ્યું ત્યાં ગોરે સુમતી વીલાસ અને લીલાવતીનો હાથે વાળો મેળવ્યો, અને આગળ વીધી ચલાવી. હાથે વાળો મેળવ્યો, ત્યાં બૈરાંઓએ ગીત ગાવું શરૂ કર્યું.

## ગીત. ૧૧ મું.

ઢોલ ઢમકયાને વર વહુના હાથ મળ્યા,
ગુણવંત પ્રતી પ્રીયા જોડ મળ્યા.
જેમ દાનની સાથે જસ ઉજળાં,
એમ વરને કન્યાના હાથ મળ્યા.
જેમ હીરો તે કુંદનમાંહી જડયો,
વર એવો કન્યાને હાથ ચડયો.
જેમ સાગરમાં નદી નીર ભળ્યાં,
એમ વરને કન્યાના મનડાં મળ્યાં.
જેમ ઇંદ્ર ઇંદ્રાણીની જોડ ભળી,
એમ વરને કન્યાની જોડ મળી.
આજ મોતીતણા મેહુલા વરસે,
આજ સુરજ સોનાતણો દરસે.
રતનાકર રેલ્યો આનંદનો,
સુખી ખુશી સહુ થાઓ સજજનો.

## ગીત ૧૨ મું.

( રામ લક્ષમણ વનમાં સીધાતતાં—એરાગ. )

ચોરી રચના કરી રૂડી ચોકમાં,

બેઠાં વર વહુ સૂરજ સનમુખ;
મલકાવતાં મુખ. મંગળ ફેરાફેરવે, એ ટેક.
વધુ વામ દિશાએ બિરાજીયાં,
જમણી બાજુએ જોઇને જમાઇ;
સાસુ હરખાઈ. મંગળ. ૧

સદાચરણી વિદ્યાનિધિ વર વહુ,
રૂપે રતિ રતિપતિના સામાન;
જાણે રાધા કાન્હ. મંગળ.
પ્રેમચક્ષુ પરસ્પર મેળવી, પછી મનનો કરીને મેળાપ,
થયાં એક આપ, મંગળ. ૨

ચોરી વચ્ચે વેદીકા ઉપર વળી,
અગ્નિ પ્રગટ કરે કુળગોર;
રાખી ઘૃત જોર. મંગળ.
હીંગર સહિત રૂપાની પરાતમાં,
જળની ઝારી કંકાવટી જોઈ;
સરવ રાખી સોઇ. મંગળ. ૩
સુંદર શાળની નવ ઢગલી કરી,
મૂકે મહોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ. મંગળ.

સૂર્યાદિક નવ ગ્રહનું પૂજન કરે,
વર કન્યા સદા સુખી થાય;
ગોરી ગીત ગાય. મંગળ. ૪
વરી આપે ખોબામાં ખુશી થઇ,
વર વહુને કુમારીકા વીર;
સુપડું રાખી શીર, મંગળ.
ચાર વાર વહીને વધાવતાં, કરે વેદીયા મંત્ર ઉચ્ચાર

એ છે અધિકાર. મંગળ. ૫
પાણિ ગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સગાં ને સજ્જન;
પ્રસન્ન વદન. મંગળ.
વરત્યા ત્રિજ્હામાં વડીલ વિચારથી,
કુળ વંશ પરંપરા રીત;
વાવરીયું છે વિત્ત. મંગળ. ૬
વરત્યુ પહેલું મંગળ વડા વ્હાલથી,
કરે દંપતી કોલ કરાર,
પૂરણ બાંધે પ્યાર. મંગળ.
સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પતિનો ધર્મ પાળીશ;
કહેશો તે કરીશ. મંગળ. ૭
શુભ ચિંત્તવીને સહુ કાજમાં,
સહાય કરી હું સર્વ પ્રકાર;
સુધારવા સંસાર, મંગળ.
પછી પ્રેમ પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણ સમાન;
વધારીશ માન. મંગળ. ૮
બીજું મંગળ વરતતાં વર વહુ,
કર મેળવીને આપે કોલ;
પાળું બોલે બોલ. મંગળ.
હાડે વચમાં કર્યા કુળ દેવતા,
બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડ્યો હેમ, મંગળ. ૯
વળી ત્રીજું મગળ એમ બરતીયું,
રાખી ચંદ્ર સૂરજતણી શાખ;

ઉત્તમ અભિલાખ, મંગળ.
ચોખા ચિતથી ચોથું મંગળ વરતીયું;
જેના સાક્ષી છે શ્રીજગદીશ;
વળી ઉમા ને ઈશ. મંગળ. ૧૦
જોડું અખંડ જુગો જુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર;
ઉમંગથી ઉર. મંગળ.

બૈરાં ગીત ગાઇ રહ્યાં, ત્યાં ગોરે માહીરાની લગ્ન વિધી સંપુર્ણ કરી, વર કંન્યાને ચોરીમાં પધરાવ્યાં; વર કંન્યા ચોરીમાં આવતાં, બૈરાંઓએ ગીત ગાવું શરૂ કર્યું, અને ગોરે લગ્ન ક્રિયા શરૂ કરી.

## ગીત ૧૩ મું,

### કંકુ છાંટી કંકોતરી મોકલી—એ રાગ.

ચાલો ચતુરા ચોરીમાં ચોંપથી,
ચડ્યા ચોરીએ ચતુર મહેશ. વધાવો વીરને. ૧
રચ્યો મંડપ મંગળે મ્હાલતો,
ચારૂ ચળકે ચોરીમાં તેજ. વધાવો વીરને. ૨
પૂજો. પ્રેમથી ક્ષેમથી દેવતા,
બ્હેની આપો બલિનાં દાન. વધાવો વીરને. ૩
મળે સંપતિ સંતતિ સર્વને,
ચિર આયુષ્ય દંપતી થાય વધાવો વીરને. ૪

---

બૈરાંએ ઉપાડેલું ગીત પુરૂ કર્યું, ત્યાં વરઘોડીઆંને ફેરા ફેરવવાનો સમય થયો, તેથી ગોરે સુમતી વીલાસ અને લીલાવતીને પાટલા ઉપર ઉભાં કર્યાં, અને મંત્રોચાર

ફરી ફેરા ફેરવવા માંડયા વર કન્યા એ ફેરા ફરવા માંડ્યા, ત્યાં બૈરાંઓએ તે વખતે ગાવાનું ગીત ગાવા માંડ્યું.

## ગીત, ૧૪ મું,

### મેવાડબરનો—રાગ.

પ્હેલો ફેરો ફરે દંપતી, અગ્નિ દેવની સાખે,
ભાવે તત્વની ભાવના, જીવ સદબોધ રાખે. ૧
જીવને જગત્ અનાદિ છે, કર્મ યોગ અનાદિ;
સંયોગના તે હેતુ છે, નહીં ત્યાં રહેવું પ્રમાદી. ૨
દ્રવ્ય ને ભાવ વિક્ષેપથી, સહુ સબંધ થાયે;
વર કન્યાના ભાવનો, યોગ તેથી બંધાયે. ૩
સિદ્ધ ને કેવળજ્ઞાનીની. ચાર દેવની સાખે;
અગ્નિ અને નરનારની, ભૂપ ગોરની સાખે, ૪
સ્વજન અને માતતાતની, બંધુ વર્ગની સાથે;
સાક્ષી કરી આ સ્નેહથી, થયો સબંધ હાથે. ૫
સ્નેહ સબંધે દંપતી, એક અંગિત થાઓ;
આનંદથી અરિહંતના, ગુણ પ્રેમથી ગાઓ;
શાતા અશાતા કર્મના, ભેદ બંને જાણો;
શાતાતણા સુખસાગરે, નિત્ય દંપતી માણો. ૭
શાંતિ સુધારસ રંગમાં, તુષ્ટિ પુષ્ટિને પામો;
વૃદ્ધિ કરો બહુ વ્હાલમાં, જશ જગતમાં જામો. ૮

---

વર કંન્યાને ફેરા ફેરવ્યા, ત્યાં બૈરાંઓએ ગીત પુરૂ કર્યું, અને કંસાર જમાડવાની તૈયારી થઈ. સોમદત્ત શેઠે રૂપાનો બાજોઠ, સોનાનો થાળ, સોનાના વાડકા, જે તૈયાર કરાવ્યા હતા, તે ચોરી વચ્ચે મુકયા, અને સુભગા શેઠાણી કંસાર પીરસવા આવ્યાં; કંસાર પીરસવા માંડયો તે વખતે બૈરાંઓએ ગીત ગાવું શરૂ કર્યું.

## ગીત ૧૫ મું,

લાડો લાડી જમેરે કંસાર,
સંસાર લ્હાવો લીજીએ કરે:
સાસુ પીરસે ઘીની ઉપર ધાર,
સાચો સ્નેહ કીજીએ રે.
સાકર પીરસી શુચવે દંપતી જોડ,
સાકર સમ મીઠી રહો સદા રે;
અવિચળ રહેજો અવનિતળમાં જોડ
કરશો નહીં કજીઓ કદા રે.
જૈનશાળાની બાળા બોલે બોલ,
ફટાણાં ન ગાઇએ રે;
લાજે કુળ ને લોક કહે કમજાત,
જગમાં અપજશ પાઇએ રે.



કંસાર પીરસાઇ રહ્યા ત્યાં કંસાર જમાડવો શરૂ થયો. પ્રથમ કન્યાએ પાંચ કોળીઆ સુમતી વીલાસને જમાડ્યા, અને સુમતી વીલાસે લીલાવતીને જમાડ્યા. કંસાર જમવા માડયો, ત્યાં બેરાંઓએ ગીત ગાવું શરૂ કર્યું.

## ગીત ૧૬ મું.

લાડીને કંસાર ના ભાવે રે.
લાડો તો લાડીને મનાવે રે,
જમણા હાથે કોળીયો આલે રે,
સુંદરી શરમાઇ નીચું ઘાલેરે.
પંચને સાક્ષી કરી પરણાવ્યાં રે,
ચોરીમાં મંગળ સહુ વરતાવ્યાં રે.

ચોરીમાં અગ્નિ દેવતા સાખેરે,
વર વધુ કોલ કરી મુખ ભાખે રે
સંસાર સાગો ચલવીશું સારો રે,
સત્ય ને નીતિનો કરશું વધારો રે;
શિયળ સાથે કરશું સગાઇરે,
દંપતી સંપી રહીશું સગાઇરે.
કજીયોને કલેપ કદી નવ કરશું રે,
ઉત્તમ આચરણો આચરશું રે;
કન્યાશાળા વેગે વધાવો રે;
લક્ષ્મી ખરચીને લ્યો લ્હાવો રે.
નિજ તનુજાને શાસ્ત્રો ભણાવો રે
નીતિનો કીર્તિધ્વજ રોપવો રે;
કન્યાશાળાની બાળા બોલે રે,
જગમાં ન જૈન ધરમની તોલે રે.

---

ગીત ગવાઇ રહ્યું ત્યાં વધોટીઆં પરણી ઉઠયાં અને તેમને ગોત્રજ પાસે લઈ જઇને બેસાડયાં; ગોરે ગોત્રજની પુજા કરાવવા માંડી, ત્યાં કંન્યા તરફનાં બૈરાંઓએ ગાવાનું શરૂ કર્યું

## કરમોચનનું ગીત.

### રઘુવીરજીની ઘોડલી.

કરમોચન કરતાં પ્રીતથી,
કરો શ્રવણ શાસ્ત્રની રીત. દયાળુ દંપતી. ૧
જીવ બંધાણો કર્મ સાથે, કર્મ કહ્યાં તે આઠ
તેના યોગથી જગતનો ઠાઠ. દયાળુ દંપતી. ૨
જ્ઞાનાવરણી દર્શનાવરણી, અંતરાય મોહનીય;

નામ ગોત્ર આયુષ એ આઠ દયાળુ દંપતી. ૩
પ્રકૃતિ સ્થિતિ રસ ને પ્રદેશ, બંધાણો જીવરાજ;
ગુણઠાણે ચડી મોક્ષ જાઓ. દયાળુ દંપતી. ૪
છુટા થયા કર પ્રેમી તમારા, પ્રેમ ન છુટો કદાય;
મનવાંછિત પામો સદાય. દયાળુ દંપતી. ૫

## ગીત. ૧૭ મું.

**શીખ સાસુજી દે છે રે, વહુ રહો ઢંગે—એ રાગ.**

વર લાવ્યા વરીનેરે, વહુ ગુણ શીળ ભરી;
કુલીન છો પ્યારારે, કુલીનની કન્યા વરી, ૧
ધરો શીખ સારીરે, કહેવાઓ ગુણવંતા;
રાખો અવધારીરે, સદા વિનયવંતા. ૨
અચળ પ્રેમ રાખીરે, ગૃહાવાસમાં રહેજો;
કરૂણા રસ ધારીરે, સત્ય સદા કહેજો. ૩
શ્રાવક વ્રત અંગેરે, ઉમંગે આચરજો;
રસિક થઈ રંગેરે, ગૃહી તપ આદરજો. ૪
દયા દિલ રાખીરે, સદા જતના કરજો;
અનાથ જનોનારે, મહા કષ્ટને હરજો. ૫
અભેદ ધરીનેરે, સુદંપતી ભાવ ધરો;
પ્રેમી રસ પ્રીતિરે, પ્રતિદિન પાન કરો. ૬
કપટથી ક્યારેરે, બાળાને નવ છળજો;
હૃદયને રંગેરે, હૃદયમાં તે કળજો. ૭
જિનેશ્વર પૂજારે, કરો નિત્ય પ્રેમ ધરી;
સુભક્તિ ગુરૂનીરે, ધરો સમ ભાવ ધરી. ૮
વેગે વર ધરજોરે, શીખામણ શાસ્ત્રતણી;
તત્ત્વ રસે રમજોરે; મળ્યો નર જન્મમણિ. ૯

કન્ય. તરફનાં બેરાં ગાઇ રહ્યાં, ત્યાં વર તરફનાં તથા કન્યા તરફનાં બંનેએ સાથે મળી વર કન્યાને આશીશ આપવાનું છેવટનું ગીત ગાવા માંડયું.

## ગીત ૧૮ મું-

### અમે ઈશ્વર માગીએ એટલું—એ રાગ

દેવી સરસ્વતિ ભગવતી ભારતી,
જીન મુખ કુંજ વાણીની જેહ—સદા મંગળકરો.
ગણનાયક ગૌતમ ગણપતિ,
શુભ અવસરે સમરીએ તેહ. સદા.
વરવહુને સંપતિ સુખ આપજો,
સદ્બુદ્ધી દીઓ વળી સ્નેહ. સદા.
જયલક્ષ્મી દીઓ શુભ શંતત,
દીર્ઘ આયુષ્ય નિરોગી દેહ. સદા.
ચિરકાળ દંપતી સુખ પામજો,
સંસારીક પુરણ સાર. સદા.
ધન ધન્ય વળી વસ્ત્ર પાત્રથી,
ભરપુર હોજો ભંડાર. સદા.
એકુની પ્રિતી પરસ્પર વાધજો,
જેમ ચંદ્રને ઇચ્છે ચકોર. સદા.
શિવ ઉમીયા લક્ષ્મી વિષ્નુની,
જેમ ચાહે મેઘને મોર. સદા.
સરસ્વતિ કંઠાભર્ણ એક થજો,
શીળવાન હોજો ગુણવાન. સદા.

નીતિ માર્ગનું અવલંબન કરી,
નવપદ તણું ધરજો ધ્યાન. સદા.

પરમાર્થને સ્વારથ સાધજો,
મોટી રાખજો કુળતણી મામ. સદા.

જીનધર્મે થજો નિશ્ચળ મતી.
ધારજો સદ આગમ મર્મ. સદા.

જીન અર્ચન સુગુરૂ ઉપાસના.
તપ જપ કરજો સતકર્મ. સદા.

સત સંગતિ કરજો અતિ ભલી,
જેહ::કીધે આનંદ ભરપુર. સદા.

જગ વિસ્તરો જશ બહુ::તુમ તણો,
ઘણા વર્ષ જીવો જયવંત. સદા.

શાળીભદ્ર તણી રિદ્ધિ પામજો,
બળ બાહુબળી બળવંત. સદા.

સૌભાગ્ય કૈવંન શેઠનું,
દેવી પદ્માવતીજીની મ્હેર. સદા.

ભોગ ઇંદ્રસમા પુરણ લહી,
નિત્ય કરજો તમે લીલા લ્હેર. સદા.

---

ગીત ગવાઇ રહ્યું, ત્યાં વરઘોડીઆં ગોત્ર પુજા કરીને ઉઠયાં, અને વર તરફનાં માણુસો કંન્યાને તેડી જાની વાસે ગયાં અને સર્વે જણાં મોડી રાત્રી જવાથી સુઇ ગયાં.

બીજે દીવશે સવારમાં સોમદત્ત શેઠનાં માણુસો આવી લીલાવતીને તેડી ગયાં, અને જાનને જમવાનું કહ્યું; વખત થતાં જાનનાં માણુસો જમવા ગયાં, અને જમીને સૌ પર-

વાર્યો. તેજ પ્રમાણે સાંજના પણ જમાડયાં; એવી રીતે પાંચ દીવશ સોમદત્ત શેઠે જાન રાખી.

પાંચમે દીવશે લીલાવતી પોતાની સાહેલીઓ અને નણંદ લાલબાસહ ઘરના ચોકમાં એકઠાં મળ્યાં. લાલબાએ એકાદો ગરબો ગાવા લીલાવતીને ભલામણ કરી; લીલાવતીએ નણંદનો બોલ નહી ઉત્થાપતાં ગરબો ગાવો શરૂ કર્યો. તે ગરબો લીલાવતીએ ઉપાડયો, અને સાહેલીઓએ તથા લાલબાએ ઝીલ્યો.

### ગરબો.

**સાહેલીઓ—** **સાખી.**

શીયળ સુધારસ રાસઆ ગેએ ધારી પ્રિત
જ્ઞાન સાથ ગમ્મત મળે સાંભળજો એક ચિત્ત
ચાલો ફરીએ સખી સહુ સાથમાંરે
રાખી શીયળ રતન ન્હેનો હાથમાંરે
અવર પુરૂષ તાત ભ્રાતરે સાહેલીઓ—ફરીએ.

**સાખી.**

પતિની શેવા પ્રેમથી કરવી દિનને રાત
દુર્ગુણ સઘળા દુર કરી વસવું પતિ સંગાથ
વચન પતિનું ઉત્થાપન ન કરવું
જૂઠ વચન કદી નહી બોલવું
પતિ દુખે સખી દુઃખી થવુંરે લોલ
ભવ રત્ન સઘળુ એળે જવુંરે લોલ
રાખજો પતિને આનંદમાં—પતિ.

**સાખી.**

ઉત્તમ કુળ દીપાવીએ, માત તાતની લાજ
એ સંભાળી વર્તીએ, કુડુ ન કરીએ કાજ

સ્હાય કરે કેવળી ભગવાન, શીયળવતી નારનેરે,
ફેડે જન્મ મરણનું દુઃખ, કરે ભવ પાર તેરે;

---

ગરબો ગવાઇ રહ્યો, ત્યાં સુમતિવિલાસ ઓચિંતો આવી ચઢયો; સુમતીવીલાસ સર્વને જોઇ પાછો વળી ગયો, પણ લીલાવતી શીવાય સર્વેની દ્રષ્ટે પડયો; સુમતી વીલાસને જોઇ, સર્વ સખીઓએ બ્હાનાં કાઢીને લીલાવતી પાસેથી જવાની તૈયારી કરી.

**ગાયન.**

( મમ માત જાઉં હુ ભણવા ) એ રાહ.

**સાહેલી**—જરા કામસર જઇ આવું લીલાવતી ક્હે...ની
**સર્વે**— ઉભી રહે આવીએ સાથ જાય ક્યાં કહે...ની
**લીલાવતી**—સૌ જાશો ?
**સર્વે**— ન મુંઝાશો.
વિણુ કામ હમો કેમ જઇએ, ચિત્ત લહે...ની
**લાલબા**—ભાભુ જરા હું જઇને આવું, માત મને બોલાવે...........રે
**લીલાવતી**—મુકી મને તમે ચાલી જશો શું
**લાલબા**—ગુસ્સે થશે નહી જાવેરે
**લીલાવતી**—જાશો ચાલી ! બ્હેની વ્હાલી ! ઉભા રહો આવું સાથ
**લાલબા**—આવી હું રહે...........ની
( લાલબા જાય છે સુમતી આવે છે )
**સુમતી વીલાસ**—આ આવ્યો ફક્કડ દિલદાર જાય છે શે.........................ની

**લીલાવતી**—( હાં ! હાં ! સખીઓનું કારણ સમજી ) ( સુમતી વીલાસને ) મને જવા ઘો.

**સુમતી**—એમ તે જવા દેવાય ! આવો મારી સાથે હીંચોળે બેસો, પ્રિતિ રસ પીઓ અને પાઓ; જવાની વાત મૂકી દયો.

**લીલાવતી**—જરા શરમ રાખો શરમ !

**સુમતી**—શરમ શેની ?

**લીલાવતી**—લોક લજ્યાની.

**સુમતી**—હજારો જણની વચ્ચે ચોરીમાં એક ભાણે જમ્યાં, ત્યારે શરમ ક્યાં ગઇ હતી ?

**લીલાવતી**—એતો લોકાચાર.

**સુમતી**—ત્યારે આએ તેજ

**લીલાવતી**—તેજ એટલે !

**સુમતી**—જગત વ્હેવાર.

**લીલાવતી**—સમજી ! સમજી ! કોક જૂવે તેની તો શરમ રાખો; હવણાં કોક આવશે તો મશ્કરીઓ કરશે. માટે કહું છું કે જવા ઘો.

**સુમતી**—જવાની વાત રહેવા ઘો. જોનારા જખમારે છે સમજ્યાં ? સલુણી આવો આવો.

**લીલાવતી**—જાઓ ! જાઓ !

**સુમતી**—જાય ક્યાં

**ગાયન.**

( દારા દાડી દાડી દાડી ) એ રાહ

**સુમતી**—વ્હાલી ખોટાં ખોટાં ખોટા વ્હાનાં શું લીઓ

**લીલાવતી**—ભલે જાણો ખોટાં પણ મુને જાવા દીયો

**સુમતી**-પ્રેમ પાન કરવા હું આવ્યો શું તુ નહી દેવાની!

જાવા કેરી વાંત મુકીને શું નહી રોકાવાની—વ્હાલી

**લીલાવતી**— ..............................ભલે.

ધરતાં ધીર નથી આવડતી, મૂકી દ્યોને હઠને

લોક લાજ ના હોયે વ્હાલી, નીચ મુરખ નર શેઠને; ભલે.

**સુમતી**— ..................................વ્હાલી.

લોક લાજને જરી ન જાણું, છે અધરામૃત પીતું

પંચની સમક્ષ ઝાલ્યો પાણી, કહે હવે કેમ બ્હીતું—વ્હાલી

**લીલાવતી**— ..................................ભલે

જાવા દ્યોને ઘણું થયું હવે સખીઓ મારી આવી

**સુમતી**-એમ નહી સટકી જવાનું ઉંધુ મને સમજાવી—વ્હાલી

**લીલાવતી**.............................. ભલે

વળગો નહી અળગા રહો હું થી દેખો દ્વાર ઉઘાડાં

**સુમતી**—અંતઃપુર અહીંઆ છે કરવું લે કરી આવું આડા

**લીલાવતી**—શાણે સપડાવી પણ ચાલી રોકીના રહી

**સુમતી**—ઠગણી ઠગીને શું ચાલી!

**લીલાવતી**.................. નિર્લજ થાઓ નહી.

ઉપર પ્રમાણે કહી લીલાવતી છેડો ઝુંટાવીને ચાલી ગઈ. લીલાવતી ગઇ તેથી સુમતી વીલાસને ક્રોધ ચઢયો અને કહ્યું એ રાંડે મારૂ કહ્યું ન માન્યું તો આજથી મારે તેને બોલવાની પ્રતિજ્ઞા છે. મારી વ્હાલામાં વ્હાલી કામસેના સંતાઇ છે જે સ્ત્રી પતીનું કેહેણુ ન માને તેની સાથે તે... રીતે પાલવે આ તો એક ઝોડને વીજ છે. છેડો છોડાવીને ચાલી ગઇ. બસ બસ આ સ્ત્રી મારા

કામની નથી. પેલી તો મારા વીયોગે ઝુરી ઝુરીને મરતી હશે, મારે માટે તો તે પ્રાણ પાથરે છે. આ તો છટેલ જેવી લાગે છે. એની સાથે તો ઘડીએ ન બને.

સુમતીવીલાસ— ગાયન

(મને મુખડુ દેખાડો બોલો મોહન) એ રાહ

ઉઈ તર છોડીએ રાંડ ખરી, નહી બનશે એની સાથ જરી
છળ બળની લાગે પુરી ભરી, નહી લેશ વાત મમ ઉર ધરી
વળગાડયુ વેંગ નહી ફેર જરી, નિજ તે પુર્વને પાપે મુજને
વરી નવ ચાહું હું એને ફરી, મુકીએ સાચી મમ સુંદરી
જે યોવન મદ રૂપ ગુણ ભરી રડતી હશે મમ વિયોગધરી
ખાન પાન તજી બેઠી હશે, જોઇ વાટ મમ હ્રદયેશ્વરી

બીજે દીવશે જાન ઉપડવાની તૈયારીઓ થવા લાગી; રથ, ઘોડા, પાલખીઓ, વીગેરે તૈયાર થઇને કોસંબી નગ્રી તરફ જવા માટે નીકળ્યુ, ત્યાં સુમતી વીલાસને માફામાં બેસાડયો ને માફો વ્હેવાઇના ઘર પાસે ઉભો રાખ્યો; ત્યાં લીલાવતીને તૈયાર કરીને તેડી લાવી માફામાં બેસાડી, ત્યાં બૈરાંઓએ ગીત ગાવા માંડયું, અને માફો હંકરાયો.

## ગીત ૧૯ મું.

કુંવરી રે'શે કયાં લગી—એ રાગ.

શાણી સદ્દગુણ શોભા ધરજો,
છો કાંત કુલીનની બાસ સુણો શીખ સ્નેહથી.૧
પતિ સંગમાં રમજો રંગથી,
રાખી એક પતિવ્રત ટેક. શાણી. ૨
સત્ય વચન તે મંડન મુખ કેરૂ,

સ્વામી શેવા ખરો શણુગાર. સુણો. ૩
ગુરૂ વાણી સુધારસ ધોરણી,
તે છે શ્રવણ તણો શણુગાર. સુણો. ૪
દીન દુખી અનાથ અપંગનો,
કરી કરૂણા કરો ઉદ્ધાર. સુણો. ૫
બ્હેની ચપળપણાને છોડજો,
પાડી પ્રૌઢ પણાનો પ્રકાશ. સુણો. ૬
સ્વામી સૂતા પછી સેજ સેવજો,
સ્વામી પહેલાં ઉઠો થઈ તૈયાર. સુણો. ૭
જમ્યા પછી જમો નિજ નાથની,
બ્હેની હાજર રહેજો હમેશ. સુણો. ૮
પર નરને ન નિરખો નેત્રથી.
નવ હાસ્ય કરો તે સાથ. સુણો. ૯
શીળ રત્ન સદા શાણી સાચવી,
રહેજો શીળ વિષે સાવધાન. સુણો. ૧૦
બ્હેની સદ્ગુણી સુંદર શ્રાવિકા,
કરો સફળ નારી અવતાર. સુણો. ૧૧
નિત્ય ચતુરા જઇ જિન ચૈત્યમાં,
જિન ભક્તિ કરો ભવ હાર. સુણો. ૧૨
સાસુ સસરાને સેવો સ્નેહથી,
લેજો અંતર આશીષ એહ. સુણો. ૧૩
પુત્રી પિયર વિષે પ્રેમ રાખજો,
લોપજો નહીં પતિ આદેશ. સુણો. ૧૪
બ્હેની આશીષ આપું ઉમંગથી,
સ્વામી સંગ રહો સુખ સાથ. સુણો. ૧૫

ગીત ગાતાં ગાતાં બૈરાંઓ માફાની પાછળ પાછળ ગામની ભાગોળ સુધી ગયાં, અને ભાગોળે જઇને ઉભાં રહ્યાં, ગીત પુરૂ થતાં પુરૂષ વર્ગને સોમદત્ત શેઠે જુહાર કર્યા અને સ્ત્રી વર્ગને સુભગાએ હોંસીઆર રહેવાનું કહ્યું, અન્યો અન્ય મળી ભેટી જાન વિદાય થઇ, જાન દેખાઇ ત્યાં સુધી સર્વે જણાંએ કોટસે જોતાં ઉભાં રહ્યા, અને જ્યારે તે નજરથી બહાર ગઇ, એટલે સર્વે બૈરાં ગાતાં વાતાં પાછાં વળ્યાં, પુરૂષ વર્ગ સર્વે ઘેર આવ્યો ને લગ્ન કાર્યથી પરવારી સૌ સૌને કામે વળ્યાં.



## પ્રકરણ ૧૮ મુ.

### જાનનું કોસંબી નગ્રીમાં આવવું. લીલાવતીને છોડી સુમતી વીલાસનું જવું.



ન બીજે દીવશે કોસંબી નગ્રીએ આવી પહોચી; ગામને ગાંદરે આવી જાને પડાવ નાંખ્યો, અને ત્યાંથી વાજતે ગાજતે જાન નગ્રીમાં દાખલ થઇ. સેજલદેએ ઘેર જઈ વરઘોડીઆંને પુખી લીધાં, અને ગોરે ગોત્રજ પુજા યથા વીધી કરાવીને જાનના માણુસો, પોત પોતાને ઘેર ગયા. લગ્ન સમાપ્ત થયું, તેથી સદાફળ શેઠ, અને સેજલદે શેઠાણી ઘણાં ખુશી થયાં, અને વરઘોડીઓને અંતરની આશીશ આપી.

રાત્રે લીલાવતી અને સુમતી વીલાસ માટે શયનગ્રહ શણગારવામાં આવ્યું. સમય થતાં લીલાવતી શયનગ્રહમાં જઇને સુઇ ગઈ. લાલબાની સખીના મુખથી પોતાના પતિનો કુછંદ સાંભળી તે ઘણીજ ગભરાવા લાગી, અને મનમાં ને મનમાં ચિંતા કરવા લાગી. સુતી પણ ચેન પડયું નહી, ને તે આમ તેમ પલંગ પર લોટવા લાગી; રસ્તાના થાકથી તેને સેહેજ ઝોકા આવવા લાગ્યાં, તેથી તે ઝોકામાં પડી એટલે તે નિંદ્રાવશ થઇ.

તે નિદ્રાવશ થઇ, ત્યાં સુમતી વિલાસ આવ્યો; અંતઃપુરમાં આવતાં લીલાવતીને ઉંઘતી જોઇ કહ્યું કે રાંડને કાંઈ! કેવી નિરાંતે ઉંઘે છે. આની સાથે આપણને પાલવે તેમ નથી; અધુરામાં પુરા વ્હાલીના સોગંદ ખાધા છે, એટલે પછી તેનું તો આપણે કામ જ નથી. રાંડ ભલે

પડી રહી, પણ પેલી વર્શાદની માફક વાટ જોતી બેઠી હશે.

## ગાયન.

( મારી પ્યારી અરે શું કરતી ) એ રાહ

પ્રિયા મારી ખરે હા ! મુંઝાતી હશે,
વિયોગ દુઃખે રીબાતી હશે—પ્રિયા
એ સમ નાહી અન્તર કોનારી,
મોહીની સાચી વશી તે રિશે—પ્રિયા
વેંગ આ વળગ્યું ચિત્ત જોઇ સળગ્યું,
એ સમ પ્રેમ ન આમાં દીસે—પ્રિયા
જલદી જાઉં નહી રોકાઉં,
પ્રેમ અધરામૃત પાઇ પીશે—પ્રિયા
નિદ્રા નહી હોય લેતી રસીલી,
હશે ઝબકતી તે પ્રેમ મીશે—પ્રિયા,
હાલ જ જાઉં રાંડ છો રોતી.
એના વિના જગ સુન્ય દિસે—પ્રિયા.

(સુમતી વીલાસ ચાલ્યો જાય છે. લીલાવતી ઝબકીને જાગેછે)

**લીલાવતી**—અરે મને આવું દુઃખ દાઈ સ્વપ્નુ કેમ આવ્યું, શું પતિ તજીને ગયા ! ના ! ના ! એમ છેક બારેવાટ હોય ! વખતે રસ્તાના થાકથી મારી માફક નિદ્રાવશ થયા હશે ! લાવ્ય તપાસ તો કરૂ. ( દિવો લઇને બધે જુવે છે ) અરે આ પલંગમા તો નથી ! લાવ્ય બીજે કયાંઈ નિદ્રાધિન થયા હોય તો જોઉં ! ( બધે [illegible] ) ના ! ના ! અહી તો કોઇ જગોએ નથી !

## મરાઠી સાખી

રડતી મુકી રામા પતિ શું, પહોચ્યા વેસ્યા પાસે

આશા ભરેલી આવી પ્રીતમ, દગાથી કરી નિરાશે
હવે મમ શું થાશે, વિયોગથી તન આ ત્રાસે—હવે

પ્રાણુ પતિ! પ્રાણુ પતિ! શું મને એકલી મૂકી ચાલ્યા ગયા! મને અભાગણીને નિંદ્રા વેરણે ઘેરી, તેટલામાં જ તમે તજી ગયા! હાય હવે મારૂ શું થશે?

ગાયન.

( કંથ વિણુ હાય હું છું હેરાન ) એ રાહ.

પતિ વિણુ હાય બની બે ભાન, ભુલી ચિત્તનું ભાન—પતિ.
પરણ્યા સંગે રમવા રંગે, ધાર્યો અતિ ઉલ્લાસ
તરછોડી વેસ્યાઘર વશીઆ, દિધો ઉલટો ત્રાસ—પતિ.
અલબેલા છેલા પ્રિતમજી! સંગે રમવા રંગ
આશ ભરેલી આવી હોશે, પણુ થઈ આશા ભંગ—પતિ
અંતરની ઉંડી ઉમીઓ અંતરમાંહી સમાય
જીવિત વ્યર્થ પતિથી તજાતાં ચર ચર જરે ચિત લ્હાય—પતિ.

ભલા ભગવાન! મેંતે એવાં શાં પાતિક પુર્વે કર્યાં હશે, કે મારે પતિનો વિયોગ થયો! સંસાર સાગર તારવા માટે પતિ રૂપી વ્હાણુમાં પ્રવેશ કરતાં પહેલાંજ વ્હાણુ ગરક! સંસાર અટવીની મુસાફરી શરૂ કરતાંજ પતિ રૂપી વાહન અણુચિતવ્યું ગુમ! ભલા ભગવાન સંસાર સુખ અનભવવું મારા નશીબમાં નહી લખાવ્યું હોય તે કયાંથી મળે! વિધ! વિધ! મે તે એવું તારૂ શું બગાડયું હતું, કે તે આ પ્રમાણે લેખ લખ્યા! ભુંડી જરા વીચાર નહીં આવ્યો! જો એક દિવશને માટે યોવન સુખ માણવું મારા નશીબમાં લખ્યું હોત! તો ત્હારૂ શું બગડવાનુ હતું! પણુ શેનું લખે! પુર્વે મેં કોઇની આ-

શા ભંગ કરી હશે, તો આ ભવમાં મારી આશા ફળી ભુત ક્યાંથી થાય!

અહા! હા! હવે હું શું કરૂં! મને કાંઇ સુઝતું નથી; આશા વેલને ફુલ આવ્યાં, પણ ભોગી ભ્રમર વિના તે કરમાઇ ગયાં. નિરાશા! નિરાશા! હવે તું સદાને માટે આવી ગઇ. પાપણી! ત્હારો સાથ કોઇ કબુલ ન કરે તો હું કેમ કબુલ કરીશ! કાયાનો ભલે અંત આવે તેની પરવા નથી, પણ તને તો સદાની સાથી નહી કરૂ તે નહીજ. ધન્ય છે જગલાડી! મારા પરણ્યાને પ્રિતમ બનાવી સંસાર સુખ માણે છે. તેજ પતિથી ત્હારા યોવનનું સાર્થક છે. વગર પરણ્યે વ્હાલાને વશ કરવા ભાગ્યશાળી બની છું. હુજ નિર્ભાગી કે પરણ્યા છતાં ટળવળું છું. ભગવાન હવે તો આ દિન બાળકીને તારા શિવાય બીજો આરો નથી શરણું આપોતોએ તમે ને ન આપેતો એ તમે! પતિ નમેરા થયા શરણે આવેલીને તરછોડી? પણ તમે તો નહીજ તરછોડો એવી મારી ખાત્રી છે. બળકાયું બો દેખેજ દેખે! શું પતિની માફક તમેતો નહી તરછોડોને! પરણેત પતિથી તજાણી, તો તમે સ્વીકાર શો તેની ખાત્રી એ શી ખેર હવેતો જે બને તે ખરૂ. આ ફાની દુનિયામાંથી આ કાયાનો અંત લાવવા શીવાય બીજો આરો નથી. હાલતો જેમ બને તેમ બનવા દેવું. દુઃખ બતાવી નિર્લજ બનવું નહી. દુઃખ બતાવવાથી શું ફાયદો છે? થોડુંજ દુઃખ દુર થાય તેમ છે. માટે હાલતો હૈયાની બળી હાશ હાશ તે કહેવતાનુ સાર વર્તી, દુઃખ સુખ સહન કરવું, તે શીવાય બીજો ઉપાય નથી. એ પ્રમાણે શોક કરતી નિદ્રાધીન થઇ.

# પ્રકરણ ૧૯ મું

## વૈસ્યા વિરહ.



કામસેના પાંચ દિવશને બદલે આઠ આઠ દીવશ થઇ ગયા, તેથી તેને જરી ખણુ ચેન પડતુ નહોતું. તેના મનને અહો નિશ એજ વિચાર આવતા હતા કે વખતે પરણી ધરણીએ પ્રેમ વશ કર્યાં તો નહી હોય? નહી તો આટલો વખત રોકાયજ નહી. જો તેમ થાય તો યોવનના ભોગીશ્વર વિના આયોવન ધુળ મળી જાય; મને ક્યાં કમતડી ધાઇ, કે મેં સચીવજીને વચન આપી પરણુવા સારૂ મોકલ્યા હાથે કરી શોકયનું સાલ વ્હોર્યું. મારા જેવી નાદાન સ્ત્રી કોણ હોય, કે હાથે કરી શોકયનું સાલ વ્હોરે! આતો હાથનાં કર્યાંજ હૈયે વાગ્યાં. આજ આઠ આઠ દીવશો થયા, છતાં જાન ત્યાં રોકાણી હશે? નાના જાન તો આવી ગઇ હશે; જો આવી હોય તો પ્રિતમ આવ્યા શિવાય રહેજ નહી! ના! પણ વખતે પરણીના પ્રેમમાં પડયા હોય, તો શેના આવે! પરણી વનિતાને મુકી વેસ્યાને શેના યાદ કરે! ખાત્રી છે કે તેમ તો કદાપી બનેજ નહી. તેમનોને મારો પ્રેમ નિસ્વાર્થ છે, એટલે નજ બને. પણ જાન આવી કે નહી તેનો તપાસ કરવા કપટકળાને મોકલું; એવો વિચાર કરી, કપટકળાને હાંક મારી;

કામસેનાની હાંક કપટકળાએ સાંભળી, તે તેની પાસે આવીને કહ્યું બ્હેન મને શા માટે બોલાવી?

**કામસેના**—સખી મારૂ મન તારાથી ક્યાં અજાણ્યું છે.

વારૂ ! જાન આવી હશે !

કપટકળા—તે તો કોણુ જાણે !

કામસેના—કદાપી તે પરણી ઘરણીમાં ગુલતાન તો નહી બની ગયા હોય ! ને તેને લીધે તો મને યાદ કરતા નહી હોય.

કપટકળા—તેની મને શી ખબર ! સ્વાર્થી છે. ત્હારા જેટલો સ્વાર્થ બીજે ઠેકાણેથી બીજેથી સર્યો તો પછી ત્યારી પર વાશેની રાખે.

કામસેના—સખી જો તેમ થશે, તો મારી શી દશા થશે. ?

કપટકળા—દશા શી થવી છે. તેને તારી પરવાન હોય તો ત્હારે તેનું શું કામ છે ? વળી બીજો ?

કામસેના—બ્હેન આ શું લવે છે ? તે વાત તે કદાપિ બને !

કપટકળા—કે મન બને ? તે તો આપણે ધંધો છે.

કામસેના—આગ લાગો તેવા ધંધાપર. એવી વાત સ્વપ્ને પણ બોલતી નહી. જો ફરીથી બોલો તો તારી વાત તેં જાણી.

કપટકળા—ઠીક બ્હેન તને ગમતી નહી હોય, તો તે વાત વાત નહી બોલું પછી કાંઇ છે ?

કામસેના—ના ! પણ સખી જાન આવી કે નહી તેની તપાસ તો કર્યાં ?

કપટકળા—તપાસ કરવાની શી જરૂર છે ? ત્હારા ઉપર તેનો પ્રેમ હશે, તો તે આપેથી આવશે ?

કામસેના—સખી મારૂ મન ધીરજ ધરતુ નથી. અંતરની વેદના અંતર જાણે છે. સખી જો

આવી હશે ને પ્રિતમજી પરણી ધરણી નાપાસમાં પલટાયા હશે, તો આ ઝરૂખેથી ઝંપાપાત કરીશ;

કપટકળા—બ્હેન મારૂં કહેવું માન, ને એ સ્વારથીઆની મમતા મુકી દે એ સ્વારથીઆ સંગે રહી છેવટમાં સાર નહી કાઢે, તે નક્કી સમજજે.

કામસેના—ઠીક બાઈ ઠીક! તને કાંઇ પુછીએ ત્યારે તેની તેજ વાત! તુ તારે જા, હું મારા મન ગમતું કરીશ.

કપટકળા—શું?

કામસેના—તે તને કહેવાથી શું ફાયદો?

કપટકળા—લગાર કહે તો ખરી!

કામસેના—શું કહું, આકાયાનો અંત!

કપટકળા—કારણ!

કામસેના—પતિ વિણ સતિનો જન્મારો વૃથા છે. પતિથી તજાઇ, તો પછી જીવીને કામે શું છે!

કપટકળા—બ્હેન તેમ કરવાનું કારણ નથી. પણ હું જાણું છું એટલું જણાવું છું, કે જાન આજ આવી ગઇ, ને નવી જુની પણ થઈ ગઈ. બાર વાગી ગયા છતાં સુમતી વીલાસ આવ્યા નહી, તેથી નક્કી પરણીમાં જ પતળ્યા, નહીતર ક્યારનાએ આવ્યા હોત.

કામસેના—શું સખી આ તું સાચું કહે છે?

કપટકળા—સાચુ નહી ત્યારે શું જુઠું!

કામસેના—હાય હાય સખી હવે મારૂં શું થશે (મુર્છાગત થાય છે તેને કપટકળા આસ્વાસન આપીને બેઠી કરે છે)

**કપટકળા**—બ્હેન ધીરજ ધર, ને જો બીજી કાંઇ ઇચ્છા ન હોય, તો પ્રભુનું સ્મરણ કર; તે તારૂ દુઃખ દુર કરશે.

**કામસેના**—બ્હેન સ્મરણ તે શી રીતે કરૂ, હાથમાં માળ, ને પેટમાં લ્હાળા ! બસ હવે તો આ ફાની કાયાનો અંત લાવવો તેજ ઉત્તમ છે. ( કામસેના ઝરૂખેથી ઝંપાપાત કરવા જાય છે તેને કપટકળા ઝાલી રાખે છે )

**કપટકળા**—( દીલાસો આપવા જુઠુ બોલે છે ) બ્હેન ત્હારા પ્રિતમ આવ્યા ?

**કામસેના**—કયાં છે ?

**કપટકળા**—જો એ આવે ! ( સુમતી વીલાસને જોઇ અજાયબ થાય છે ) અરે આતો ખોટું કહ્યું, પણ ખરૂ નિવડયું. ) કેમ બ્હેન ખરા કે નહી ?

**કામશેના**—કયાં !

**ગાયન.**

( પ્યારથી પ્યારો પ્યારી ) એ રાહ

**કપટ**—પ્રેમથી પિયુ પ્યારી ભેટે, સખી જો આવે રસીકવર
**કામસેના**—કયાં છે રસીક વર કહે સખી મારી
**કપટ**—લાંબી નજરથી જો તુ નીહારી
**કામસેના**—દેખાડ ભેટુ અધિરી
**કપટ**—ધીરી સખી ધીરી
ચાલે ચાલ અમીરી
જો આવ્યા ભેટા હરખભર........પ્રેમ

( સુમતી વીલાસ આવે છે )

**કામસેના**—પિયુ નમેરા ન થઇએ કદાપી

**સુમતી**— પ્યારી નમોરો ન બન્યો અદ્યાપી
પરણી સંગે ન પલટાણો
નમોહે::લોભાણો
છુ તું માં તણાણો

**કામસેના**—પ્રતિતિ છે પ્યારા પ્રિતમવર

---

**કપટકળા**—શેઠજી સારૂ થયું કે આવ્યા નહીતો આ પ્રાણ કાઢવા તૈયાર થઇ ગઇ હતી !

**સુમતીવીલાસ**—શું સાચું કહે છે !

**કપટકળા**—ન માનતા હો તો પુછી જૂઓ, એટલે ખાત્રી ખાત્રી થશે.

**સુમતીવીલાસ**—કેમ પ્રિયા ! આ શું કહે છે ?

**કામસેના**—ખરૂં છે પ્રાણ !

**સુમતીવીલાસ**—એટલે સુધી !

**કામસેના**—કેમ ન થાય ! ચંદ્ર ગયા પછી ચકોરીની શું દશા ! સુર્ય અસ્ત થયા પછી કમળની શી દશા! તેમ સાચો પ્રેમી ગયા પછી પ્રેમીનાં પ્રાણની શું દશા! એતો સઘળાં સમય આવતાં સુધી જીવતાં મુવાંજ જાણવા. તો પછી દેહમાં પ્રાણ રાખીને કામશું. ?

**સુમતીવીલાસ**—વ્હાલી ! લે હવે સોંગન ખાઇને કહું છું કે તને મુકી એક પળ પણ કોઇ ઠેકાણે નહી જઉં; આતો સારૂ થયું કે જલદીથી આવી પહોચ્યો, નહીતર તું શું ન કરે ! તારા પ્રાણ જાય, તો પછી મારી શું દશા !

**કપટકળા**—દશાશી ? તમે તમારે પરણી સાથે પ્રેમ જો-

ડો; ભ્રમરને કમળ અનેક, પણ કમળને તો ભ્રમર એકજને ! પતીને સતી અનેક, પણ સતિ ને તો પતિ એકજને !

**સુમતીવીલાસ**—વ્હાલી એ શું બોલી ! શું તેં મને એવો ધાર્યો ! પ્રાણ જતાં કાયા ટકે ખરી ! તો પ્રાણ રૂપી તું જતાં, આ કાયા કેવી રીતે ટકે ?

**કામસેના**—નાથ આવો પ્રેમ હર હમેશ આ દાસી ઉપર કાયમ રહે, એવી પ્રભુજી પાસે માગણી છે.

**કપટકળા**—બ્હેન રાત ઘણી ગઇ, હું સુઇ જાઉં છું.

**કામસેના**—હમો પણ અંતઃહપુરમાં જઇને સુઇ રહીએ છીએ.

એ પ્રમાણે કહી તે દંપતિ અંતઃહપુર તરફ ગયાં ને કપટકળા પોતાના બીછાનામાં જઇને સુઈ ગઇ.



# પ્રકરણ ૨૦ મું.

## લીલાવતીનો પ્રશ્ચાતાપ.



લીલાવતીએ એક મહીનો દુ:ખથી બળતા અંત:હકરણે સાસરામાં ગુજાર્યો. પરણ્યાનુ આણું એટલે એક મહીનો કન્યાએ સાસરે રેહેવુંજ જોઇએ, તેથી કરીને તેને ત્યાં રહેવું પડ્યું. સદાફળ શેઠ અને સેજલદે શેઠાણી તેના ઉપર પુત્રથી પણ અધિક વ્હાલ બતાવતાં હતાં, પણ તે વ્હાલ નકામું હતું. જે આશાએ લગ્ન કરી આવી, તે આશા સફળ ન થઇ તે નજ થઇ. શેઠ શેઠાણી લીલાવતીનું દુ:ખી અંત:કરણ જાણતાં હતાં, પણ શું કરે! લાચાર! તેનું અંતરનું દુ:ખ દુર કરવા તેઓ શક્તિવાન નહોતાં. આવી કેળના ગરભ જેવી કન્યાનો મનખો બાળ્યો, તેવું જાણી તેઓ અંતરમાં ધીખી જતાં હતાં.

એક મહીનો પુરો થયે સારંગપુરથી લીલાવતીને તેડવા આંણું આવ્યું, આંણે આવેલાં માણુસોની સદાફળ શેઠે સારી આગતા સ્વાગતા કરી બે ત્રણ દીવસ રોકયા. બે દીવશ વિત્યા બાદ તે માણુસો જવા માટે ઉતાવળ કરવા લાગ્યાં, તેથી શેઠે લીલાવતીને તેમની સાથે વિદાય કરી.

સાસરીએથી નીકળી બીજે દીવશે સાંજરે તે પોતાના ઘરમાં દાખલ થઈ. પુત્રીને જોઇ માતા પીતા હર્ષીત થયાં, અને તેને કુશળ સમાચાર પૂછ્યા. લીલાવતીએ તેમને પોતાનું દુઃખ છુપાવીને યોગ્ય ઉત્તરો આપ્યા અને સર્વે જમણાં વખત થતાં જમવા માટે ગયાં.

જમીને પરવાર્યાં, ત્યાં રાત પડી તેથી લીલાવતી પોતાના બીછાનામાં પડી. તેની માતાએ તેને બેસવાનું કહ્યું, તેના જવાબમાં પોતાના શરીરે ઠીક નથી, તેવું બ્હાનું કાઢીને પડી રહી. દીલનું દુઃખ કોઇને કહેવાય તેવું નહોતું; દુઃખી અવસ્થામાં તેને બેસવું કે વાતચીત કરવી ગમી નહી. તેથી એવું ખોટું બહાનું કાઢીને પડી રહી.

એકતો રસ્તાના થાકથી થાકેલી, અને પતિનું દુઃખ એ બે દુઃખ ભેળાં થયાં, ત્યાં શરીરને આરામ શેનો હોય! દુઃખની ચીંતામાંને ચીંતામાં બળતી રસ્તાના થાકથી તે નિંદ્રાવશ થઇ.

તેની માતા તેનું દુઃખ કળી શકી નહી. તેણે જાણ્યું કે બે દીવશની વાટ તેથી તેને થાક અને બીજા શ્રમથી તેનું શરીર ઠીક નહી હોય; તેને થોડીજ ખબર હતી કે પતિના દુઃખથી તેનું અતઃકરણ હોળીની માફક બળે છે!

આખી રાત્રી લીલાવતી જ્યાં સુધી નિંદ્રા દેવીના તાબામાં રહી ત્યાં સુધી તેને પતિ વિરહનું દુઃખ નડયું નહી. કારણ નિંદ્રા એવી છે કે માણસ તેના કબજામાં આવતાં સર્વે દુઃખ સુખ વિસરી જાય છે. તે પ્રમાણે તે જ્યાં સુધી નીંદ્રામાં રહી ત્યાં સુધી સ્વસ્થ રહી શકી, પણ સવાર થતાં તેને નિંદ્રા દેવીએ મુકત કરી, એટલે પોતાની પથારીમાં બેઠી થઇ. નિંદ્રાથી મુકત થતાં જે દુ.ખી ઉદ્દગારો દુર થયા હતા (અર્થાત) લય પામ્યા હતા, તે પાછા સતેજ થયા, અને દુઃખની લાહ્ય અંતરમાં સળગવા માંડી.

લીલાવતીએ નિશ્ચય કર્યો કે અહીઆં સઉની સમક્ષ બેસવામાં સારૂ નથી. વખતે દુઃખી ઉદ્દગારો ચક્ષુ દ્વારા બહાર નીકળશે, તો સર્વે મને મારૂ દુઃખ જાણવા પુછ

પરછ કરીને સતાવશે, અને તેમને મારે નિર્લજ બનીને મારૂ દુઃખ કહેવું પડશે; માટે મારા ખાનગી ઓરડામાં જઇને બેસું; એવો વીચાર કરી પોતે પોતાના ઓરડામાં દાખલ થઇ.

લગ્ન થતાં પહેલાં જે ઓરડો તેને આનંદિ લાગતો હતો, તે ઓરડો અત્યારે તેને રાક્ષસી રૂપ ધરી કરડવા ધાતો હોય તેવો લાગવા માંડયો. ઓરડામાંની દરેક ચીજો તેને પ્રાણ સમાન પ્રિય લાગતી હતી, તે ચીજો તેને ઝેર સમાન લાગવા માંડી.

ઓરડામાં પગ મૂકયો, ત્યાં તેને રડવું આવ્યું; રડવું આવતાં તે પ્રથમ થોડીવાર સુધી મનમાં રડી રડવા છતાં તેનું અંતઃહકરણ ખાલી થયું નહી. દુઃખના બારે દટાયેલું અતઃકરણ હલકુ થયું નહી, તેથી તેણે પોતાની આંખો લુછી નાંખી, અને વીચાર કરવા માંડયો.

ભલા ભગવાન! મેં તે પરભવ એવાં શાં પાપ કર્યા હશે, કે મારી આ સ્થીતી! શી આશાએ આનંદિ અંતઃકરણે આ મકાન તજીને સાસરે ગયેલી. શું શું સુખ અનુભવવું ધારેલું! આવા દુઃખનો સ્વપ્ને પણ ભાસ નહોતો. દુઃખનો દરિઓ ઉલટયો, સુખ સદંતરને માટે નાશ પામ્યું. વ્યભિચારી પતિની સ્ત્રીને સ્વપ્ને પણ સુખ નજ હોય!

હવે મારે શું કરવું! કયાં જઇને ઠરવું! અગનીનાં બળ્યાં સારાં, કે બળીને હોલવઇ જવાય, પણ દુઃખનું બળ્યું કદાપી કાળે નજ હોલાય! આમ બળતા અંતઃહકરણે જન્મારો કેવી રીતે જાય! છતા પતિએ વૈધવ્ય કેવી રીતે સહેવાય! વિધવાને તો એમજ સંતોશ કે નથી, અને તેથી પ્રભુમાં ચિત્ત પરોવી ધર્મ ધ્યાનમાં રહીને જ-

મારો પુરો કરે, તેવી રીતે મારા મનનુ સમાધન ક્યાંથી થાય ! ને જો તેવી રીતે સમાધાન થાય, તો પણ છતા પતિએ પ્રભુજી ઉપર આકીન ક્યાંથી બેસે ! સતિને તો પ્રથમ પતિ અને પછી પ્રભુ ! તો પતિને ભજવો મુકી પરમેશ્વર ક્યાંથી યાદ આવે !

છતાં મન પ્રભુજી તરફ વળે ! તો એ શું ! પતિથી તજાએલીને પ્રભુજી કબુલ કેમ રાખે ! વીધવાને તો કબુલ રાખે તેનું કારણ એટલુંજ કે પતિનુ સુખ તેણેજ છીનાવી લીધું, પણ મારૂ પતિનું સુખ તેણે કયાં છીનવી લીધું છે, કે મને કબુલ કરે. મારૂ સુખતો તે વેશ્યાએ છીનવી લીધું છે એટલે પ્રભુજીને શું કરવા દોશ આપુ !

જ્યારે પતિથી તજાણી એટલે પ્રભુજી કબુલ નજ કરે તે તો ઉઘાડુ છે, તો પછી આ શાની દુનિયામાં શાની કાયા રાખીને સાર પણ શો છે ! પતિથી તજાએલી સ્ત્રીનો પગલે પગલે દોશ ! અને જગતમાં કાળાટીલી આવતા પણ વાર ન લાગે; દુનિઆ જીતવી મહા દોહ્યલી છે. તો એવી રીતે નકામી દોષિત બની કાળાટીલી વ્હોરવા કરતાં આફાની દેહને સદાને માટે નાબુદ કરવામાં શું ગેર ફાયદો છે !

ગેરફાયદામાં એટલુંજ કે સાતે અવતાર એવા જશે. જ્યારે સંસારમાં રહી કલંકિત કહેવરાવવું, તેના કરતાં સાત અવતાર એવા જાય તો ભલે જાય, પણ આ ફાની દુનિયા છોડવી તેજ ઉત્તમ છે

એ પ્રમાણે નિશ્ચયપર તો આવી, છતાં કેવી રીતે દેહનો અંત લાવવો તે વિચારમાં પડી. તેણે વિચાર કર્યો કે ગળે ફાંસો ખાવો; પાછો વિચાર થયો, ગળે ફાંસો ખાવાથી આત્મા એકીદમ દેહ તજીને જશે નહી, ને તરફડવું

પડશે; એવો વિચાર આવવાથી તે વીચાર તેણે માંડી વાળ્યો, અને બીજો વોચાર કરવા લાગી.

અફીણ પીવું કે જેથી કોઇ વાતની ઉપાધીજ નહી. પાછો વિચાર થયો કે માતા પીતાને ખબર થતાં હોંશીઆર વૈદોને બોલાવીને તેનું ઝેર કાઢી નાંખે, તો પછી તો કાંઇ બનેજ નહી ને પછી દુઃખમાં રહી જીંદગી પુરી કરવી પડે, એવો વીચાર આવતાં તે વીચાર પણ માંડી, વાળ્યો અને બીજો ઉપાય શોધવા લાગી,

એ પ્રમાણે ઘણા ઘણા ઉપાયો શોધ્યા, છતાં એકે ઉપાય તેના મગજમાં ઠસ્યો નહી એક જુદોજ વીચાર છેવટે તેને વિચાર; ઉઠયો અને તે વીચાર તેની ધ્યાનમાં બરાબર ઉતર્યો, અને તે પ્રમાણેજ કાયાનો અંત લાવવા નિશ્ચય કર્યો.

વ્હાલા વાંચકવૃંદ તમારા મનમાં આવશે કે એવો શું ઉપાય તેના મગજમાં ઠસ્યો ? તો કહેવાનુ કે તે વિચાર એ હતો કે, પેટ પાળી મારીને મરવું, જેથી આત્મા તુરત દેહ છોડી ચાલ્યો જશે, અને કોઇ વાતનો વાંધો આવશે નહી.

એ વિચાર ઉપર આવતાં તેણે પોતાની પેટી ઉઘાડીને મ્હોટી રૂપાની મુઠની પાણીદાર છરી બહાર કાઢી. તે છરી તેણે તેના પીતા પાસેથી મુઠની ઉમદા કારીગીરી પસંદ પડવાથી માગી લીધી હતી. તે લોકોને બતાવવાની મન પસન છરી અત્યારે તેને પેટ ખાવાના ઉપયોગની થઇ પડી, તેથી તેણે બહાર કાઢી, ને પોતે ઇશ્વર સ્મરણ કર્યું, અને આત્માને શીક્ષા આપવા લાગી.

હે દુઃખી આત્મા ! આ દુઃખી સંસારમાં કોઇને સુખ નથી. સંસાર માત્ર દુઃખી છે. દુઃખમાં સુખ સમ-

જતું તે આત્માને રમાડવા જેતું છે. સુખ ક્યાં છે! શેમાં છે! પૈશામાં છે? ના!

જો પૈશામાં સુખ હોત તો પૈશાદાર હાય વોય કરતા મરે છે તે મરેજ કેમ? જો ગરીબાઇમાં સુખ હોય તો ગરીબ ટાંટી આ ઘસતા મરે છે તે મરેજ કેમ? ફક્ત સંતોશ એજ સુખનું કારણ છે.

સંતોષ! સંતોષ! તારી વાત ન્યારી છે. તારો પ્રવેશ થાય છે, પણ ક્યાં? જે ચીજ સદાને માટે નષ્ટ થાય ત્યાં જ! બીજે નહી. કોઠીએ ભરેલા દાણા ભુખને સંતોશ આપતા નથી, પણ તે તો દળાઇ ભરડાઇને રંધાય અને પેટમાં જાય, તો જ ભુખને સંતોશ મળે છે, તે શિવાય તો નહી જ ને! ના! પણ ભુખને સંતોશ મળે! કયારે? કે જ્યારે દુષ્કાળ દુષ્મન થઇ કેડે લાગ્યો હોય, અન્નનો દાણો સરખો પણ મળતો ન હોય, તો જ ભુખને સંતોશ મળે છે; કારણ ભુખ સમજે છે કે મોટી આશા કરૂ તે નિર્થક છે. છતાં પણ પુરતો સંતોષ પ્રાપ્ત થતો નથી. અહી તહી દાણો નહી તો બીજી ત્રીજી ચીજ ઉપર દોડે છે, છતાં જ્યારે બધેથી નીરાશ થાય તો જ સંતોશ સમજીને રહે છે. માટે સંતોશ સુખ અનુભવવું તે સ્હેલ નથી.

શુકલપક્ષમાં ચકોરી અધીરી બની ચંદ્ર ઉદયની રાહ જૂવે છે, તેને સુકલપક્ષથી સંતોશ મળતો નથી, પણ ચંદ્ર ઉદયથીજ મળે છે. ને કૃષ્ણપક્ષમાં તે સમજે છે કે ચંદ્ર ઉગવાનો જ નથી, તો આપેથી સંતોશ આવી તેનામાં વાસ કરે છે, માટે સંતોશની વાત ન્યારી જ છે.

પાપી આત્મા! તને તે સંતોશનું સુખ સ્વપ્ને પણ મળવાનું નથી; પુર્વભવમાં પાપ કરતાં પાછુ વાળી ન જોયું

તેનાં ફળ આ ભવ ભોગવ્યા વિના સિદ્ધિ નથી; કોઇ આશા ભરેલા જીવને નીરાશ કર્યાં હશે, તો ત્હારી પણુ તેજ દશા થઈ. માટે વિચાર શું કરે છે ? આફ્તની દુનિયા અને આ ફાની દેહ તજવા તૈયાર થા.

આ પ્રમાણે લીલાવતી છેવટના મરવાના વિચાર કરતી હતી ત્યાં તેની સખી ગુણુ મંજરી લીલાવતીને મળવા સારૂ સોમદત્ત શેઠના ઘેર આવી. ઘરમાં પ્રવેશ કરી સુભગા શેઠાણીને પૂછયું કાકી લીલાવતી બ્હેન કયાં છે ? સુભગા શેઠાણીએ કહ્યું ઉપરના માળમાં તેના ઓરડામાં છે. સુભગા શેઠાણી તરફથી તેનો પત્તો મળતાં તે ઉપર આવી.

લીલાવતી હાથમાં છરી લઇ છેવટને માટે આત્માને કહ્યું હે દુઃખી આત્મા હવે છેવટના માટે પ્રભુજીમાં ચિત્ત લગાડ! સંસાર સર્વે અસાર છે. તો અરિહંત ભગવાનમાં ચીત પરોવી કેવળી ભગવાનનું શરણું મળવાની ચાહયના રાખ; સર્વે તીર્થંકરોને યાદ કર, જેથી સાત ભવ આવા ન જાય.

એ પ્રમાણે તેણે સર્વે તીર્થંકરોને યાદ કર્યા, અને કેવળી ભગવાનનું શરણું ઇચ્છી ડાબા હાથમાં છરીને મજબુત પકડી છરી પોતાના કાળજામાં મારવા હાથ ઉપાડયો, અને કહ્યું ! હે અરિહંત ભગવાન ! આ દિન બાળકીને તારે શરણે લેજે; એ પ્રમાણે કહી જેવી છરી મારવા જાય છે, ત્યાં ગુણુ મંજરી આવી પહોચી,

ગુણુમંજરી લીલાવતીને આ સ્થીતિમાં જોઇને ચમકી! અને એકદમ તેની પાછળ જઇને તેના હાથમાંથી છરી પડાવી લીધી, અને કહ્યું બ્હેન ! બ્હેન ! તું આ શું કરે છે? સંસાર સુખ અનુભવીને સ્વસુર પક્ષથી આજે ફક્ત એક રાત આડી ગઇ, તેટલામાં તને એવું શું દુઃખ પડયું કે

આત્મઘાત કરવા તૈયાર થઇ !

લીલાવતીએ કહ્યું બ્હેન ! મને બોલાવીશ નહી. હું કરૂ છું તેમ મને સુખેથી કરવા દે ! મરવાદે ! સખી મરવાદે ! મરણ વગર આ કાયાને સુખ મળવાનું નથી.

ગુણમંજરી કહે પણ દુઃખ શું છે ! ઉત્તમ માબાપને ત્યાં જન્મી છું, ઉત્તમ સાસરૂ, અને ઉત્તમ પતિ મળ્યો છે; પૈસે ટકે બંને ઠેકાણે સુખી છે. બાપને ત્યાં એકની એક એટલે છોકરાના પાડની છું, ને સાસરામાં પણ દિયર જેઠ નથી એટલે વહુઆરૂમાં તો તું એકજ છું, તો પછી દુઃખ શું છે તે સમજાયું નહી.

લીલાવતી કહે સખી ! દુઃખ છે તો અથાગ છે, ને નથી તો કંઇ જ નથી. લાકડાની બળી ઓલવાઇ જઇશ, પણ દુઃખની બળી ઓલાવાની નથી. માટે સખી ! વ્હાલી સખી ! જે હાથ એ કર્તવ્ય કરે છે તેને મ્હો કે જીભ નથી કે તને જવાબ આપો જે મ્હો અને જીભ છે તે કાયાનું દુઃખ નિવેદન કરી તને સુખીને દુખી કદાપી કાળે બનાવનારજ નથાં; માટે ઠીક કહું છું કે મને મરવા જ દે; મુંગા હાથને મુંગે મુંગું કાર્ય કરી લેવા દે ! સખી આટલું કહેવું માન; હું તારે પગે પડું છું.

ગુણમંજરી એ કહ્યું બ્હેન લીલાવતી ! શું ત્હારૂ દુઃખ છુપાવાથી સખીનુ મન સુખી થશે ! ના ! ના ! તે તું સ્વપ્ને પણ સમજીશ નહિ બીજી તાળી સખીઓ જેવી મને સમજીશ નહી ! ત્હારા મનને તો ખાત્રી છે કે મારૂ દુઃખ સાભળીને સખી દુઃખી થશે. પણ સખી સખીની ફરજ બજાવ્યા વિના રહેશે નહી તે ખાત્રી સમજજે; માટે બ્હેન મુગે મ્હોએ મરવા કરતાં ત્હારૂ દુઃખ કહી બતાવ્ય, તો તે દુઃખ દુર કરવા માટે બનતા પ્રયત્નો કરી

એ; આ પ્રાણ સખીને ત્હારા દુઃખની ભાગીદાર કર. સુખની ભાગી તો સો સખીઓ થાય, પણ દુઃખની ભાગીદાર બને તેજ સાચી સખી ! માટે બ્હેન ! વ્હાલી બ્હેન ! આ સખીને તેનો ધર્મ બજાવા દે !

લીલાવતી કહે સખી ! તું મ્હારી અંતની સખી છું, તે હું સારી રીતે સમજું છું; અને તેથીજ ત્હને દુઃખી કરવા માગતી નથી. મારી પુર્વ ભવની કરણી હું ભોગવું તેમાં બીજાને ભાગ શા માટે આપી દુઃખી બનાવું? માટે મ્હારી પ્રાણ સખીમને મરવા દે; સદાની દુઃખણી જોઈ સદાને માટે દુઃખી થવા કરતાં એક વખતને માટે દુઃખી થને મને મરવા દે.

ગુણમંજરી કહે બ્હેન ! એ વાત તું સ્વપ્ને પણ ધારીશ નહી, પ્રથમ ત્હારૂ દુઃખ નિવેદન કર્યા, પછી તને યોગ્ય સલાહ આપુ; મારી ખાત્રી છે કે તને કોઇ વાતની કોઇ ઠેકાણેથી ઓછપ આવે તેમ નથી, પાણી ઇચ્છતાં દુઃધ મળે તેમ છે; તો તારૂ દુઃખ કેવી રીતે સમજાય !

લીલાવતી કહે ત્હારી એમજ ઇચ્છા છે, તો લાચારીથી કહ્યા વિના નહીજ ચાલે, પણ સખી રહેવા દે ! ગુણમંજરી કહે ના સખી કહે ! કહે ! ને કહે ! લીલાવતી કહે સખી સાંભળ

**લીલાવતી—**

**ગાયન.**

( આ શું બોલો આ શું બોલો ) એ રાહ

શું દુઃખ ભાખુ, શું દુઃખ ભાખુ, રે સખીમમ શું—
નવ ઓઢાય કે પથરાય, બધી જીંદગી વ્યથા જાય—સખી
નીર વિનાની માંછલી, ચંદ્ર વિનાની રાત
પતિ વીનાની પ્રેમદા તેવી, અંતર દુઃખની ધાત

માન "અત્તરજનનું" શું કરવું, વિના સખી એક નાથ
અપમાનીત પતિથી થતાં સતી, ઇચ્છે મરણુનો સાથ
વેશ્યા ગણી વાલી, મુકી ગયા ચાલી, એ દુઃખ કેમ રહેવાય
સંસાર સુખ ન સ્વપ્ને પીછાણ્યું, કહે હવે શું થાય—

---

**ગુલમંજરી**—સખી ! આ તું શું બોલે છે !
**લીલાવતી**—સખી જે બોલું છું તે બરાબરજ છે.
**લીલાવતી**—

ગાયન.

( નાથથી નીરાસ થઇ ) એ રાહ

પ્રાણુથી તજાઈ ગઇ ( ૨ ) સખી હું શું કરૂ—
નિકળ્યા વ્યભિચારી પતિ, જાણી મુજ બુરી ગતી;
મન મહી મુંઝાઇ અતિ, મ્હોત વીણ મરૂ—
સાસરે ગઈ સુખ આશે, તજી ગયા પીયુ સ્યાવાસે
એવું જાણી તન ત્રાસે, પ્રાણુ કેમ ધરૂ !



## પ્રકરણ ૨૧ મું.

## ગુણમંજરીનો બોધ.



ગુણમંજરીએ કહ્યું બ્હેન! તને આવું દુઃખ પડશે તે અમે સ્વપ્ને પણ જાણ્યું નહોતું; અહાહા! ત્હારી આવી સ્થીતી! હાય બ્હેન હાય! સુખ દુઃખ માણુસનેજ માથે પડે છે, ઝાડને માંથે પડતું નથી. માટે બ્હેની ધીરજ ધર, નોધારાના આધાર કેળવી ભગવાનનું શરણું ધારી તેમનું સાચા દિલથી સ્મરણ કર્ય. અનાથના નાથ અરિહંત ભગવાનનું નામ ઉચ્ચાર, જેથી તારૂ દુઃખ તે ભગવાન દુર કરશે, અને તને ઇચ્છીત સુખ મળશે. બ્હેન ઘણા માણુસોને એવાં દુઃખ પડયાં છે, કે જે દુઃખની આગળ તારૂ દુઃખ તો લેખામાંજ નથી; તેવાં દુખો તે ભગવાનની સ્હાયતાથી ટળ્યાં છે, તો ત્હારૂ દુઃખ શા હીસાબમાં છે.

લીલાવતી કહે બ્હેન! સતિને આનાથી અધિક દુઃખ બીજું કીયું હોય! ગુણમંજરી કહે બ્હેન ત્હારી ભુલ છે, સતિઓનાં દુઃખ તેં સાંભળ્યાં નથી! હું પરમ દિવશે વ્યાખ્યાન સાંભળવા ગઇ હતી. ત્યાં મેં અંજના સતિનું વ્યાખ્યાન સાંભળ્યું છે, તે સતિના દુઃખ આગળ તારૂ દુઃખ તે કાંઇજ વિસાતમાં નથી. છતાં તેણે તારા જેવી આત્મ હત્યાની છોકરમત કરી નથી.

લીલાવતીએ કહ્યું અંજના સતિને એવું શું દુઃખ પડયું છે, કે જે દુઃખની આગળ મારૂ દુઃખ વિસાતમાં નથી. ગુણમંજરીએ કહ્યું જો સાંભળ, અને વિચાર કર્ય કે ત્હારૂ દુઃખ શું લેખામાં છે. લીલાવતી કહે મને કહી બતાવ્ય. ગુણમંજરીએ કહ્યું સાંભળ!

# અંજના સતીનું વ્યાખ્યાન.

## પ્રકરણ ૧ લું.

### અંજના સતિની ઉતપતિ.



ભરતં ક્ષેત્ર કે જે ક્ષેત્ર દરેક ક્ષેત્રામાં ઉત્તમ કહેવાય છે, તે ક્ષેત્રમાં મહેંદ્રપુરી નામે નગ્રી હતી. તે નગ્રીમા મેહેંદ્રસેન નામનો રાજા રાજ કરતો હતો; તે નગ્રો તે રાજાએજ વસાવી હતી, તેથી પોતાના નામ ઉપરથી તે નગ્રીનું નામ મહેંદ્રપુરી પાડયું હતું. નગ્રીની રચના ઘણી ઉત્તમ પ્રકારે કરી હતી; તેમાં અઢારે વરણુના લોકો આવીને વસ્યા હતા, અને રાજ્યગાદીનું સ્થાન પણુ તેજ નગ્રીમાં હતું. રાજ દરબાર, કચેરી, વીગેરે મુકામો અતિ ઉમદા હતાં.

તે રાજાને મૌનવેગા એ નામની સતી સાધ્વી સ્ત્રી હતી. મૌનવેગા પતિવ્રત ધર્મને જાણતી હોવાથી પતિની શેવા ચાકરી સારી રીતે કરતી હતી. તે દંપતીમાં પ્રેમ અવર્ણુનિય હતો; બંને દંપતિ જૈન ધર્મનાં પુર્ણ ભાવી હતાં, ધર્મ પસાંયે અરિહંત દેવના પ્રતાપથી તે રાણીએ સો પુત્રને જન્મ આપ્યો હતો;

શીયળ વતિ સતીને પેટ અવતાર લીધેલા સોએ પુત્રો પ્રતાપી હતા; સતિના પેટ જે જીવે અવતાર ધારણુ કર્યો, તેના પ્રતાપની વાત કયાંથી થાય ! તેમનો દૈવી પ્રતાપ તેમના ગુલાબી વદન ઉપર છવાઇ રહ્યો હતો; દૈવી પ્રતાપ છવાઈ રહયો હોય તેમની કાંન્તિની વાત ન્યારીજ

હોય છે. તે પ્રમાણે સોએ પુત્રોની કાંન્તિ અલૌકીક હતી.

સો પુત્રો ઉપર"રાણીએ એક કન્યા રત્નને જન્મ આપ્યો; કંન્યાનું અલૌકીક આંખોને આંજી નાંખે તેવું તેજ હોવાથી તેનું નામ અંજના પાડ્યું હતું; રાજા મહેંદ્રસેન અને રાણી મૌનવેગાનો તે પુત્રી ઉપર અત્યંત પ્રેમ હતો; કેમ ન હોય ! સો પુત્ર ઉપર એક પુત્રી એટલે તેના લાડ જુદાંજ હોયને ! સો ભાઈની બ્હેન હોય તેના મોઘા પણાની વાતજ ન્યારી હોય છે; એકની એક પુત્રી હોય, તેની વાત જુદી હોય છે; અને પાંચ સાત પુત્રીઓ હોય, તેની વાત જુદી જોય છે, એકની એક પુત્રી જેટલું માન પામે છે, તેટલુંજ બલ્કે તેથી પણ વિશેશ અપમાન પાંચ સાત પુત્રીઓ હોય તે પામે છે; પણ સંજ નાતો માત પીતાને કન્યામાં એકની એક ? વળી સો ભાઇની બ્હેન ! એટલે તેના માનની વાત ન્યારી હતી. તે કન્યા લાડે કોડે ઉછરતાં યોગ્ય ઉમ્મરની થઇ.

એક દીવશ તે કુવરી શણગાર સજી માતા પીતા પાસે સખીઓ સાથે જીન મંદીરે દર્શન કરવાની આજ્ઞા માગવા આવી, અને આજ્ઞા માગી; રાજા રાણીએ ખુશી થઇ તેને દર્શન કરવા જવાની આજ્ઞા આપી. આંજ્ઞા મળતાં તે સખીઓ સાથે જીન મંદીરે જવા નીકળી.

કુંવરીને ભર યોવનમાં આવતી જોઇ રાણીએ કહ્યું, પ્રાણનાથ ! અંજના હવે યોગ્ય ઉમ્મરની થઇ, હાથી દરબારે અને કુંવરી સાસરેજ શોભે; માટે તેને માટે યોગ્ય તપાસ; તાકીદથી કરો; નહીતર ખાટી છાશ ઉકરડે ઢોળવા જેવું થશે. જૂઓ સાંભળો !

મોનવેગા— **મરાઠી સાખી.**

સારૂ ખોટું કરતાં કરતાં યોગ્ય ઉમ્મરે આવી
ધાર્યું તમારૂ કામ ન આવે બનેં ધારેલું ભવી
તમોથી શું થાયે, કર્મ નિજ દોરે ત્યાં જાયે
કર્મે લખાવી લાવી હશે તે ઘર વર તેને મળશે
પરભવ પુન્ય કર્યાં હશે જેવાં આભવ તેવાં ફળશે
ઉચાટે શીદ રહીએ, આપણે દલાલ કહેવઇએ
પુખ્ત ઉમ્મરની કંન્યા કુંવારી નિંદ કહો કેમ આવે
ધીરે ધીરે વખત જાતાં ઉર અતિ અકળાવે
છેવટે નવ રહેવાય, ખાટી છાશ ઉકરડે ઢોળાય

---

માટે પ્રાણનાથ! આપણે તો એક દલાલ રૂપ છીએ; આપણું ધાર્યું કાંઇજ બનવાનું નથી. ભાવીએ ધાર્યું હશે તેવુંજ બનશે. આપણે તો ઘણુંએ સારૂ જોવા જઇએ, પણ તેના નસીબમાં ખરાબ લખાવી લાવી હોય, તો તમે સારૂ ક્યાંથી જોવાના હતા! તેણે પુર્વે જેવાં પુન્ય કર્યાં હશે તેવાં આ ભવ તેને ફળવાનાં; આપણે શું કરીશું! આપણે તો દલાલ કહેવઇએ, માટે સારૂ ખોટું મુકીને હવે તો તેનું વેવૈશાળ કરીવાળો, નહીતર કોહી છાશ ઉકરડે ઢોળવા જેવું થશે.

રાણીનું વચન સાંભળી મહેંદ્રસેને પોતાના પ્રધાનને તેડાવ્યો પ્રધાન એકદમ રાજા પાસે આવ્યો, આવી રાજાને જુહાર કર્યાં, પછી તેડપાનું કારણ પુછ્યું. રાજાએ કહ્યું પ્રધાનજી અંજના કુંવરી યોગ્ય ઉમ્મરની થઇ, તેને માટે સારો વર જોવો, જેથી કુંવરી કોઇ વાતે દુઃખી થાય નહી, ને આપણને ખરાબ કહેવાય નહી.

પ્રધાનજીએ કહ્યું. મહારાજ ! રાવણ ! રાજાએ કહ્યું છીટ તે આપણા કામનો નથી. પ્રધાનજીએ કહ્યું ત્યારે મોંગ કુમાર ! રાજા કહે ના તે પણ કામનો નહી; પ્રધાનજીએ કહ્યું ત્યારે રતનપુરીના રાજવી પ્રલ્હાદ વીદ્યાધરનું ધર કેવું ? રાજા કહે તેનું તમારે શું કામ છે ? પ્રધાનજી કહે તેને ત્યાં તેમના કુમાર પવનજી વેરાએ આપીએ તો ? રાજા કહે તેના કરતાં મોંગ કુમાર સારા; પ્રધાનજીએ કહ્યું રાજાજી તેમની જન્મોતરીમાં અઢાર વર્ષની ઉમ્મરમાં તપ આદરી છવીસમે વર્ષે મોક્ષે જસે. એ પોતે મોક્ષ જાય પછી કુંવરીની શું દશા થાય ! રાજા કહે પ્રધાનજી ! તમારૂ કહેવું સત્ય છે. તો પછી રત્નપુરી પત્ર લખો, અને પવનજી સાથે અંજના બ્હેનના વ્હીવાનું નાળીએર મોકલો. રાજા રાણીનો વીચાર થતાં પ્રધાનજીએ ગોરને બોલાવરાવ્યા અને તેમને અંજના બ્હેનના વ્હીવાનું નાળીએર આપવા રત્નપુરી મોકલવાની વરધી આપી અને તૈયાર થવા મોકલ્યાને પ્રધાનજી કાગળ લખવા બેઠા.

### કાગળ.

સ્વસ્તિ શ્રી શુભ શેહેર શેહેર રત્નપુર માંહી
પરમ પુજ્ય પ્રલ્હાદ રાજવી વસો છો જ્યાંહી
લખીતંગ તુમહિત ચિંતક મહેંદ્ર નગરથાં
સ્વીકારો અમ જવાર રાજવી તમો જીગરથી
પવન પ્રતાપી પુત્ર આપના અમે પીછાણ્યા
અમધર અંજના બાળ તેહના લાયક જાણ્યા
આપી શ્રી ફળ પત્ર મોકલ્યો વિપ્ર આનંદે
સ્વીકારશો ધરી સ્નેહ માનશો વિવ્હા રંગે
મ્હોટાની મ્હોટાઇ આપની અમે પીછાણી
ધાડો કીધો સબંધ વિવ્હાનો ઉલટ આણી

વ્હીવા સ્વીકારી આપ પત્ર પ્રીતે પાઠવશો
સગાં સ્નેહીઓ સર્વ મંડળને જવાર કહેશો.
લી. રાજા મહેંદ્રસેન.

---

પત્ર લખાઇ રહ્યો, ત્યાં તેના ઉપર રાજ મોહોર લગાવીને તૈયાર કર્યો. પત્ર લખાઇ રહ્યો તે અરસામાં ગોર પણ તૈયાર થઇને આવ્યા, તેમને શ્રીફળ અને પત્ર આપી રત્નપુરી રવાને કર્યા.



## પ્રકરણ ૨ જું.

### દોહરો.

વીવ્હા થાતાં પવનજી કંન્યા જોવા જાય
કંન્યા જોઈ રાજી થયા પણ કૌતક શું થાય.
સરખી સહી ટોળે મળી કરતી ગમ્મત વાત
સુણી પવનજી કોપીયા પેરણી છોડયો સાથ



ગોર રત્નપુરી આવી પહોચ્યા, અને રાજ દરબારમાં જઈ પ્રલ્હાદ સેનના હાથમાં મહેંદ્રસેનનો લખેલો પત્ર આપ્યો. પત્ર વાંચી પોતે ખુશી થાય અને પવનજીનું વેવૈશાળ અંજના સાથે કબુલ રાખી નાળીએર સ્વીકાર્યું. ગોરે રજા માગી, ત્યાં ગોરને બે દીવશ રોકી સારી આગતા સ્વાગતા કરી અને દક્ષણા પણ સારી આપી પત્રનો પ્રતિ ઉત્તર લખી આપીને વિદાય કર્યા.

ગોર વેવૈશાળ કરી મહેંદ્રપુરી આવી પહોચ્યા, અને પ્રલ્હાદ સેને આપેલો પત્ર મહેંદ્રસેનને આપ્યો, અને વ્હીવાની વધાઇ કહી. વીવ્હાની વધાઇ સાંભળી સર્વે ખુશી થયા, અને પ્રલ્હાદસેનનો પત્ર વાંચવા માંડયો. પત્ર વાંચીને નાળીએર સ્વી કર્યું, તેથી વ્હીવાની સાકર વેંહેચાવી, અને લગ્ન માટે તૈયારી કરવા માંડી.

પવનજીનું વેવૈશાળ થતાં તેમને અંજનાને જોવાની ઉત્કંઠા થઇ, તેથી તે છુપા વેશથી મહેંદ્રપુરીમાં આવ્યા, અને અંજનાને જોવા માટે પેરવી કરવા માંડી.

અંજના સતી રાજ બગીચામાં પોતાની સખીઓ સહ ફરવા સારૂ નીકળી અને બગીચામાં આવી. પવનજી અ-

ગાઉથી બાગમાં આવીને છુપાઈ ગયા હતા. તે કુંવરીને જોઇ તેના રૂપથી અંજાઇ ગયા અને પોતાને ધન્ય ભાગ્ય માનવા લાગ્યા ત્યાં કુંવરીએ બાગની શોભા વર્ણવવા માંડી.

### ગાયન.

(જોની વેલી ખીલેલી) એ રાહ

શું સુંદર ખીલ્યો છે બાગ આ તો
ચાલો સંગે હરી ફરી જૂવો મઝાતો—શું
જૂવો જાઇ જૂઇ ચંબેલી, વળી જૂવો વેલો ખીલેલી
જાણે પીયુ સંગે ભેટેલી દેખી હર્ષ થાતો થાતો—શું
વળી પાકાં ફળો છે કેવાં સુભાશિત વક્ષે બાઝેલાં
તેથી વક્ષ ઝુકી રહેલાં જીવ મહીલોભા તો જાતો—શુ

---

આ પ્રમાણે શોભાનું વર્ણન કર્યું, ત્યાં તેની મશ્કરી કરવા એક સખીએ કહ્યું, બ્હેન! આવેલો જોઇ ત્હારા મનમાં ઉઠેલા વિકારો હું સમજી છું તો!

**અંજના**—વિકારો શેના!

**સખી**—શેના શું! પ્રેમના

**અંજના**—પ્રેમ શેનો!

**સખી**—પતિને ભેટવાનો

**અંજના**—જા! જા!

**સખી**—બ્હેન શરમાય છે શું કરવા? લગાર સાંભળય?

### ગાયન.

**સખીઓ**— (જપતી પ્રિતમની જપ માળ)

મળતાં પવન પતિ ગુણવાન લાગી તાલાવેલી
છેલ પતીને જોઇ મોહી અલબેલી
મન વશ રાખતું ઘેલી સાહેલી— મળતાં

**અંજના—** **સાખી.**

મોંઘ કુમાર રૂડો અતિ પવનજી તે કોણુ માત્ર
બાળા પણે તપ આદરી થશે મોક્ષને પાત્ર

**સખીઓ**—હા હા તે જાણી વરજ્યો જાણ્યું પ્રેમ ઘેલી
મન વશ રાખતું ઘેલી સાહેલી— મળતાં

**સાખી.**

મોક્ષ પદે જાતાં પતિ સતિ આપે રંડાય
રંડાતાં સતિ દેહનું જીવિત વ્યર્થ થઇ જાય

**અંજના**—તપસ્વી પતિ ચાહું વરૂ હું પેહેલી
**સખીઓ**—જા જા મન મેલી તું જાણી સાહેલી—મળતાં

સખીઓ કહે હવે એ બધું તો ઠીક ! પણુ ચાલ્ય બ્હેન એક રાસ ગાઇએ; અંજના કહે કીયો રાસ ગાઇએ ? સખીઓ કહે કોઈ પ્રેમ વિશયનો રાસ ગાઇએ; અંજના કહે બ્હેનો આપણા બાળાઓનો તેધર્મ નહીચાલોચાલો ! એકાદો જૈન રાસ ગાઇએ. સખીઓ કહે જેવી તમારી ઇચ્છા,સખીઓની મરજી થતાં અંજનાએ જૈન રાસ ઉપાડયો;

**અંજના સાહેલીઓ—ગાયન.**

જીનજીનાદર્શનનોરાસ.

( વટ સાવીત્રી વ્રત આજ ) એ રાહ

ચાલો સખી મળી સૌ સાથ દર્શને જઇએરે
જઈ જીન મંદીરે આજ સુખીઆં થઇએરે
લ્યો બદામ અક્ષત હાથ પ્રભુજીને ધરીએરે
લઈ ખમાસમણુ સૌ સાથ વિધી કરીએરે
પ્રથમ નોકાર મંત્ર ગણીએ જઈ
જેથી રીઝે જીન રાયરે રીઝાવતાં પ્રભુ ભવ પારી થશો
પછી ઉચરીએ સ્તુતી જીનજી તણી

સ્તુતિથી કર્મ સૌ કપાયરે—રીઝાવતાં
ચૈત્ય વંદન::અને સ્તવન ઉચરીએ, નામ પ્રભુજીનું ચિત
મહી ધરીએ
જેથી શીવ સુખ વરીએ, સહ વિધી દર્શન કરતાં
કર્મ બંધન પ્રાણી ડગ ડગ થાએ, તે કર્મો પ્રભુ દર્શનેજાએ
શેવાથી શીવ સુખ પાએ સહ વિધી દર્શન કરતાં

---

રાસ પુર્ણ થયો ત્યાં સખીઓએ પાછી ગમ્મત કરવા માંડી; એક સખીએ કહ્યું, અંજના બ્હેન ! તમે તો ધર્મમાં પુરાં ગળી ગયાં છો. અંજના કહે કેમ ! સખી કહે કેમ શું ! હવે તો પરણશો, છતાં પ્રેમ તો નામજ સંભારતાં નથી. અંજના કહેશી વાત સંભારૂ?સખીપ્રેમની!

**અંજના**—કીયો પ્રેમ ?

**સખી**—પવનજી ઉપરનો; વિવ્હા થયા પછી જે પ્રેમ તમારા અંતરમાં ભરાયો છે તે !

**અંજના**—સખી તારી ભુલ છે, કુંવારી કન્યાનેપ્રેમકેવો!

**સખી**—પણ બા ! વિવ્હા થયા પછી તો વિવ્હાહીત કન્યા થઇને કુંવારી શેની ?

**અંજના**—વિવ્હાહીત કન્યા ભલે થાય, છતાં જ્યાં સુધી પરણેત કન્યા ન થાય, ત્યાં સુધી તેનામાં પ્રેમના અંકુરો ઉત્પન્ન::ન:થાય તે નજ થાય.

**સખી**—કારણ ?

**અંજના**—લગ્ન શીવાયની વીવ્હાહીત કન્યા કદાપીકાળે પ્રેમ કરેજ નહી, તેમ ખોટા નેમ ચિત્તે ધરે પણ નહી ?

**સખી**—કારણ !

**અંજના**—સખી પ્રથમ પીતાજીનો વિચાર મોગ કુમાર

સાથે વિવ્હા કરવાનો હતો, પણ તેમનુ ભવિષ્ય જાણતાં, પવજી સાથે વિવ્હા કર્યો;

**સખી**—હવે કોઇ વિવ્હા ફરે તેમ છે ! જ્યારે વીવ્હા ફરવાના નથી, તો પછી પ્રેમ કરવામાં વાં-ધો શો છે ?

**અંજના**—સખી તે ખરૂ, પણ જ્યાં સુધી પાણી ગ્રહણ થાય નહી, ત્યાં સુધી સતી પોતે મનથી કબુલ નજ કરે; કારણ સતીએ તો મનથી વર્યો તેજ પતી; જેવી રીતે મોંગ કુમાર પીતાજીની ધ્યાનમાં ન આવ્યા, અને તેમની સાથેનો વીવ્હાનો વીચાર પીતાજીએ માંડી વાળી પવનજી સાથે વિવ્હા કર્યા, અને કદાપી તે પણ પીતાજીની નજરમાં ન આવે ને વિચાર ફેરવી ત્રીજે ઠેકાણે આપે, તેનું નક્કી કેમ કહી શકાય !

**સખી**—બ્હેન ! કંકુમાં પાણી પડ્યું તે તે કદી ફરે !

**અંજના**—કેમ ન ફરે જ્યાં સુધી પાણી ગ્રહણ નથી થયું, ત્યાં સુધી કુંવારી કન્યાને સો વર અ-ને સો ઘર.

**સખી**—બ્હેન તારી ભુલ છે. વ્હીવા થયા પછીની કંન્યાનું વેવ્હેશાળ ભાગ્યેજ ફરે.

**અંજના**—તે તારૂ કહેવું બરાબર છે, પણ કદાપી સતિ તે વેવ્હેશાળ કરેલા પતીને મનથી કબુલ કરે, અને તે વેવ્હેશાળ કદી ફરે, તો સતિનું શું થાય!

**સખી**—તે પ્રિતિ પલટાય ! જેની સાથે વેવ્હેશાળ થાય, તેના ઉપર જાય !

**અંજના**—સખી ત્હારી ભુલ છે, સતિએ જે પતી મન-થી વર્યો તેજ પતી, પછી તે પતી ના કબુલ

કરે, તો સુખેથી કુંવારી જીંદગી ગાળે, પણ બી-
જાને સ્વપ્ને પણ મનમાં ન ધરે તે નજ ધરે.

**સખી**—પણ જ્યાં સુધી લગ્નની પવિત્ર ગાંઠ ન બંધાય ત્યાં સુધી મન ફેરવી શકાય !

**અંજના**—ના સખી તે કદાપી કાળે ન ફેરવાય ! ને જો મન ફેરવાય, તો સતીપણું કેવી રીતે રહે ! નેમ રાજુલના વ્હીવાની વાત યાદ કર; નેમજી તોરણથી પાછા વળ્યા, ત્યારે રાજુલ કયાં તેમની સાથે લગ્નની ગાંઠથી બંધાઇ હતી, ફક્ત મનથી જ વરી ચુકેલી હતી. તેજ મનની કબુલતને લીધે પતિની પાછળ ગીરનાર જઇને સંજમભાર ગ્રહણ કર્યો; માટે સખી મનના વીવ્હા તેજ વીવ્હા, તે શીવાયના વીવ્હાને વીવ્હા કોણ કહે છે ? અને પીતાજીના અનિશ્ચીત મનને લીધે મન સાથે નક્કી કેવી રીતે કરાય ?

**સખી**—ત્યારે પવનજી ઉપર તારૂં મન ચોંટયું નથી ?

**અંજના**—ના !

**સખી**—કારણ !

**અંજના**—તને કહ્યું તેજ; પ્રથમ પીતાજીની ઇચ્છાને લઇને મોંગ કુમાર ઉપર મન કર્યું હોત, તો પ-છી પવનજી ઉપર તે મન કેવી રીતે જોડી શકાત ! માટે લગ્નની ગાંઠે બંધાયા શીવાય મન સાથે કોઈ પતિનો નિશ્ચય ધારવોજ નહી; નહીતર પાછળથી પસ્તાવું પડે.

**સખી**—બ્હેન કદાપી મોંગ કુમારને મનથી પસંદ કર્યો હોત, ને કદાપી પાછળથી તેનું ભવિષ્ય જાણવા માં આવત તો તું તારૂ મન ફેરવત નહી કે !

અંજના—ના ! કદાપી કાળે નહી !

સખી—ત્યારે શું બાળ રંડાપો વેઠત ! તે પણ જાણી જોઇને ?

અંજના—હા સખી સુખેથી,

સખી—વારૂ ! કદાપી હવે ત્હારા પીતા મોંગ કુમારને પરણાવે તો !

અજના—ખુશીથી વરૂ. એવાં કયાંથીભાગ્ય હોય કે એવો તપસ્વી પતિ મળે.

સખી—પણ છવીસ વરસની વયે મોક્ષે જાય તેનું ?

અંજના—તેવા તપને લઇ સતી પણ મોક્ષની અધીકારી થાય; તેના આગળ વૈધવ્ય શું કહી સાબમાં ?

સખી—પછી વૈધવ્યના દીવશો શી રીતે જાય !

અંજના—સખી ધરમ ધ્યાનમાં વિકારમાં નહી !

સખી—ધન્ય છે તારી ટેકને આવી નિશ્ચય વાળી તને આજેજ જાણી.

અંજના—સતીનું મન અનિશ્ચય હોયજ નહીને અનિશ્ચય મન વાળીને સતિ કહેવાયજ નહી.

સખી—ચાલો બ્હેન વખત ઘણો થયો, ઘેર માતા પીતા વાટ. જોતા હશે ! વાતોમાં વખત ગયો, તે જ-ણાયો પણ નહી.

અંજના—ચાલો ( સર્વે જાય છે ) ( પવનજી આવે છે )

પવનજી—અહા ! હા ! આવા ખોટા નિશ્ચય ના મન વા-ળી સ્ત્રી સાથે પાણી ગ્રહણ કરવામાં શો સાર વિવ્હા થયા છતાં હજી તેના મનનો નિશ્ચય નથી તેમ મારા પ્રતિ તેને પ્રેમનો પણ અંશ નથી; મોંગ કુમારને હજી પણ ઇચ્છે છે ! વળી કહે છે કે એવાં ભાગ્ય કયાંથી કે મોંગ કુમાર જેવો

પતિ મળે ! એને તોર રખડાવવીજ. તેની સાથે લગ્ન કરીને તરછોડવી, પછી ભલે વૈધવ્ય સુખ અનુભવે, અને ધર્મ ધ્યાનમાં દિવશો નિર્ગમન કરે. પણ લગ્ન તો કરવુંજ, નહીતર તેના પીતા બીજે વરાવે, તો તેના મનની ઉમેદો તેના મનમાં રહી જાય; આ નિશ્ચયજ સારો છે. પછી જોઉં છું કે તેના મનના નિશ્ચય કેવી રીતે કામમાં આવે છે ! જે સ્ત્રીનું વ્હીવાહીત પતી ઉપર મન નથી, તે સ્ત્રી કાંઇજ કાંમની નહીં. હાલ તો લગ્નની તૈયારીમાં ભળી જઇ લગ્ન કરવું, પછીની વાત પછી. રૂપે રંગે તો સારી છે, પણ એવી પ્રિતિ તો કરવીજ નહી તે નહીજ.

(જાય છે)



# પ્રકરણ ૩ જું.

## દોહરો.

લગ્ન ગાંઠથી બાંધીને પવને તજી સતિનાર
પતિ એ તજતાં પ્રેમદા પામી દુઃખ અપાર



મહેંદ્રસેને લગ્ન દીવસ નક્કી કરી અંજનાને પવનજી સાથે પરણાવી દીધી; લગ્ન ઘણાજ ઉત્સાહ અને ઉમંગથી કર્યા, અને પવનજીને અને અંજનાની સાસુને પેહેરામણી ઘણીજ સારી આપી સંતોષ્યાં; કારણ એકની એક કંન્યા, વળી સો ભાઇની બ્હેન ! એટલે સારૂ કરે તેમા નવાઈ હોય જ નહી.

લગન કરી અંજનાને જાન સાથે રત્નપુરી વેળાવી; અંજનાને પણ તેના પીતાએ દાસ દાશીઓ વસ્ત્ર આભ્રણો વીગેરે સારી રીતે આપીને સંતોશી, અને જાનને રંગે ચંગે વિદાય કરી.

રત્નપુરીએ જાન આવતાં જ અંજનાની સાસુએ એક ઉત્તમ મહેલમાં અંજનાને રાખી, અને કહ્યું આમ હેલમાં રહો, અને ખાઓ પીઓને સુખેથી આનંદ ભોગવો; અંજના ઘણી ખુશી થઈ, અને પતિની વાટ જોતી બેઠી.

એક દીવશ ! બે દીવશ ! ચાર દીવશ ! એમ દીવશો વ્યતિત થવા લાગ્યા, પણ પવનજીતે મેહેલમાં આવ્યાં નહી પવનજીએ તરછોડી, તેથી તે ઘણી ચિંતાતુર થઇ; એક દીવશ તેના પીતાએ સારા વસ્ત્ર શણુગાર તથા સારૂ ખાવાનું અંજનાને મોકલાવ્યું, તે લાગ જોઈ અંજનાએ પો-

તાની સખી વસંત માળાને વસ્ત્ર શણુગાર અને ખાવાનું આપી પવનજી પાસે મોકલી.

વસંતમાળા પવનજી પાસે આવી, ને અંજનાએ આપેલી વસ્તુઓ પવનજીના આગળ ધરી; પવનજીએ કહ્યુ આ શું છે? વસંતમાળાએ કહ્યુ મારી સખીને તેના તાતે મોકલ્યું છે, તે મારી સખીએ તમારા માટે મોકલાવ્યું છે.

આ ચીજો જોઈ પવનજીનું મન આનંદ પામ્યું નહી; વસ્ત્રો હતાં તે વસંતમાળા સમક્ષ ફાડી તોડીને ફેંકી દીધાં, ખાવાનું કુતરાંને ખવરાવી દીધું, અને શણુગાર તોડી નાંખ્યા. આ જોઇ વસંતમાળા ભોંઠી પડી, અને પોતાની સખી પાસે આવી સઘળી વાત વિદીત કરી.

અંજના આથી ઘણું દુખ પામી, અને વિચાર કર્યો કે મેં તે એવાં પરભવ શું પાપ કર્યા હશે, કે મને સ્વામીએ તરછોડી; એવો વીચાર કરતાં તેની આંખોમાં આંસુ આવ્યાં. તેની સખીએ તેને ઘણા ઘણા દીલસા આપવા માંડયા, પણ તેનાં આંસુ સુકાયાં નહી ને સખીને કહ્યું;

## ગીતી.

બ્હેન દીલાસા તારા, સુણી ચિત્તને શાન્તિ નથી વળતી
પતિ વિરહથી મારા, અંતર માંહી આગ અતિ બળતી

---

વસંતમાળાએ કહ્યું બ્હેન? તેમનું અંતઃકરણ સમજાયું નહી તેમનું દિલ તારા પ્રતિ કેમ પલટાયું, તે કારણ કાંઇ મારા કળવામાં આવ્યું નહી. અંજના કહે બ્હેન! તે બધો કર્મનોજ દોશ! તેમને શું દોશ આપવો! જેવી પુર્વની કરણી, તેવી જ પાર ઉતરણી! હવે મારૂં શું થશે?

વસંતમાળાએ કહ્યું સખી! શું થશે શું? ભાવી ભાવ હશે તેમ બનશે. કરનાર કીરતાર છે, તેના આગળ

મનુષ્ય લાચાર છે. બાપને એકની એક લાડકવાઇ છું. સાસુ સસરાનું હેત પણ તારા ઉપર ઓછું નથી. કાલ દુખના દીવશો જશે, અને સુખના દીવશો આવશે; દુખનો અંધકાર દુર થઇ સુખનો સુરજ ઉગશે, માટે બ્હેની ધીરજ ધર અને કેવળી ભગવાનનું સ્મરણ કર; તેજ દીનદયાળ! નોધારાનો આધાર! તારૂ દુઃખ દુર કરશે.

અંજનાએ કહ્યું બ્હેના તારૂ કહેવું બરાબર છે. તે શીવાય બીજો આશરો નથી. મા બાપની લાડકવાઇ! તેમાં એ શું! સાસુ સસરાનું હેત! તેમાંએ શું! પતિની પ્રીતી શીવાય બધુંએ નકામું જ છે. સતિને તો પતિનું હેત અને પ્રિત એજ સુખ કર્તા છે. તે સીવાય સતીનો મનખો અને જીવતર સઘળું વ્યર્થજ છે.

વસંતમાળાએ કહ્યું બ્હેન! તે બધું ખરૂ. પણ તેમના મનમા તેવુંજ આવ્યું, તો આપણે કેમ કરવું? અંજનાએ કહ્યું કેમ કરવું શું! નોધારાના આધાર દયાળુ દેવ અરિહંતનું સ્મરણ કરવું, જેથા તે દેવ તે દુઃખ દુર કરે; એ શિવાય સતિને બીજો અવધાર હોયજ નહી. સતિને સાચો આશ્રય પતિનો, કે પરમેશ્વરનો; તે શીવાયનો બીજો આશ્રય સતિ કદાપી કાળે કબુલ કરે નહી તે નહીંજ.

એ પ્રમાણે નિશ્ચય ધરી એક અરિહંત દેવનું સ્મરણ કરતી દીવશો નિર્ગમન કરવા લાગી; પવનજી હરરોજ તે મેહેલને રસ્તે થઇ ઘોડા ખેલાવા જતા હતા, તેમને જતા આવતા જોઇ તેમના દર્શનમાંજ સુખ માનીને રહેતી હતી; છતાં પવનજી તો તેના ઉપર ઘણાજ કોપાયમાન રહેતા હતા.

તેમને તે રસ્તે જતાં અંજનાને જોવી પડતી હતી, તેથી તેમણે તે મહેલ આડા પડદા બંધાવ્યા, તેથી અં-

જનાને દર્શનનું સુખ પણ ગયું, અને દુઃખી થવા લાગી.

પવનજીના માતા પીતા પવનજીની આવી વર્તણુંકથી ઘણાં ખેદીત થયાં. અને પવનજીને ઘણું ઘણું સમજાવ્યા; છતાં પવનજી એકના બે થયા નહી.

અંજનાને શી ખબર કે સખીઓ સાથેની નિર્દોશ ગમ્મત સાંભળી પતિ ગુસ્સે થયા છે; તેને તો બીચારીને એમ હતું કે, પતિને પીઅર તરફથી કાંઇ ઓછું પડયું છે, તેથી તે રીસાયા છે. તેથી તેને ઘણાં ઘણાં આણાં આવ્યાં પણ તે આણાં પોતે કબુલ કર્યાં નહી; છેવટે તેનો મ્હોટો ભાઇ આણું કરવા આવ્યો.

મ્હોટા ભાઇનું આણું પણ અંજનાએ કબુલ કર્યું નહી, તેથા તે પણ પાછો ગયો, અને તેનું કારણ તે પણ સમજી સકયો નહી. આ પ્રમાણે ઘણાં આણાં પાછાં વાળ્યાં તેથી મહીઅરનાં સઘળાં મનુષ્યોનાં મન દુઃખી થયાં. એ પ્રમાણે બાર વરસ વહી ગયાં, પણ અંજના સતીએ મહીઅરનું એકે આણું કબુલ કર્યું નહી.

એ અરસામાં રાવણ અને વરૂણને લડાઇ થઈ, ત્યાં રાવણે લસ્કર સહ વરૂણ ઉપર ચઢાઇ કરવા પોતાના તાબાના રાજાઓને સૈન્ય સહ મદદે આવવા આમંત્રણ મોકલ્યાં.

પ્રલ્હાદસેન રાવણના તાબાનો રાજા હતો, અને રાવણને ખંડણી ભરતો હતો, તેથી રાવણ રાજાએ તેમના ઉપર પણ આમંત્રણ મોકલ્યું હતું. રાવણનું આમંત્રણ મળતાં પ્રલ્હાદજી પોતે મદદે જવા તૈયાર થયા, ત્યાં પવનજીએ કહ્યું હું પુત્ર બેઠે તમો જાઓ તે સારૂ નહી. તેથી હુંજ જઈશ; એમ કહી તૈયારી કરી અને રાવણ રાજાની મદદે જવા નીકળ્યા.

અંજનાને એ વાતની જાણ પડતાં તેણે વસંતમાળાને કહ્યું બ્હેન! સ્વામી રાવણ રાજાની મદદે જાય છે, માટે મારે તેમને શુકન આપવા જવું છે. વસંતમાળા કહે બ્હેના તારો તો તે છાંયડો કાપે છે, તો તારા શુકન તેઓ કબુલ કેવી રીતે કરશે!

અંજનાએ કહ્યું બ્હેન ભાવ આણે કે કુભાવ આણે, પણ મારે તાં તેમને શુકન આપી તેમનાં દર્શન કરવાની અભિલાશા પરિપુર્ણ કરવી છે. વસંતમાળાએ કહ્યું, ભલે! જેવી તમારી મરજી. વસંતમાળાને તૈયાર કરી સોનાના વાટકામાં દહીં ભરી પતીને શુકન આપવા રસ્તા વચ્ચે આવીને ઉભી રહી.

પવનજી તૈયાર થઇને નીકળ્યા. આગળ પ્રયાણ કરતાં છેટે અંજનાને જોઈ પવનજીએ મંત્રીને પુછ્યું, પેલું સામે કાચની પુતળી જેવું કોણ છે? મંત્રી કહે કાચની પુતળી નથી, પણ તમારી રાણી અંજના છે. અંજનાનું નામ સાંભળીને તે ક્રોધાયમાન થયો, અને કહ્યું, એ અવશુકનીયનના શુકન લઇને જવું નહી, તેથી તે મારગ ફંટાવીને આડે મારગ થઇને નીકળ્યો.

વસંતમાળાએ કહ્યું બ્હેન! તમારા સ્વામી તો રસ્તો ફંટાવીને ગયા. હવે કોની વાટ જૂવો છો? વસંતમાળાની આવી વાત સાંભળી અંજના મૂર્છીત થઇ. વસંતમાળાએ તેને સાવધ કરી, અને મેહેલમાં લઈ ગઈ. મ્હેલમાં લઇ જઇ પવનજીને વસંતમાળાએ ગમાર, મુરખ, વિગેરે શબ્દો કહ્યા.

અંજનાએ કહ્યું બ્હેન પતિને એવી ઉપમા આપીશ નહી. તેમની મુર્ખાઈ નથી, પણ મારા કરમનીજ મુર્ખાઇછે.

મેં અભાગીણીએ પતિને શુકન આપવા ધાર્યા, ત્યારે તેમને રસ્તો બદલવો પડયોને। તે બધો મારા કર્મનો જ દોશ.

વસંતમાળા કહે બ્હેન। જે રસ્તે તમે સામાં મળો તે રસ્તો તેમને પ્રિય નથી, તો તમે શું કરશો ? અંજનાએ કહ્યુ, બ્હેન। શું કરીશ કેમ। ઘેર બેઠી તેમનું ચિંતવન કરીશ, અને પ્રભુજીમાં ચિત્ત લગાડી ચારિત્રનું ચિંતવન કરીશ. વસંતમાળા કહે બ્હેન ચારિત્ર। અંજના કહે હા. ચારિત્ર ઉદે આવતાં અંજમ અંગિકાર કરીશ. વસંતમાળા આથી દુઃખી થઇ. અંજનાએ કહ્યું બ્હેન એવાં કયાંથી પુન્ય ઉદય થાય, કે ચારિત્ર ગ્રહણ કરૂ। દુઃખી શા માટે થાય છે. ભગવાને ધાર્યું હશે તેજ બનશે. એમ સમજાવી વસંતમાળાના મનનું સમાધાન કર્યું.



## પ્રકરણ ૪ થું.

### દોહરો.

મંત્રી કેરા બોધથી, સમજ્યો પવન કુમાર
કટકેથી પાછા વળી, કીધો સતિ સ્વીકાર



વનજી લશ્કર સહ રાવણ રાજાની મદદે નીકળ્યો; તેણે માન સરોવરે મુકામ કર્યો, ત્યાં એક કૌતક બન્યું; ચકવો ચકવી એ પક્ષીઓમાં રીસામણાં મનામણાં થતાં હતાં; ઘડીકમાં ચકવો રીસાય, અને ઘડીકમાં ચકવી રીસાય: આ જોઇ પવનજીએ મંત્રીને કહ્યું મંત્રી આ જોયું! નારી જાતનો વિશ્વાસ કરવો નહી; ચકવો કેટલું કરે છે, પણ છે તેના લેખામાં.

મંત્રી પવનજીનું કહેવું સમજ્યો, અને કહ્યું પવનજી! તમારૂ કહેવું તદ્દન જૂઠું છે. અંજના જેવી કોઇ સતી નથી. તમે તેના ઉપર કહ્યું તે હું બરાબર સમજ્યો. એ જીન ધર્મનું રટણ કરનારી સાચી સતી છે. એક શીયળ વ્રત અંગિકાર કરી તમારૂજ સ્મરણ કર્યા કરે છે. સતિઓ પતિને માટે પ્રાણ પાથરે છે, પણ જે પુરૂશ સમજે, તેની બલીહરી છે. ગમારને કાંઇજ નથી. બીચારી શુકન આપવા આવી, ત્યાં તમે રસ્તો તજી આડે રસ્તે થઇને નીકળ્યા; તે બધું મેં જાણ્યું. પણ તમો મ્હોટા લોક કહેવાઓ. પણ એવી સતીઓ તો વંદન કરવા યોગ્ય છે ને તેવી સતીને હું તન મનથી વંદન કરૂ છું. પવનજી તમો તો રાજા ધીરાજ છો, પણ તમારા રાજાઓનો પણ રાજા ને મહારાજાઓનો પણ મહારાજા ભગવાન હજરા હજુર છે. સત્તિને સંતાપી છે, ને સંતાપો છો, તેનો જવાબ તમારી

પાસેથી લેશે, તેની ખાત્રી રાખજો. ત્યાં તમે શું જવાબ આપશો તે સમજાતું નથી. અબળા ઉપર જુલમ! બકરાની ઇદ સઉ કરે, પણ કોઇએ વાઘની ઇદ કરીનહી; માટે સમજો! સમજો! પવનજી સમજો! અંતે સાર નહી કાઢો, અને સતીના નિસાસાથી રૌ રૌ નર્કમાં પણ ઠામ નહી. મળે તે ખાત્રી રાખજો.

પવનજી મંત્રીનાં આ વચન સાંભળી જ્ઞાન વંત બન્યો; તેણે કહ્યું, મંત્રીશ્વર તમારૂ કહેવું અક્ષરે અક્ષર સાચુ છે. તમારાથી મને પુર્ણ જ્ઞાન મળ્યું છે. ને તે સતીને મળ્યા શિવાય જો આગળ વધુ તો મને સ્ત્રી હત્યાનું પાપ છે.

પછી મંત્રીને કહ્યું મંત્રીશ્વર સાચી સલાહ આપો, કે કેવી રીતે તેને મળવા જવું! જો પાછો વળું તો પુરના લોક મશ્કરીઓ કરે, ને જો આગળ વધું છું, તો સ્ત્રી હત્યાનું પાપ નડે છે; માટે શો ઉપાય કરી સતીને મળવું?

મંત્રીશ્વરે કહ્યું પવનજી! તમો સાધુને વાંદવાનું બ્હાનું કાઢી જાઓ, અને અમને આગળ વધવા ઘો; હમો ધીરે ધીરે પ્રમાણ કરી શું, ત્યાં બે દીવશ સોરા તમો હમોને આવી મળશો. પવનજી આથી ખુશી થયા, અને સેનાપતિને બોલાવીને તેમને પ્રયાણ કરવા આજ્ઞા આપી, પોતે પાછો આવવા નીકળ્યા, તે રાત્રીના અરસામાં અંજના ના મ્હેલે આવી પહોચ્યા.

મ્હેલે આવીને તેણે કમાડ ઠોક્યું ત્યાં અંદરથી વસંત માળાએ પુછ્યું કોણ છે! પવનજી એ કહ્યું હું વસંત માળાએ કહ્યું હું તે કોણ! ચોર! ઠગારો! કે કોઇ છાકટો? પવનજી એ કહ્યું એતો હું પવનજીવસંત મા-

ળાએ કહ્યું જા જા પવનજી વાળા! પવનજી તો રાવણ રાજાની મદદે ગયા છે, રણે ચઢેલા તે પાછા વળતા હશે નક્કી કોક ચોર! જુગારી! કે છાકટો, તેમાં ફેર નહીં.

પવનજી આ શબ્દો સાંભળીને ભોંઠો પડયો પડયો, અને કહ્યું કે ચોરે નથી જુગારી એ નથી તેમ છાકટોએ નથી. એ તો હું પવનજીજ છું. વસંત માળાએ કહ્યું, તેની ખાત્રી શી? પવનજીએ કહ્યું પેલાં સ્ત્રો ફાડી નાંખ્યાં હતાં, તે સાંભરે છે! ખાવાનુ કુતરાંને ખવરાવી દીધું હતું તે યાદ છે. શણગાર ત્રોડી નાંખ્યા હતા તે જાણે છે!

અંજનાએ કહ્યું બ્હેન જા! ખાત્રી તો કર્યે વખતે ઇશ્વર કૃપાથી તેજ આવ્યા હોય, એમ લાગે છે; પુરાવા મળે છે, માટે ખાત્રી કર્યે, નક્કી એજ હશે.

વસંત માળા દીવો લઇ નીચે આવી ને કમાડ ઉઘાડયાં; પવનજીને જોઇ તે આશ્ચર્ય પામી અને કહ્યું, તમને એ અદબી શબ્દો કહ્યા, તે માફ કરજો; કહી પવનજીને મહેલમાં લઇ દ્વાર બંધ કર્યાં.

પવનજી ઉપર આવી અંજનાને ભેટી પડયા, અને કહ્યું પ્રિયા મેં તમોને બાર બાર વરસ સુધી કષ્ટ આપ્યું. તે અપરાધની માફી આપો. મને મુંઢ મતિનાને તમારા સતિ ત્વની જાણ ન પડી, ને નાહકનો વ્હેમમાં કુટાયો.

અંજના કહે પ્રાણનાથ! તેમાં તમારો શું દોશ! દોશ મારા કરમનો કરમમાં વિયોગ લખ્યો હશે, તે કોણ મીથ્યા કરે. ભાવી ભાવ બળવાન છે. તે વિયોગ બંધન ત્રુટયાં ત્યાં તમો આપેથી પધાર્યા; જ્યાં સુધી વીયોગ લખ્યો તો ત્યાં સુધી તમારી કઙ્ગા નજર રહી. તમો રણે ચઢયા ત્યારે તમારાં દર્શન કરવા અને શુકન આપવા દહીંનો કટોરો લઇ રસ્તા વચ્ચે ઉભી રહી, તો વિયોગ બળે તમે

તે રસ્તો ત્યાંજ કરી બીજે રસ્તે થઇને સીધાવ્યા; પણ વિયોગ બંધ ત્રુટતાં આપના મન ઉપર પ્રેમની લાગણી થઈ અને આપ જાતેથી આ દાશી ઉપર રેહેમ લાવીને અત્રે પધાર્યા માટે પ્રાણ પ્રભુ તમારો કાંઇજ દોશ નથી. દોષ મારા પ્રારબ્ધનોજ.

પવનજીએ. કહ્યું પ્રિયા ! વીવ્હા થયા બાદ હું તને જોવા માટે છુપો મહેંદ્રપુરીમાં આવ્યો, અને બાગમાં તારી સખીઓ સાથેની વાત ચીત સાંભળી મારા મનમાં ભુત ભરાયું હતું; પણ તે આજ દુર થયું, અને તને સાચી સતી જાણી. તારો ધર્મ ઉપરનો રાગ જોઇ મને તને દુઃખ આપવા બદલ ઘણોજ પ્રશ્ચાતાપ થાય છે.

અંજના કહે પ્રાણનાથ ! પ્રશ્ચાતાપ કરવાની કાંઇ જરૂર નથી. સાચા પ્રભુ કેવળી ભગવાનની કૃપાથી અને ધર્મના પ્રસાયથી આપે આણેલો અભાવ દુર કરી સ્વીકાર કર્યો, છે એ કાંઇ ઓછું નથી. હવે તે પ્રમાણે સ્વિકારી ! આ દાશી ઉપર હમેશાં પ્રેમ ભાવ રાખશો એટલે બસ છે. પતીની કૃપામાંજ સતિને સુખ સમાએલું છે.

સતીનાં આવાં વચન સાંભળી પવનજી ઘણો આનંદ પામ્યા અને ત્યાં ત્રણ રાત્રી રહ્યા. ત્રણ રાત્રી સુખ ચેનમાં ગુજારી ત્યાં સૈન્ય યાદ આવ્યું, એટલે તેમણે અંજના પાશે યુધ્ધે જવાની શીખ માગવા માંડી.

**પવનજી—** **ગાયન.**

( બેસો બેસો પ્રિયા )

દીયો દીયો રજા પ્રિય પાણુ દીયો
મારે જાવું છે સૈન્યની પાસ—દીયો૦

**અંજના**—મારો મારો મારો વિયોગનાં બાણુ—

**પવનજી**—જાણું પ્રિયા નથી હું નાદાન—

અંજના—જંગ જીતી આવું પ્રિય પ્રાણ.

પ્રભુ પુરે તમારી આશા—દીયો.—

---

પ્રાણનાથ ! તમને યુધ્ધે જાવાનું કહેતાં આ જીભ ત્રુટી પડતી નથી, પ્રાણનાથ ! ધર્મ બજાવતાં રાકવા તે મને શોભતું નથી. સ્વામીનાથ સુખેથી સીધારો.

ગાયન.

( આજે દીઠી ઉદાશી ) એ રાહ.

સ્વામી સુખે સીધારો એ પિયુ પ્યારા—સ્વામી.
શત્રુને આમી છાતીએ હણશો
પતિ સુજશ વધારો—એ પિયુ પ્યારા.
શત્રુથી પાછી પુંઠ ન ધરશો
રણે શત્રુ સંહારો—એ પિયુ પ્યારા.
રણ જંગ જીતી સુકીર્તિ વરશો
વરી વ્હેલા પધારો—એ પિયુ પ્યારા—સ્વામી

---

અંજનાની રજા મળતાં પવનજી ત્વરીતથી લસ્કર તરફ ગયા, અને લસ્કરને આવી મળ્યા. પવનજી જતાં અંજના સતિને વિયોગ દુઃખ રીબાવા લાગ્યું; પતિને શીખતો આપી, પણ પછીથી વીમાસણ કરવા માંડી અરેરે! બારબાર વરશે સ્વામીએ સ્વીકાર કર્યો તો કર્મ સંજોગે તેમને યુધ્ધે જવું પડ્યું; એ પ્રમાણે વિમાસણ કરી રોવા લાગી. એક આંખમાં શ્રાવણ અને બીજી આંખમાં ભાદરવો, એ પ્રમાણે આંસુનો વરસાદ વરસાવવા લાગી.

અંજનાને આ પ્રમાણે વિમાસણ કરતી જોઈ વસંતમાળાએ કહ્યું, બ્હેન વિમાસણ કર્યામાં સાર શું ! જે

પવનજી તને બીલકુલ ગણુતાજ નહોતા, તેમણે તારો સ્વીકાર કર્યો, એ કાંઇ જેવી તેવી વાત સમજીશ નહી! યુધ્ધે ગયા છે, તે કાલ પાછા આવશે. માટે બ્હેન ધીરજ ધરી મનને મારો, ને ચૌદે નિયમ શુધ્ધ કરી પ્રતિ ક્રમણ કરો; ધર્મ પસાયે સૌ સારાં વાનાં થશે, ને કાલ સવારે સુકીર્તી કમાઇ રણજંગ જીતી પવનજી ઘેર આવશે. એ પ્રમાણે ધીરજ આપીને પ્રતિ ક્રમણાનો સમય થવાથી પ્રતિ ક્રમણ કરવા બેઠાં.

પવનજી સૈન્ય સહ લંકાંગઢ જઈ પહોચ્યા; લંકાંમાં જઇ રાવણ રાજાને મળ્યા. રાવણ રાજા એ બધી મદદો આવતાં વરૂણ ઉપર અસંખ્ય દળ લઇને ચઢાઇ કરી.

અંજના સતિ પતિ વિયોગે રહી ધર્મ ધ્યાન કરે છે, ત્યાં એક, બે, અને ત્રણ માસ થયા, ત્યાં અંજનાને ગર્ભ રહ્યાની વાતની જાણ પડી; સૈન્યમાંથી પવનજી એ પાછા વળી સતીનો સ્વીકાર કર્યો તેજ દિવશે અજનાને ગરભ રહયો હતો તેની ત્રીજે માસે જાણ પડી.

એ પ્રમાણે ત્રણ માસ પતિ વેયેગે ગયા ત્યારે અંજનાને જાણ પડી કે પોતને ઓધાન છે. આ ખબર પડતાં છતાં અંજના ધર્મ ધ્યાન મુકતી નહી. દીવશમાં ચાર સામાયક વ્રત લેછે, પાંચ નવકાર શુદ્ધી ગણે છે, સાંજે બેશીને સજ્યા કરે છે, બારે ભાવનાઓનું મનમાં ચિંતવન કરે છે, દીવશમાં બે પ્રતિક્રમણ કરે છે, એ પ્રમાણે સંપુર્ણ ધર્મ ધ્યાન આદરીને એક ચિત્તથી પ્રભુની ભક્તિ આદરીને રહી છે.

એક દીવશ અંજનાની સાસુએ પોતાના પતિને કહ્યું, સ્વામી નાથ ! મારા સાંભળવામાં આવ્યું છે કે અંજના-

ને ઓધાન કહ્યું છે! પ્રલ્હાદસેન કહે આ તું શું બોલે છે! એવી ધર્મની ધોરી છે, અને એક ખાંડાની ધારે સતિ વ્રત આચરે છે, તેને ગર્ભની વાત હોયજ શેની?

કેતુમતી કહે પ્રાણ પ્રભુ! મને પણ તેજ આશ્ચર્ય લાગે છે, પણ ઇંદિર વરણાં હમેશાં દેખાવમા રળીઆમણાંજ હોય છે; માટે જઈને ખાત્રી કરૂ, પછી વાત. કહી તે અંજનાના મ્હેલ તરફ આવી,

સાસુને આવતી જોઇ, અંજના સતી સાસુને સામી લેવા માટે આવી, અને સાસુને પગે પડી, સાસુજીને શુભ આસન ઉપર બેસાડીને તેમને નમન કર્યું. સાસુને નમન કરીને તે સાસુના સનમુખ બેઠી, અને કહ્યું સાસુજી! આજે તો તમે આ દિન પુત્રી ઉપર રહેમ લાવી દર્શન આપી આભારી કરી. જન્મ આપનાર જનેતા તો દુર રહી, પણ મારાં ખરાં માતાજી તમોજ છો જન્મ આપનાર મા બાપનો જન્મ આપી. છોરાંને વેગળાં રહે છે; પણ જન્મારો જાળવનારાં ખરાં માતા પીતા તમોજ છો. માતાજી તુલ્ય બાઇજી આપ્રાગમનનું કારણ જણાવી આ પુત્રીને આ ભારી કરો, અને કાંઇ કામ શેવા બતાવી મને કૃતાર્થ કરો.

અંજના સતીનો ચેહેરો જોઈ કેતુમતી અંતરમાં બળી જવા લાગી, અને કહ્યું અંજના! તારૂ રૂપ અને રંગ ફરી ગયેલું કેમ દેખાય છે! ઉંચ કુળની કંન્યા છું વળી વિદ્યાધરના કુળમાં ઉત્પન થઈ છું, માટે સાચે સાચુ કહે: કે તને ઓધાન છે, કે કાંઈ પેટમાં રોગ છે.?

સાસુનાં આવાં વચન સાંભળી અંજનાએ કહ્યું, સાસુજી રા તમારા કુંવરે મારા ઉપર કૃપા દ્રષ્ટી કરી કટકમાંથી પાછા વળી અત્રે આવી મારો સ્વીકાર કર્યો, અને ત્રણ

દીવસ મારી સાથે રહ્યા, તેથી મને ઓધાન રહ્યું છે.

કેતુમતીએ કહ્યુ ! તને તો મારા કુંવરે પરણીનેજ પરહરી છે. તો પછી મારા પુત્રનો સ્વીકાર કેવો ! આજ દિન સુધી અળગી રાખી હવે સ્વીકાર કર્યો. તેં અમારૂ અને તારા માત પીતાનું નાક કપાવ્યું; અમારા ઘરમાં તારો ખપ નથી. માટે તું તારે પીએર ચાલી જા.

પાપીણી તારૂ પોગળ હવે જણાયું. તારૂ પાપ પ્રગટ થયું, જો એક ઘડી પણ અત્રે રોકાણી તો તારી વાત તેં જાણી તારા અવગુણ હવે ઉઘાડા પડ્યા, માટે કહું છું કે એકદમ ચાલી જા.

સાસુના આવાં વચન સાંભળી અંજનાનું કાળજુ કપાઇ ગયું. તેના ઉપર વજ્રનો ઘા પડયો હોય એમ લાગ્યું. તેણે સાસુને વીનવણી કરી, હે માતાજી ! એમ એકદમ કીડી ઉપર કટક ! કટકમાંથી તમારા પુત્ર આવે, ત્યાં સુધી રાખો; તમારા કુવર આવેથી જો હુ કલંકિની ઠરૂ, તો સુખેથી તમારી નજરમાં આવે તેમ કરજો. પણ માતાજી ! આ દિન પુત્રીનું કહેવું ધાનમાં લઇ. તમારા પુત્રના આવતાં સુધી અહીઆં રેહેવાની આજ્ઞા આપો.

કેતુમતિએ કહ્યું પાપીણી ! શું તને સંઘરીને અમારે દુનિયાંમાં હલકુ થવું છે, બસ હાલને હાલ ચાલી જા ! એમ કહી તેના ચરણમાં પડેલી અંજનાને લાત મારી; અંજનાએ કહ્યું સાસુજી ! માફ કરો.

**અંજના—** **ગાયન.**

( નથી નથી નથી સ્વપ્ને ) એ રાહ.

ઘટે ઘટે ઘટે નાંહીં, આળ ખોટુંજ દેવું.
ઘટે ઘટે ઘટે નાંહીં માત તમનેજ એવું

શુદ્ધ નિતિ રીતી પાળું, ટેક ધારી સતીનો
ધર્મ ધ્યાને સદા રહી, જાપ જપુ મુજ પતિનો

---

કેમતુમતિએ કહ્યું એતો તને ઓળખી સતિ સાધવીને ! સાંજ સુધી સતિપણું છાનું હતું તે હવે પ્રગટ થયું, પાપીણી ! મારા પુત્રના નામને ખાલી વગોવીશ નહી; પાપ તો હડકાયું છે. સમજી ! તેતો છાનુ રહેતું નથી.

અંજના કહે માતાજી ! હું પાપીણી નથી. કપટનો અંશ માગમાં નથી માટે માતાજી ! વ્હાલાં માતાજી ! મારા ઉપર દયાકરો, મને કલંકીત બનાવી દુર ન કરો. માતાજી ! વ્હાલાં માતાજી મારા ઉપર મયા કરો. મને કલંકીની ન ઠરાવો. માતાજી ! કલંકીની ન ઠરાવો.

કેતુમતીએ કહ્યું ચાલ્ય પાપીણી, :શું તને એક ઘડી પણ અહીઆં જોવામાં હું રાજી છું ! પાપીણી વસંતમાળા અને તેં બંને એ મળી પાપ કર્મ કરીને માબાપનું હલકું કહેવડાવ્યું; પાપીણીઓ હાલને હાલ વિદાય કરૂ છું (નોકરને) જાઓ હાવને હાલ કાળા રથ ને કાળા ઘોડા જોડી અત્રે હાજર કરો.

---

## પ્રકરણ ૫ મું.

### અંજનાને દેશવટો.




કર કાળા રથ ને કાળા ઘોડા જોડીને લઇ આવ્યો. કેતુમતીએ અંજનાને કાળાં વસ્ત્રો પહેરાવી રથમાં બેસાડી તેને વીદાય કરી.

રથ પવનવેગે ચાલવા માંડ્યો તે થોડા વખતમાં મહેંદ્ર પુરીની પાસે આવી પહોચ્યો. મહેંદ્રપુરી દુરથી દેખાતાં સારથીએ અંજના અને વસંતમાળાને ઉતારીને રથ પાછો વાળી ગયો.

અંજનાને અને વસંતમાળાને રથમાંથી ઉતાર્યાં, તે વખતે સંધ્યાકાળનો વખત થયો હતો. રાત અંધારી હતી. મહેંદ્રપુરી ત્યાંથી બરોબર બે ગાઉ દુર હતી. આવા અંધારામાં બે ગાઉ જઇ શકાય તેમ નહોતુ. તેથી રાત્રી કેવી રીતે જશે, તેનો વીચાર અંજનાને આવવા લાગ્યો. અને રૂદન કરવા લાગી.

ગીત

જય જીનેંદ્ર નાથ શું હવે થશે
ઘોર અંધારી જામ શી રીતે જશે
પવન નાથજી શીદ તજી ગયા
ગરીબ નારની આવી નહી દયા
કીયા ભવે કર્યાં પાપ આ નડયાં
કયાંથી આ ભવે આવીને નડયાં
શુદ્ધ શિયળ વ્રત ધારી હું રહી
સાચો જૈન ધર્મ તજ્યો કદી નહી

હે જીનેશ્વરા આ કાષ્ટ કાપજો.
ટાળીને આ દુઃખ સુખ આપજો.

અરેરે સખી હવે આ ભયંકર રાત્રી કેવી રીતે જ-શે ! કીયા ભવનાં પાપ જાગ્યાં, કે મારી આ દશા થઇ ! ભલા ભગવાન ! કદાપી કાળે ધર્મ ધ્યાન ચુકી નથી, સતીના ટેક મુકો નથી. છતાં આવુ દુઃખ કયાંથી જાગ્યું. આતો ધર્મીને ઘેર ધાડ તેવુંજ થયું; પ્રભુ તું ન્યાઇ છ-તાં અન્યાઇ કેમ બન્યો ! સત્યનેજ સંકટ ! ના ! પણ તને દોશ શેનો આપુ ! દોશ મારા પ્રારબ્ધનોજ. પરભવ બાવળ વાવી આ ભવ મીઠા આંબાની આશા રાખું, તે શેના મળે! પુર્વની કરણી ભોગવ્યા શીવાય આરો કયાં છે ! પુર્વ ભવની કમાઇજ આ ભવમાં ખાવાની છે. આ ભવની કમાઇ આ ભવ ખાવાની નથી. આ ભવની કમા-ઇ તેતો આવતા ભવનું ભાતું છે, સખી વસંત માળા હવે શું કરીશું ! આ ઘોર અંધારી રાત કેવી રીતે નિ-ર્ગમી શું ! મહેન્દ્રપુરી અહીથી બે ગાઉ દુર રહી, ત્યાં સુધી અંધારામાં કેવી રીતે જઇ શકીશું ? હવેતો હૈયુ હાથ રહેતું નથી. ( રડે છે ) ( વસંત માળા તેને બાથમાં ઘા-લી શાંન્ત આપે છે )

**વસંતમાળા— ગાયન.**

( ધીમા ધીમા ચાલોને ) એ રાહ

છાની છાની રહે મમ બ્હેનરે
જીન ધર્મ પસાયે સૌ સારૂ થશે, પ્રભુજી ધાર્યું થશે
જાશેરેનરે—છાની
ધર્મ ધ્યાન ચુકી નથી. સમર્યા શ્રી જીનરાય
તે નહી વિસરે તુજને જાણુ નક્કી દીલ માંય,

કરે કસોટી તારી નગ ભરાજરી
જપ નવકાર મંત્ર ચીત્ત શાન્તિ ધરી
બ્હીતી જાત રહે ભક્તિ વરી

જાશેરેનરે—છાની

---

• સખીનાં વચન સાંભળી અંજનાને શાન્તિ વળી, અને પોતે સામાયક વ્રત અંગીકાર કરી અરિહંતનું નામ ઉચ્ચારતી બેઠી; ધર્મ પસાયે તે રાત નિર્વિઘ્ને વિતી; ગઈ અને સવાર થયું. અંજના સતીએ સખીને કહ્યું બ્હેન વસંત તમાળા ! માગ ઉપર કુડુ કલંક આવ્યું તો હવે આ મોંહો હું મા બાપને શી રીતે બતાવું !

આ કલંકીનીનું સગુ કોણ થશે ! માતાનું માન ક્યાંથી મળશે ! ભાઇ ભોજાઇ પણ માન કેવી રીતે આ-પશે ! જ્યાં સુધી પ્રાણનાથ આવે, ત્યાં સુધીના દીવશો કે-વી રીત નિર્ગમન થશે !

વસંતમાળાએ કહ્યું બ્હેન અંજના ! તમારા મનથી તો તમે શુદ્ધ છોને ! ખોટા કંલકથી શું કલંક ચોટી જ જાતું છે ! માતાનું માન પણ મળશે, અને ભાઇ ભોજા-ઇનું હેત પણ મળશે. જ્યાં સુધી તમારા પ્રિતમ આવે ત્યાં સુધી સુખેથી પીઅરમાં રહીને આનંદ ભોગવજો. એ પ્રમાણે કહી તેણે અંજનાને દીલાસો આપ્યો, અને બંને જણ મહેંદ્રપુરી તરફ ગયાં.

નગ્રિમાં દાખલ થતાં સતિને સંતાપ ઉપન્યો, મન-માં સંતાપ થયો કે, આ મુખ હું માત પીતાને કેવી રીતે દેખાડીશ ! આ કાળાં વસ્ત્રોમાં જોઇ માતા પીતા શો તોલ બાંધશે ! એ પ્રમાણે વીચાર કરતી કરતી બાપની પોળે આવી.

પોળે આવી, ત્યાં પોળીએ અંજનાને ઉભી રાખી, તે મહેંદ્રસેન પાસે ગયો, અને અંજનાનું આવાગમન તુ જણાવ્યું. અંજના આવ્યાની વાત સાંભળી મહેંદ્રસેન રાજી થયો અને પુછ્યું વારૂ ! તેની સાથે રીસાલો કેટલો છે ? પોળીઆએ કહ્યું રાજેંદ્ર તેમની સાથે રીસાલો બીસાલો કાંઇજ નથી ફક્ત અંજના બ્હેન અને તેની સખી વસંતમાળા એ બંનેજ છે. વાહન કાંઇ નથી પગ પાળા આવ્યાં હોય તેમ જણાય છે. તેમાં વળી અંજનાએ કાળાં વસ્ત્રો પહેરેલાં છે. રાજાએ કહ્યું કાળાં વસ્ત્રો કેવાં પહેરેલાં છે ? પોળીઆએ કહ્યું દેશવટો આપે છે ને પહેરાવે છે તેવાં.

આ સાંભળી રાજા ભોંઠો પડયો, અને મન સાથે વીમાસણ કરવા લાગ્યો કે મારા નીર્મળ વંશને એ પાપીણીએ ડાઘ લગાડયો. એ પ્રમાણે વિમાસણ આવતાં, તે મુર્છીત થયો. પોળીઆએ રાજાજીના મુખ ઉપર ગુલાબજળ વિગેરે શીત ઉપચારોએ ફરી સચેત કર્યો. અને કહ્યું તેનું કેમ કરવુ છે ?

મહેંદ્રસેને કહ્યું એ પાપીણીને મહેલમાં પેસવા દેશો નહી. આ સાંભળી પોળીઓ અંજનાસતી પાસે આવ્યો, અને કહ્યું, તમને મહેલમાં પેસવો દેવાનો રાજાજીનો હુકમ નથી.

આ સાંભળી અંજના મુર્છીત થઇ, તેને વસંતમાળાએ સચેત કરી, અને કહ્યું આપણે માતાજી પાસે ચાલો એ પ્રમાણે કહી વસંતમાળા અંજનાને લઇ મોનવેગાના મ્હેલ તરફ ગયાં.

મોનવેગા રાણી હીંચોળા ઉપર બેઠી છે, દાશીઓ હીંચકા નાંખે છે ત્યાં અંજના અને વસંતમાળા જઇ પ-

હાચ્યાં, અંજનાને કાળા પોશાકમાં જોઇ મોનવેગાએ કહ્યુ આ પોશાકમાં કયાંથી! વસંતમાળાએ કહ્યું તેમનાં સાસુજીએ તેમને કાઢી મૂક્યાં. મોનવેગાએ કહ્યું હું વાંઝણી કેમ ન રહી કે મેં આ પુત્રીને જન્મ આપ્યો! આ પાપીણીએ મારી કુખ લજાવીને મારા કુળને કલંકીત કર્યુ. એ પ્રમાણે કહી શોચ કરવા લાગી.

માતાનો શોચ જોઇ અંજના માતા પાસે જવા લાગી ત્યાં માતાએ કહ્યું ખબરદાર છેટી રહેજે. મારી પાસે આવી મારી પવિત્ર કાયાને અપવિત્ર કરતી નહી. કલંકીની તેં સાસું સસરાને ને માત પીતાને બંનેને લજાવ્યાં છે.

આ પ્રમાણે માતાનું બોલવું થયું ત્યા દાસ દાશીઓ વિગેરે સર્વે અંજનાને ફીટકાર આપવા લાગ્યાં. વસતમાળાએ સર્વેને ઘણું કહ્યું, પણ કોઇએ તેનું કહેવું માન્યું નહી ત્યાં વસંતમાળા અંજનાને લઇ મ્હેટા બંધવને મ્હેલે ગઇ. ત્યા પણ તેનો તેવોજ સત્કાર થયો. એમ સઘળા બંધવોને ઘેર ફરી વળી, પણ તેમનો કયાંઇ ઘડો થયો નહી. ત્રણ ત્રણ દીવશની ભુખી તરશી અંજના ઘેર ઘેર ફરી પણ તેનો ફીટકાર શીવાય બીજો આદર થયો નહી.

છેવટે દુખની મારી પાણીની તૃષાવંત પાણી પાણી ઝંખતી બેભાન બની ધરણી ઉપર ઢળી પડી; ત્યાં એક બ્રાહ્મણને દયા આવવાથી પાણી લઇને આવ્યો, ને અંજના સતીને કહ્યું બ્હેન લ્યો આ પાણી પીઓ.

અજંનાને ભાન આવ્યુ અને કહ્યું. વીરા આ નગરમાં પાણી વાવરવુ હરામ છે. પાણી નગરની બહાર જઇને વાવરીશ કહી વસંતમાળા સહ નગરીની બહાર આવીને પાણી વાવરીને તે બંને સખીઓ વનમાં ગઇ.

વનમાં જતાં અંજનાએ પોતાનું મન વજ્ર જેવું

કર્યું અને પીઅરની આશા તજી દીધી અને એક પર્વત પાસે ગઇ. પર્વતની ગુફાઓ ફરતાં ફરતાં એક ગુફામાં એ મુનીવરનાં તેને દર્શન થયાં. અને મુનીવરને જોઇ તેમનું વંદન કર્યું.

આવા પંચ મહાવ્રત પાળતા અને અવધિ જ્ઞાનને પામેલા મુની મહારાજને જોઇ અંજનાનુ દુઃખ દુર થયું અને તેમનું શરણું ચહી તેમને સપ્રેમે સવિધી વાંદ્યા. અને શાતા પુછી.

મુની મહારાજે કહ્યું હે મહેંદ્રની પુત્રી અંજના! સાસરીએ અને પીએરોએથી છેહ પામીને અત્રે આવી છો. અંજનાએ કહ્યું હે અગમનિગમને જાણવા વાળા મુનીરાજ! તમારૂ શું અજાણ્યું છે! મહારાજ! એવાં તે મારાં પુર્વના શું પાતિક છે, કે મને પતિએ પરહરી; વળી માતા પીતાએ તજી ને વળી આ વનવાસ વેઠવો મારા કર્મે આવ્યો!

મુનીરાજ કહે અંજના! સાંભળ્ય? પુર્વે તેં સંજમ-સાધીને તપ કર્યું, પણ આલોવણુ કર્યું નહી. અને તે રઘડીનુ આલોવણુ તને લાગ્યું તેનાં તેર વરસ થયાં; ત્યાંથી તમે સુર થયાં, અને ત્યાંથી રાજકુમારી થયાં; પવનજી વરૂણથી યુદ્ધ કરી ઘેર આવી તમને મળશે માટે ચીંતા કરશો નહી. એટલું કહી મુની મહારજે ત્યાંથી વિહાર કર્યો

મુની મહારાજે વિહાર કર્યો, ત્યાં ગુફામાં સીહને આળોટતો વસંત માળાએ જોયો; વસંતમાળા સીંહને જોઇને બીધી, અને અંજનાને કહ્યું બ્હેન જૂવો, પેલો સીંહ જો કદાપી જોશે તો આપણને મારી નાંખશે, અંજનાએ કહ્યું સીંહ શું કરવાનો છે! કાયાને હણશે, કાંઇ ધર્મને હણવાનો છે? કહી મુની મહારાજનુ ધ્યાન ધરીને ઉભી રહી.

વસતમાળા એક વૃક્ષ ઉપર ચઢી, અને અંજનાને બચાવા માટે બુમો પાડવા માંડી; કોઈ દોડો! દોડો! શીયળવતિનું રક્ષણ કરો! વનના વનપાળો દોડો! જૈન ધર્મની રખવાળ કુંવરીને સીંહ મારી નાંખશે!

તે વનનો રખવાળ એક જક્ષ હતો. જક્ષે વસંતમાળાની બુમ સાંભળી જક્ષણીને કહ્યું. એક શીયળવતી બાળા આપણે શરણે આવી છે કહી તેની વ્હારે ગયો અને શાર્દુલરૂપ લઇ સીંહને ત્યાંથી હાંકી કાઢયો. એ પ્રમાણે શીયળના પ્રભાવે જક્ષે તે કુંવરીના વ્હાર કરી, અને યક્ષને યક્ષણી અંજના પાસે આવીને તેને પગે લાગ્યાં; અને કહ્યું હે શીયળવતી સાધ્વી! તમોને તમારા શીયળના અને ધર્મના પ્રભાવથી સર્વે વાતે સુખ મળશે. જ્યાં સુધી તમારા પતી આવે, ત્યાં સુધી તમો હમારી પાસે સુખેથી રહો! કહી અંજનાને ધીરજ આપી.

અંજના સતી જક્ષનાં આવાં વચન સાંભળીને શાન્તિ પામી; અને તેમના આશ્રયે રહેવા લાગી વનમાં વન ફળો ખાઇને દીવશો નિર્ગમન કરતી હતી, અને જૈન ધર્મને તે બીલકુલ બાધ આવવા દેતી નહોતી, સામાયક, પ્રતિક્રમણ, વીગેરે કદાપી કાળે તજતી નહોતી.

એમ કરતાં ચૈત્ર માસમાં શુદ અષ્ટમીને દીવશે પુષ્પ નક્ષત્ર સોમવારે રાત્રે પાછલા પહોરે અંજનાએ હનુમંતને જન્મ આપ્યો. હનુમંતનો જન્મ થયો, તેથી દેવતાઓએ પુષ્પની વૃષ્ટી કરી અને સ્વર્ગમાં દુંદભીનાદનું થયા, દેવતાઓ સર્વે રાક્ષસને રોળવાવાળો પ્રગટયો તે જાણી ઘણા ખુશી થયા.

અંજના સતીએ હનુમાનજીને સ્નાન કરાવ્યું, અને પોતે પણ સ્નાન કર્યું. વસંતમાળા કુંવરને જોઇ રાજી

થઇ. અંજનાએ કહ્યું એનો તાત અત્રે હોત, તો રૂડો જન્મ મ્હોત્સ્વ કરતાં પણ તે નથી તો કોણ જન્મ મોહોત્સવ કરે, તેવો ઓશ્તો કરવા લાગી. વસંતમાળાએ તેને ધીરજ આપી, અને સુખ ચેનમાં દીવશો ગુજારવા લાગ્યાં

એક પુર્ણીમાની રાત્રીએ અંજના હનુમાનને ખોળામાં લઇને બેઠો છે, ને હનુમંતચંદ્ર અને તારા નીરખે છે, ત્યાં અંજનાનો મામો સુરસેન વૈમાનમાં બેશી સાધુની વંદણા કરવા ગયો હતો, તેણે વૈમાનમાંથી અંજનાને જોઈ. તેથી વૈમાન થંભાવીને નીચે ઉતાર્યું, અંજનાને જોઇ સુરસેનની આંખોમાંથી હેતનાં આંસુ પડયાં, અને અંજના મામાને ભેટી પડી,

સુરસેને કહ્યું બ્હેન ! ધીકક્કાર છે તારા પીતાને, કે જેણે તને તરછોડી; બીજા ધીક્કાર છે તારી માતા મોનવેગાને કે જેણે પુત્રીને વન જવા દીધી. અંજના એ કહ્યું મામા ! મારા પુર્વના પાપે તેમને કરૂણા ન આવી તેમાં તેમનો છેહ શેનો ? દોશ મારા નશીબનો !

પછી સુરસેને વસંતમાળા અને અંજનાને હનુમાન સહ વૈમાનમાં બેસાડયાં, અને વૈમાન ચલાવ્યું; તે પોતાના ગામ હણુ પાટણમાં આવી પહોંચ્યા.

ઘેર આવી હનુમાનજીનો જન્મ ઓત્સવ કર્યો. તરીયાં તોરણુ બધાવ્યાં. જાચકોને દાન આપ્પાં અને હનમાનજીને સોવર્ણની પાટ ઉપર બેસાડયા.



# પ્રકરણ ૬ ઠું.

## પવનજીનું ઘેર આવવું ને અંજનાનું આણું



પવનજી રાવણની મદદે ગયેલા, તે રાવણની સાથે વરૂણ ઉપર ચઢાઇમાં ગયા ત્યાં ખર દુંખર સાથે કજીઓ થયો, તે કજીઓ બાર મહીના સુધી ચાલ્યો. છેવટે ખર દુખરને પવનજીએ જીતી લીધા, અને રાવણની આણ મનાવી; રાવણ રાજા આથી ખુશી થયો અને પવનજીને સારો શીરપાવ આપ્યો. અને પવનજીને ધન્યવાદ આપી વીદાય કર્યા

પવનજી ઘેર આવી માતા પીતાને ભેટયા, અને પછી અંજનાને મ્હેલે ગયા. મ્હેલમાં જતાં મ્હેલ સુના જોયા, એક અનુચર મારફત આગળની વાત જે અંજના ઉપર વાતી હતી તે સાંભળીને પવનજી ઘણા દુઃખી થયા, અને મુર્છાગત થયા.

પવનજી મુર્છાગત થયા, ત્યાં એક અનુચરે કેતુમતી માતાને જઇને ખબર આપી, ત્યાં કેતુમતી રાણી આવી પહોચી, અને પવનજીને આસ્વાસન આપી સચેત કર્યા, અને કહ્યું કે કાલ તેના પીઅરથી અંજનાને તેડાવી શું. પવનજી રૂદન કરવા લાગ્યા, ત્યાં કેતુ મતી પણ અંજના ઉપર જે જે કષ્ટો નાંખ્યાં તે બદલ વિમારણ કરવા લાગી અને પવનજીને આસ્વાસન આપવા લાગી.

પવનજીએ એક માણુસ મહેંદ્રપુરી દોડાવ્યો, અને સમાચાર કહાવ્યા કે પવનજી અંજના નું આણું કરવા આવશે. પછી મંત્રી અને પવનજી બંને જણા મહેંદ્રપુરી આવી

પહોચ્યા અને ગામને ગાંદરે પડાવ નાંખ્યે

મહેંદ્રસેનને ખબર કહેવા મોકલેલો માણસ દરબાર ગઢમાં આવ્યો, અને ગવનજી અંજનાને આણું આવવાના સમાચાર કહ્યા. મહેંદ્રસેન આ ખબર સાંભળી ભોંઠો પ-ડયો, અને મન સાથે વીમાસણ કરવા લાગ્યો.

મહેંદ્રસેન કહે અરેરે મારા જેવો ક્રૂર કસાઇ કોણ! મે કોઈ વાત જાણ્યા પીછાણ્યા વીના શરણે આવેલી પુત્રી ને હાડ હાડ કરીને કાઢી ને તેનો ધડો ન કર્યો. હાય તે ક્યાં ગઇ હશે! તેનું શું થયું હશે! પવનજીને હું શો જ-વાબ આપીશ! મેં ગોઝારાએ અન્યાઇ બની કેળના ગરભ જેવી પુત્રીનું અપમાન કરી તેની જીંદગી જોખમમાં નાંખી; મને રૌ રૌ નર્કમાં પણ ઠામ ક્યાંથી મળશે મે હત્યારા-એ એક કસાઇનું કામ કર્યું. શરણે આવેલી ગાયને શરણું નહી આપ્યું. કાળ પારધીને સોંપી; અરેરે! તે ક્યાં હશે તે પ્રમાણે વિમાસણ કરતો રાજા પવનજીના સામે પવનજીને લેવા સારૂ ગયા.

મોને વેગ રાણીને પણ આ સમાચાર મળતાં તે તો છાતીઓને માંથાં કુટવા લાગી, અને કુંવરી માટે જબરી હાય મચાવી મુકી.

મહેંન્દ્રસેન પવનજી સામા આવ્યા, અને તેમને લઇ દરબારમાં આવ્યા. દરબારમાં આવી તેમને સ્નાન કરાવી જમવા બેસાડયા. પવનજી અંજનાની વાટ જોતા હતા, પણ એજના તેમના જોવામાં આવી નહી. પવનજીના મનને એમ હતું કે તે હવણાં પુત્ર જનમ્યાની વધાઈ મળ-શે! હવણાં વસંત માળા આવીને મારી મજાક કરશે! પણ એમાંથી એકે જણી દેખાણી નહી. પવનજીને એમ મારી માતાએ તેને તરછોડી તેથી વખતે શંકા આવી તે

પીઅરમાં આવીને આપ ઘાતનો નહી કર્યો હોય !

તે વાતની ખાત્રી કરવા અંજનાના જેષ્ટ બંધુનો પુત્ર હતો તેને પવનજી એ ખોળામાં બેસાડયો, અને તેની ફોઈના સમાચાર પુછ્યા. તે છોકરો રૂદન કરી કેહેવા લાગ્યો કે મારી ફોઇને એમનાં મા બાપે કે ભાઇઓ એ કોઈએ અધ ઘડી ઘરમાં ઉભાં રહેવા દીધાં નહી, અને તેમને કુડાં વચનો કહી વીદાય કર્યાં.

આવાં વચન સાંભળી ભોજનનો પીરસેલો થાળ માંથે ફેરવીને પછાડયો. મહેદ્રસેને આવીને પવનજીને બહુ બહુ પ્રકારે વીનવવા માંડયા, ત્યાં મંત્રીએ કહ્યું, હે રાજા ! તું તો કર્મ ચંડાળ છું.

મંત્રીએ પવનજીને કહ્યું ઉઠો ? શું બેશી રહ્યા છો ? ચાલો મુઈ કે જીવનીની સંભાળ લઇએ, ત્યાં માનવેગા આડી પડી, તેને પવનજીએ કહ્યું પુત્રીની હત્યા કરનારાનું મોહું જોતાં પણ પાપ લાગે છે, માટે જાઓ એકદમ દુર થાઓ કહી પવનજીએ પ્રશ્ચાતાપ કરવા માંડયો.

અરે રે શીયળવતી સતી તું કયાં હઇશ ! અરેરે પ્રિયા તારૂ દર્શન મને નહીજ થાય ! હું યુધ્ધેથી કુશળ આવ્યો છું, માટે હવે તો દર્શન આપ; ત્યાં પવનજીનાં માતા પીતા આવી પહોંચ્યાં તે પવનજીને પશ્ચાતાપ કરતો જોઈ તેને આસ્વાસન આપવા લાગ્યાં.

રાજા મહેંદ્રસેને ચારે દીશા તરફ માણસો રથ વીમાન વિગેરે કુંવરીની શોધ માટે દોડાવ્યાં, પવનજીએ પણ લીધું કે એ સતીને જોઉ તોજ અન્ન જળ લઉ, તે શીવાવાય અનજળ લેવું હરામ છે. એ પ્રમાણે પણ કરી પવનજી પોતે તપાસમાં નીકળી પડયા.

પવનજીની પાછળ તેમનાં માતા પીતા,, સાસુ સસરો

સર્વે અંજનાની ખોળ કરવા સાથે ગયાં. એમ ઘણા દીવસે અંજનાના મોસાળ સર્વે જણાં આવી પહોંચ્યાં.

વસંત માળાએ દુરથી પવનજી સહ સર્વેને જોઇ અંજનાને કહ્યું, ! બ્હેન વધાઇ આપો ! તમારા પ્રાણનાથ પધાર્યા, અંજના આથી ખુશી થઇ, અને પવનજીને પગે નમી; પવનજીએ એકાંતમાં જઇ અંજનાને હૈડે દાબી, અને સુખ દુઃખ પુછ્યું; અંજનાએ પવનજીને પોતાનું દુઃખ વર્ણવી બતાવ્યુ

**અંજના.**

## ગાયન

( શું કહું મારી વાત વીસ્તારી ) એ રાહ

દુઃખ સહ્યું ભારી કહુ વિસ્તારી પડયુ છે કારી જેવારી
પ્રભુ ઉગારી અબળા નારી ભેટાવ્યાં છે પીયુ પ્યારી
તુમ વિયોગ થાતાં થઇ દુઃખી હું ધર્મ ધ્યાને ગઈ ભળી
છ માસ એમજ વહી ગયા ત્યાં નવી અદ્ભુત આવી વળી
ઓધાન જાણ્યું મુજને તુમ માત મ્હોલે આવીઆં
કટુ વચન કીધાં મુજને ફીટકાર દેતાં શરીઆં
ક્રોધ કરીને કાઢી મુકી રથ કાળાને શણગારી—પ્રભુ
મુકીને રસ્તા વચ્ચે રથ લઇ સારથી પાછો ગયો
એમ સખીઓ રાત્રે એકલી ઉચાટ અતિશે ત્યાં થયો
વિતાવી જેમ તેમ રાત પરભાતે ગઇ મહીઅર મહી
ફીટકાર પામી સર્વેથી નવ સંઘરી કોઇએ તહી,
માન ગુમાવી વનમાં આવી ત્યાં વેઠયાં મે દુઃખ કારી—પ્રભુ
બેઠા ગુફામાં મહા મુની અણુ ચીતવ્યા વાંદ્યા જઈ
મુજ ભવિષ્ય ભાખ્યું તેમણે તેથી મુને શાન્તિ થઇ
કહ્યું ભેટશે તુને પવનજી સુણી હર્ષ ત્યાં અતિશે થયો

પછી પ્રસવ્યો મુજને પુત્ર તેથી શોક સઉ મારો ગયો
મામા સાથે અહીઆં આવી થઈ સુખણી હું દુઃખીનારી—પ્રભુ



અંજનાનું દુઃખ સાંભળી પવનજી ઘણા દુઃખી થયા; પવનજીએ કહ્યું ધન્ય છે સતિ તને અને તારા શીયળને ! અહાહા ! આટલાં આટલાં કષ્ટો વેઠયાં, છતાં લગાર ડગી નહી; તને જેટલો ધન્યવાદ આપુ તેટલો ઓછો છે. વનમાં વન ફળ ખાઇ દીવશો નિર્ગમન કર્યા, છતાં દુઃખ વેઠવામાં પાછી પડી નહી આવા દુઃખથી ભલા ભલા માણસો કંટાળી છેવટે મ્હોત ઉપર આવી જાય, પણ તેં ધીરજ ધરીને તે દુઃખ સહન કર્યું, તેથી મને ઘણોજ સંતોશ થયો છે. અંજના ! અંજના ! બસતું તે તુંજ છું ! તારા જેવી સતિ સ્ત્રી મેં સ્વપ્ને પણ જોઇ નથી.

અંજનાએ કહ્યુ પ્રાણપતિ ! આ દુઃખ તે શું વિસાતમાં છે. આત્મઘાત કરવા સમાન બીજુ પાપ કીયું છે. આભવતો આવું દુઃખ વેઠવાનું મળ્યું ! તો આત્મઘાત કરૂં તો પરભવ મારી શું વ્હલે થાય ! નાથ કર્મે લખ્યાં ભોગવ્યા શીવાય શીદ્ધિ નથી. આ ભવ ન ભોગવીએ તો પરભવ તેથી પણ અધિક ભોગવવાં પડે ને આત્મઘાત કરવાથી સાતે. અવતાર તેવા જાય

પવનજીએ કહ્યું પ્રિયા ! તે બધા દુઃખનું કારણ હુ પોતેજ છું, માટે મને માફી આપ. અંજનાએ કહ્યુ નાથ ! એ શું બોલ્યા ! એવું તે તમને ઘટે ! નાથ ! હવે સઘળી વાત વિસારે નાંખો, અને મને મારાં સાસુ સસરાને ભેટવા આગ્ના આપો. પવનજીએ કહ્યું સુખેથી ભેટો.

અંજના પતિની આગ્ના લઇ. પ્રથમ સસરાજીના પગે પડી. સસરાએ કહ્યું હે મહા સતિ ! તારા ગુણની ગણના

હું શું કરૂં! મે અભાગીઆએ તુ સતિને સંતાપિ અને ખોટુ આળ ચઢાવ્યું, હવે મારૂ શું થશે! તે દોષ મુક્ત હું કેવી રીતે થઇશ! અંજના કહે પીતાજી! તેમાં તમારો દોશ નથી. ભાવી ભાવ બને જાય છે. સસરાએ અંજનાની આવી વાણી સાંભળી અંજનાને કહ્યું શાણી સતિ તેં અમારી અને તારાં માતા પીતાની આબરૂ ઉજવળ કરી છે. અને સતિપણાને દીપાવ્યું છે.

અંજનાએ કહ્યું તે બધો તમારા વડીલના પુન્યનોજ પ્રતાપ! એ પ્રમાણે સસરાજીના મનનુ શાંન્તવન કરી અંજના સાસુ પાસે ગઇ. અને તેમને પગે પડી. કેતુમતિએ કહ્યું દીકરી! હું પાપીણી તારે નમવાને લાયકની નથી! મેં અભાગણીએ તને વગોવવામાં અને દુઃખ દેવામાં બાકી રાખી નથી. ધન્ય છે તારી ધીરજને આટલાં આટલાં કષ્ટો સહન કરવાં પડયાં તેનું કારણ માત્ર હુંજ છું. તેં તો મને અભાગણીને ચેતાવી, કે તમારા પુત્રને આવતાં સુધી મને અહીં રાખો, પણ મને પાપીણીને શીકમતડી સુઝી કે કાળા રથમાં બેસાડી રોતી કકળતી કલંકીન બનાવીને વિદાય કરી. દીકરી તેના મ ફ્રી આપ! પસ્તાવુંછું! એ પાતિક હું કયે ભવે છુટીશ!

અંજનાએ કહ્યું સાસુજી! તમો શું કરો! તમારો શું દોશ! મારા નશીબમાં માંડેલું તે કોણ મીથ્યા કરે! માટે વ્હાલાં માતાજી! એવો ખેદ કરવો રેહેવાધો, કેતુમતી અંજનાના આવા વિનયના શબ્દો સાંભળી ખુશી થઇ, અને અંજનાને ધન્યવાદ આપ્યો.

પછી અંજના તેનાં માતા પીતા તથા ભાઇઓ ભોજાઇઓ પાસે ગઇ. અંજનાને આવતી જોઇ સર્વે એ લજ્જાના માર્યા મ્હોં સંતાડયાં, ત્યાં અંજનાએ કહ્યું હે

માતા પીતા ! હે બંધુઓ ! હે ભોજાઇઓ ! મારી સામે તમે લાજ શા માટે કાઢો છો ? તમારો કીંચીત પણ દોશ નથી ! મારાં કરમે મારે વનંવાસ વેઠવો પડયો, તેમાં તમે શું કરો ! તેનાં મહીઅરીઆં સર્વે પ્રશ્ચાતાપ કરવા લાગ્યાં, તેમને અંજનાએ સુ શબ્દો કહી તેમના ચીતનું શાન્તવંન કર્યું અને સર્વને ભેટી; મહીઅરીઆં એ સર્વે એ અંજનાને ધન્યવાદ આપ્યો અને કહ્યું, દીકરી ! તેં અમારૂ કુળ ઉજવળ કર્યું છે. તારા જેવી પુત્રી અમોને પ્રાપ્ત થઇ તેથી અમો પુરાં ભાગ્યશાળી છીએ. એ પ્રમાણે અંજનાને ધન્યવાદ આપ્યો, અને સુખી થાઓ તેવી આશીશ આપી.

પ્રલ્હાદસેને અને કેતુમતીએ હનુમંતને ખોળામાં લઇને અતિશય વ્હાલથી છાતી સરસો દબાવ્યો અને તે કુળદીપકને જોઇ ઘણાં હર્ષિત થયાં.

મહેંદ્રસેને અને મોનવેગારણીએ પણ ભાણેજને ઉછરંગે બેસાડી ઘણા પ્રેમથી છાતીએ દાબ્યો, અને તેના સોએ મામા ભાણેજને જોઇ ખુશી થયા.

એ પ્રમાણે છ સાત દીવસ હતુ પાટણમાં સર્વે જણાં રહ્યાં, અને પછી ત્યાંથી સર્વે જણાંએ રજા લઇ રત્ન·પુરી તરફ પ્રયાણ કર્યું. અંજનાનો મામો પણ અંજનાને વળાવા માટે રત્નપુરી સુધી ગયો, અને સર્વે જણાં રત્નપુરી આવી પહોંચ્યાં,

નગ્રના લોકો રાજાને સામા લેવા માટે આવ્યા, અને હર્ષીત વદને સર્વે જણાં એ નગ્રમાં પ્રવેશ કર્યો; તે દીવસે પ્રલ્હાદજીએ પવનજીને રાજ્યાભિષેક કર્યો, અને પ્રલ્હાદ સેન અને કેતુમતી વનમાં તપ કરવા પરવર્યાં.

મહેંદ્રસેન અને મોનવેગા પણ સોએ પુત્રને રાજ્ય

મળાવી પ્રલ્હાદસેન તથા કેતુમતી સાથે વનમાં તપ કરવા ગયાં, અને સૌ સૌને ઠેકાણે ગયું.

હનુમંત કૂમાર વીદ્યા ભણવા લાગ્યો, તેમાં તે વાંનર વિદ્યામાં પ્રવિણુ થયો. બીજી પણુ ઘણી વિદ્યાઓ શીખ્યો, અને દેશવીદેસમાં ખ્યાતિ પામ્યો.

એક દીવસ લંકાથી રાવણુ રાજાનું આમંત્રણુ આવ્યું. આમંત્રણુ પત્ર સભામાં હનુમંતજીએ વાંચ્યું કે વરૂણુ સાથે ફરીથી યુદ્ધ કરવાનું છે તેમાં તમારે મદદે આવવું. પવનજીએ આમંત્રણુ સ્વીકારી તૈયારી કરવા માંડી, ત્યાં હનુમંતજીએ કહ્યું, પીતાજી હું બેઠે તમે જાઓ તે સારૂ નહી; પવનજીએ કહ્યું હજી તારી ઉમ્મર નાની છે, તેથી તને મોકલાય નહી.

હનુમંતજીએ કહ્યું પીતાજી! નાનો ગણુશો નહી નાનો છું પણુ અગ્નિ જેવો સમજજો, નાનો છું પણુ વીંછી જેવો જાણુજો, નાનો છું પણુ કટાર જેવો માનજો: નાનો અગ્ની શું ન કરે! નાનો વીંછી માણુસની શાન્તિ ન હરે! નાની કટાર માણુસને મ્હોતના મુખમાં ન ધરે! માટે પીતાજી નાનો સમજશો નહી ને મને લંકા જવાની આજ્ઞા આપો.

હનુમંતજીના અત્યાગ્રહથી પવનજીએ તેને સૈન્ય આપી વિદાય કર્યો. તે મજલ દરમજલ કરતો લશ્કર સહ લંકામાં આવી પહોચ્યો, અને રાવણુ રાજાને મળ્યો: રાવણુ હનુમાનને નાનો સમજી હસવા લાગ્યો, અને વિચાર કર્યો કે આ છોકરૂં શું કરી શકનાર છે!

હનુમાનજી રાવણુના વિચાર સમજી ગયા, અને કહ્યું રાજાજી કોઇ વાતે ગભરાશો નહી; એ વરૂણુના સો પુત્રને હું એકલોજ બસ છું. રાવણુ આ સાંભળી આશ્ચ-

ર્ય પામ્યો અને તુરત ચઢાઇ કરી.

વરૂણના સો પુત્ર સામે તૈયાર થઇને આવ્યા, સોએ જણા હનુમાનને જોઈ હસવા લાગ્યા, કે આ બાળકથી શું થશે! વરૂણના પુત્રોને હસતા જોઇ હનુમાને કહ્યું, તમારૂ હસવાનું કારણ હું સમજ્યો છું, પણ હવણાં તમને મારાં રામજીના પ્રતાપે મારા હાથ બતાવું છું; કહી વાનર વિદ્યાની સાધના કરી વાંનરનું રૂપ ધારણ કર્યું, અને જંગ મચાવા માંડયો.

વાનર વિદ્યાના પ્રતાપે વરૂણના સોએ પુત્રને જીતી લીધા. અને કેદ કર્યા. ત્યાં વરૂણરાય પોતે આવ્યો અને હનુમાન સાથે યુદ્ધ કરવા લાગ્યો. ત્યાં વરૂણને પણ જીતીને કેદ કર્યો.

વરૂણરાયે કહ્યું હનુમંતજી! તમારૂ બળ મેં જોયું! મારૂ શીશ જુગદીશ સીવાય બીજા કોઇને નમવાનુ નથી ને હું સંજમ વ્રત લેવા નીકળ્યો છું; સંજમવ્રતનું નામ સાંભળીને હનુમંત ઘણા ખુશી થયા, અને તેને છોડી દીધો. પાછી તેની ગાદી તેના પુત્રોને આપી. વરૂણરાયે પોતાની પુત્રી સતવંતી હનુમાનને પરણાવી, અને રાવણ રાજા સાથે સલાહ સંપ કરી વરૂણરાયે સંજમવ્રત ગ્રહણ કર્યું.

રાવણ રાજા હનુમંતના બળથી ખુશી થયા, અને તેને કાનનાં કુંડળ આપ્યાં, અને પોતાની ભાણેજ રાવણ રાજાએ હનુમાનને પરણાવી. એમ બીજી પણ સહસ્ર કંન્યાયો હનુમંત વર્યો. ત્યાં નાગ કંન્યા અનંગકુસુમી અનેરી વિદ્યા ભણી રાવણ રાજાની સન્મતીથી હનુમંતને વરી, અને ત્યાંથી સર્વ કન્યાઓ સહ તે રત્નપુરી આવ્યો, રત્નપુરી આવી માતા પીતાને પ્રણામ કર્યો, ત્યાં સહસ્ર

કંન્યાઓ જે હનુમંત વરીને લાવ્યો હતો, તેમણે પણ સાસુ સસરાને પ્રણામ કર્યા.

કંન્યાઓને જોઇ પવનજી અને અંજના ઘણાં ખુશી થયા, અને પૂત્રને અને વધુઓ સર્વને આશીશ આપી. અને ધર્મ ધ્યાનમાં દીવશો આણંદથી જવા લાગ્યા.

એક દીવશ અંજનાએ પવનજીને કહ્યું, પ્રાણ પભુ! જનમ મરણનાં દુઃખ ભુરાં છે, સંસાર અસાર છે, માટે ખુશી થઇ મને સંજમ લેવા આજ્ઞા આપો. અંજનાની આવી વાંણી સાંભળી પવનજી વિસ્મય થયા, અને કહયું સતિ ઘેર બેઠાં ધર્મ ધ્યાન કરો; સતિએ કહયું સ્વામીનાથ સંજમ ઉપર ભાવ પ્રગટ થયો તે મારાં પૂર્વનાં પૂન્યોદય સમજુ છું, માટે કૃપા કરી આજ્ઞા આપો. પવનજીએ કહયું પ્રિયા! હજી આપણી ઉમ્મર નાની છે, યોગ્ય વયે પહોચેથી આપણે બંને સાથે ચારીત્ર ગ્રહણ કરીશું.

અંજનાએ કહ્યું નાથ! એવો ભાવ ફરી ફરી આવતો નથી, માટે ખુશી થઇ રજા આપો. પ્રાણી માત્રને માથે કાળનો ભય છે. તે ભયને દુર કરવાદ્યો. ધર્મના કામમાં ઢીલ તે કરે કે જેને મરણની બ્હીક ન હોય! હું નહી મરૂ તેની મને ખાત્રી થતી નથી. કાચી કાયાને વણુસી જતાં વાર કેટલી! ને ક્રિયાવિણ કર્મ ખપવાનાં નથી, તેથી સંજમ ગ્રહણ કરવાદ્યો.

પવનજીએ અંજનાનો દ્રઢ વીશ્વાસ અને ઉત્તમ બોધ સાંભળ્યો, તેથી તેને પણ વેરાગ ઉત્પન થયો, અને તે પણ ચારીત્ર લેવા તૈયાર થયો

પવનજીએ હનુમંત કુમારને બોલાવીને ચારીત્ર ગ્રહણ કરવાની વાત સંભળાવી; હનુમંત આથી દીલગીર થયો. ત્યાં પવનજીએ અને અંજના સતિએ કહ્યું, હે પુત્ર!

ધનને જોબન તેતો સ્વપ્નવત છે, સંસાર અસાર છે, મોહમાયાનો કુપ છે; અથીર આ કાયાનો વિસવાસ શો ? જગત સકળ નાશવંત છે, કોઇ વેહેલુ કે કોઇ મોડું; માટે પુત્ર ખુશી થઇ રજા આપો.

માતા પીતાનો દ્રઢ નિશ્ચય જોઇ નિરૂપાયે હનુમંતજીએ માંતા પીતાનો મોહ ત્યાગ કર્યો, અને આજ્ઞા આપી. વસંતમાળાને પણ પુર્વનાં પુન્યે સંજમનો ઉદય થયો અને ત્રણે જણે સંજમ ગ્રહણ કર્યો,

અંજનાએ અને વસંતમાળા તથા પવનજીએ માસખમણને પારણે માસખમણ એમ બાર માસ સુધી તપ કર્યું, અને પુર્ણ તપશ્ચર્યા આદરી. તપના પ્રભાવથી કેવળી પદને પામ્યાં.

એવી સતિનું નામ લેતાં પાપ સર્વે દુર થાય, અને નવે નિધી અને અષ્ટમાં સીદ્ધિ પ્રાપ્ત થાય, અને એનું ભજન કરતાં ભવો ભવનાં દુઃખ જાય, એવું અનુપમ એ સતીનું નામ છે, અને તે નામનો પ્રભાવ છે.

વ્હાલા જૈન બંધુઓ ! મને યાદ હતું એ પ્રમાણે વ્યાખ્યાન લખ્યું, તેમાં ભુલ ચુકને માટે ક્ષમા માગી મીચ્છાથી દોકડો ચાહુંછું.

ગાયન.

( આજે દીઠી ઉદાશી ) એ રાહ.

લખ્યું વ્યાખ્યાન ઉમંગે (૨) ઓ જૈની બંધુ—લખ્યું૦
શિયળવતિ સાત અંજના માતા
ગુણ ગાઉ આનંદે (૨) ઓ જૈની બંધુ.
ભુલ ચુકની ક્ષમા હું ચાહું
રાખી વીનય સંગે (૨) ઓ જૈની બંધુ,

અલ્પ મતીનો અજ્ઞાન હું છું.
જોડો સતિપાદ વંદે (૨) એ જેની બંધુ.

ઇતિ શ્રી અંજના સતિનું વ્યાખ્યાન સમાપ્તે

ગુણુ મંજરીએ કહયું, કેમ બ્હેન! અંજના સતિના ઉપર જે જે દુખ પડયાં તે તે શ્રવણુ કર્યાં! એવાં એવાં સંકટો ઉઠાવ્યાં, છતાં તારી માફક આત્મઘાત કરવાનો વિચાર સરખો પણુ કર્યો છે!

લીલાવતીએ કહ્યું, એ સતીના દુઃખ આગળ મારૂં દુખ તે શા લેખાનું છે! મને તો ફકત પરહરી છેજ છતાં આવી આત્મઘાત કરવની છોકરવાદી બુધ્ધિ ઉપર ગઇ, તો પછી તે સતી જેટલું દુખ પડે, તો પછી શું ન કરૂં! અહા! હા! મારા જેવી નાદાન કોણુ હશે! હાથે કરી સાત અવતારનું દુખ વ્હોરા। તયાર થઇ

ગુણુમંજરીએ કહ્યું બ્હેન! ધર્મ પસાયે સઉ સારાં વાનાં થશે, એવાં બીજા અનેક દ્રષ્ટાંટો વ્યાખ્યાનમાં સાંભળું છું.

લીલાવતી કહે બ્હેન અંજના સતીને તેનું ભવીષ્ય સાધુજીએ ભાખી બતાવ્યું, તેમ મારૂં ભવિષ્ય પણુ ભાખી બતાવશે! ગુણમંજરીએ કહ્યું તું સાધુજી પાસે ચાલ તો ખરી! ત્યાં ગયા બાદ સરવે સારાં વાનાં થશે; લીલાવતીએ કહ્યું, મારા પરભવનાં શું પ્રાશ્ચિત હશે, કે હું આ દુખને પામી. અરે! પણુ આ અંજના સતિના દુખ આગળ મારૂં દુખ શા હીસાબનું છે! ચાલ્ય બ્હેન ચાલ્ય! દેહેરાસરમાં જઇ, સહવિધિ દર્શન કરી. પછી સાધુજીને વંદન કરી વ્યાખ્યાન સાંભળીએ.

ગુણુમંજરીએ કહયું ચાલો. બન્ને જણી પવિત્ર વસ્ત્રો ધારણુ કરી હાથમાં દહેરાસરની કોથળી લઇ સુભગા શેઠાણીની રજા લઇ વ્યાખ્યાન સાંભળવા ગયાં.

# પ્રકરણ ૨૨ મું.

દર્શન કરીને સંચરી વ્યાખ્યાને તે જાય
ધર્મ દેશના સાંભળી સતી ઉર હરખાય.

---




લાવતી ગુણમંજરી સહ પ્રથમ દેરાસર માં આવીને ભગવાનને વંદન કર્યું અને બંને સાહેલીઓ વિધી કરવા બેઠી. પ્રથમ ભંડારમાં અક્ષત અને બદામ મુકીને ખમાસમણાં લીધાં, અને દર્શનની વીધી આદરી.

સહવિધી દર્શન કરીને બંને સખીઓ અપાસરામાં આવી અને સાધુજીને વંદન કરીને શ્રાવિક અને શ્રાવીકાઓ વ્યાખ્યાન સાંભળવા આવ્યા હતા તેમની જોડે જઇને વ્યાખ્યાન સાંભળવા બેઠી. તે વખતે શ્રી પ્રદ્યુમ્ન કુમારનું વ્યાખ્યાન ચાલતું હતું, તે સૌ શ્રાવિકો અને શ્રાવિકાઓ સાથે આ બે સખીઓએ એક ચિત્તથી શ્રવણ કરવા માંડયું.

—:o:—

# શ્રી પ્રદ્યુમ્નકુમારનું વ્યાખ્યાન

## પ્રકરણ ૧ લું.

### નારદમુની.

એક દીવશ નારદમુની દ્વારકાપુરી કે જે નવમા વસુદેવ શ્રી કૃષ્ણની રાજધાનીનું સ્થળ હતું, જેની આગળ ઇંદ્રપુરીએ એક તુચ્છ જેવી લાગતી હતી એટલું જ નહી પણ જાણે ખુદ વિશ્વકર્માએજ એ રમ્યપુરીની રચના રચી હોય, એવો ખ્યાલ થતો હતો. તે દ્વારિકાપુરીમાં શ્રી કૃષ્ણચંદ્ર રાજવિભૂતી રૂપ મંડળ યુક્ત દરબારમાં રાજ સિંહાસેન બીરાજ્યા હતા, અને છત્ર, ચામર, વિગેરે રાજ્ય સાહિત્યો તથા નાટયાદિ મનરંજન સાધનો સહ રાજ્ય કાર્યમાં લીન થયા હતા તે સમયે આકાશ માર્ગેથી પધાર્યા; તેમનાં હાથમાં કમંડળ, બગલમાં છત્રી, દરભાસન, મૃગછાલા, પગમાં ચાખડીઓ, ડાબે ખભે જનોઇ, અને ભવ્ય કપાળમાં ત્રિપુંડ, એટલી વસ્તુઓ હતી; તથા પીતાંબર પહેર્યું હતું. વિણાવાદ્ય સહીત ઇષ્ટ દેવનું સ્મરણ કરતા હતા, અને તેમના માથાની ચોટલી સર્પની આકૃતિવાળી હતી, આવા મનરંજીત વેશયુક્ત નિ:શંકપણે દરવાનની રોકટોક વગર દરબારમાં દાખલ થયા.

શાસ્ત્ર પુરાણોમાં નારદ શ્રી કૃષ્ણનું મન કહેવાય છે, એવા નારદને આવતા નીહાળી સર્વે સભાએ આદર સહીત નમન કર્યું; શ્રી કૃષ્ણે પણ પ્રેમપુર્વક તેમને ભેટી પોતાની પાસે યોગ્ય આસન આપી બેસાડયા, અને આગ્ગ ગમનનું કારણ પુછ્યું.

તેના ઉત્તરમાં દેવ નારદે કહ્યું, નારાયણ રૂષિ હું અધો લોકમાં જૈન ચૈત્યોને વાંદવા ગયો હતો, ત્યાંથી પાછા ફરતાં આપનાં પવિત્ર દર્શન કરવા અત્રે આવ્યો છું

શ્રી કૃષ્ણચંદ્રે હર્ષ પુર્વક કહ્યું પુજ્ય, આપે મોટી કૃપા કરી મને અને આ નગરીને પાવન કરી; મારા યોગ્ય ની કામ સેવા સુખેથી ફરમાવો.

નારદે કહ્યું હાલતો તમારી કૃપાથી આનંદ છે, અને કામ હશે તો આપને જાણ કર્યા સિવાય ક્યાં સિદ્ધ છે? વીગેરે વાર્તા વિનોદ કરી સર્વને આશીરવાદ દઇ અંતપુર તરફ ગમન કર્યું.

સભામાંથી નીકળી મોજ સહીત મલપતા દેવ રૂષિ મુખ્ય પાટરાણી સત્યભામાનાં મહેલમાં જઇ પહોંચ્યાસત્યભામાના મહેલમાં જઇ પહોંચ્યા ત્યાં સત્યભામા સોળ શણગાર સજતી હતી, ત્યાં ચુપકીથી પાછળ રહી ચર્ચા જોવા લાગ્યા:

સત્ય ભામા શ્રૃંગાર સજવામાં ગુથાઇ હતી, તેની પાછળ નારદમુની ચેષ્ટા જોવામાં અને ચેષ્ટા કરવામાં ગુથાયા હતા; સત્ય ભામાએ તકતામાં પડતા પ્રતિબીંબ દ્વારા કૌતીકી નારદમુનીને ચેષ્ટા કરતા જોયા, ત્યાં તેણે અનુમાન કર્યું. ને તેણે વિચાર્યું કે, શું આવી ચેષ્ટા કરવી તેમને ઉચીત છે ! હશે હું એ ચેષ્ટા કરવા વાળાને બોલાવીશ નહિ એટલે એમની મેળે ચેષ્ટા કરવી ભુલી જશે. એમ વિચારી નારદમુની જેમને આદર સહીત નમન કરવું જોઇએ, તેને બદલે મૌન ધરીને ઉભી રહી. પાટરાણીને મૌન ધરીને ઉભેલી જોઇ નારદ પોતાનું અપમાન થયું માની થોડી વાર પછી માન આપસે એવી આશા ધરી ઉભા રહ્યા; ઘણી વાર ઉભા રહ્યા છતાં પાટરાણી તરફથી

તેમને આદર સત્કાર મળ્યો નહિ તેથી નારદજી એકદમ ગુસ્સે થઇ સૃગી પર્વત ઉપર ચાલ્યા ગયા.

સૃંગી પર્વત ઉપર જઇ મન સાથે વીચાર કર્યો કે એ બીજાસી પાટરાણીએ મારૂ માન જાણ્યું નહી, તેથી એનો આંકડો નીચો નમે એવો કોઇ રસ્તો શોધું જેથી કરી ફરીથી ગર્વ લાવી આવી મારો અનાદર કરી શકે નહી; એણે મારો અનાદર મારૂં માનભંગ કર્યું, તો હું એને પુરેપુરી માનભંગ થવાનો રસ્તો શોધું.

જો હું ધારૂ, તો તપોબળથી એને ધારૂ એટલી દુઃખી કરૂ. પણ એથી કૃષ્ણચંદ્રને બહુ ખેદ થાય. માટે નારાયણને ખેદ ન થાય, અને એ ગર્વીનીનો ગર્વ ગળે, એવોજ ઉપાય હાથ કરૂં, સ્ત્રીને શોકયના જેવું દુઃખ બીજું એક પણ નથી માટે એના કરતાં અધીક રૂપવંતી રાજય બાળાને શોધી કાઢી તેને કૃષ્ણજી સાથે વરાવી દઉં તોજ મારી સઘળી દાઝ ઓલવાઇ જાય; અને એ મગરૂર વાળીની મગરૂરી મટી જઇ હીરની ફેલ જવી થઇ જાય; મારે એજ નીશ્ચય છે કે એ અપમાન કરવા વાળીને શોકયના સાલથી તેને માન ભંગ કરૂ, તોજ મારૂ નામ નારદ! એમ નીશ્ચય કરી વાણાના નાદ સાથે નીમે પ્રમાણે ગાયન ગાતા નારદ ઋષિ પોતાનું મન ઇચ્છીત કાર્ય કરવા સીધાવ્યા.

**નારદ ઋષિ— ગાયન.**

( જન્મારો અકારો મારો ) એ રાહ

મન ધાર્યું થતા ચીત્ત શાન્તી થશે
માનભંગ કર્યું એણે મારૂ,
તે અપમાન હું કેમ વીસારૂ

શોકય સાલ ધાલુ કરૂં ધાર્યું,
તોજ ગાર્વિણીનો ગર્વ જશે—મન
દેવ સકળ મને પુજયજ જાણે,
શું એ રાણી ગુમાન આણો
કરશે યાદ મને ને ટાળે,
શોકય થતાં જવ માન ખસે—મન
ખોળી લાવું સમ રંભા રૂપાળી,
ઉત્તમ કુળ રાજાની બાળી
ગર્વ સકળ નીજ દેઉં ટાળી,
તો તો ઉર સંતોશ અતીશે—મન



# પ્રકરણ ૨ જું.

## નારદ રૂષિને મળેલી સફળતા.




રદજી ફરતા ફરતા પોતાની મનમાની અને સત્ય ભામાના ગર્વને તજાવે તેવી રાજ બાળાની શોધમાં અનેક દેશો; અનેક શહેરો, ને અનેક ગામો જોઇ વળ્યા; છેવટે વીદ્યાધરોનાં રેહાણો પણ જોયાં; પણ તેમના મનની માની રાજ બાળાનો પત્તો લાગ્યો નહી, પત્તો ન લાગતા છતાં નીરાશ બન્યા નહી, પણ ઉલટાએથી વધારે પ્રયાસીત થયા, અને તેનો પ્રયાસ જારી રાખ્યો તેથી છેવટે ફળી ભુત થયા.

છેવટે ફરતા ફરતા કૂંડનપુરમાં આવ્યા: કુંડનપુરના રાજાને રૂપસેના નામની પાટરાણી હતાં, તે રાણીને બે સંતાન હતાં, તેમાં એક કુમાર અને એક કુંવરી હતી. કુમારનું નામ રૂપકુમાર (રૂકમૈયો ?) અને કન્યાનું નામ રૂક્ષમણી હતું.

નારદજીએ તે અંતઃપુરની ભેટ લીધી, ત્યાં રૂપશીલગુણ સંપન્ન સર્વોતમ લક્ષણયુક્ત કુમારીકાને જોઇને અત્યંત પ્રસન્ન થયા. તેમણે વિચાર્યું કે આજે મારી આશા ફળીભુત થઇ. જો આ કન્યા કૃષ્ણજીને વરવાનું કબુલ કરે, તો તો શ્રમ સફળ થાય. શ્રી હરી યોગ્ય રાજબાળાનો પત્તો લાગ્યો છે, તે ગમે તે પ્રકારે સ્વાર્થ સાધી લઇશ.

એ પ્રમાણે વિચાર કરતા રૂક્ષમણીને નીહાળવા લાગ્યા। આહાહા! શું અનોપમ બાળા છે! રાજ હંસિનીના

જેવી ચાલ ! લલીત લાવણ્યતા ! વિનય, વિવેકવંત બા-ળાને જોઇ પરમ આનંદિત બન્યા, અને મન સાથે કહ્યું, ગમે તે પ્રયત્ને તેનું મન કૃષ્ણચંદ્ર તરફ વાળી કૃષ્ણચંદ્ર સાથેજ વરાવા એ સત્યભામાને ખરેખરી નિર્માલ્ય જેવી બનાવું, કે જેથી ફરીથી તે આવું અપમાન કરી શકે નહી.

આ બાળાના રૂપ આગળ સત્યભામા કાંઇજ હીસા-બમાં નથી. નાક ઉતારનારી શોકયોનો સવાદ મળશે, ત્યારે બંદાને કાખલીઓ કુટવાની મઝા પડશે. વિગેરે રંગના તરંગોમાં રંગાતા મલકાતા તે બાળા સમીપ ગયા

નારદ મુનીને આવતા જોઇ તે વિવેક શીળ બાળા-એ ઉભી થઇને વિનય પુર્વક રૂપીને નમન કર્યું, અને યો-ગ્ય આસન આપીને બેસાડયા. નારદ મુનીને ઉત્તમ પ્રકા-રનો આદર મળવાથી તેમણે તે બાળાને આશિર્વાદ આપ્યો, અને કહ્યું બાળા ! હું ફકત તારા શ્રેયની ખાતરજ અત્રે આવ્યો છું.

બાળા આથી ચકિત થઇ ! અને પુછ્યું હે દેવરૂષિ ! મારા શ્રેયની વાત તમારા પવિત્ર મુખેથી શ્રવણ થતાં હું અત્યાનંદ પામીશું, પણ શી બાબતનું શ્રેય છે તે જણાવી આ બાળાને આભારી કરશો !

નારદજીએ કહ્યું, બાઇ ! હું તને ત્રણે ખંડના અધિ-પતિ શ્રી કૃષ્ણચંદ્ર સાથે વરાવા ઇચ્છું છું. હું તને સુખ ભોકતા બનાવવાજ આ યત્ન કરૂં છું. બાઇ આમાં મારો કાંઇપણ સ્વાર્થ નથી, ને મારે ત્યાગીને શી બાબતનો સ્વાર્થ હોય! હું તો તારા ભલાની ખાતરજ આટલું કહેવા સારૂ આવ્યો છું.

શ્રી કૃષ્ણના વૈભવ ! રાજ્ય લક્ષ્મી ! બળ ! પરાક્રમ !

અને સર્વ ભૌમ પણાની વાતથી કોણ અજાણ્યું છે ? અને જ્યારે એવા ત્રીખંડ પતિની તું વલ્લભ પત્નિ થાય ! તો તો પછી તારા ભાગ્યની શીમાજ શાની રહે ! હું નથી ધારતો કે તારા જેવી અગણીત ગુણવાળી રાજબાળા આવો ઉત્તમ લાગ ખોઇ એવા ઉત્તમ પતિને બદલે બીજો કોઇ ખંડીઓ રાજા વરી મનખો રદ કરે..તારા જેવી ચતુર ચતુરાને ચેતવણી મળ્યા છતાં પોતાનો સ્વાર્થ ગુમાવે એવું કદી બનેજ નહી. શ્રી કૃષ્ણચંદ્રની સાહ્યબી આગળ બીજા રાજાઓની સાહ્યબી સમુદ્ર આગળ ખાબોચીયા જેવીજ છે. તેની રસીકતા આગળ બીજા બધા રાજાઓ ગમારજ છે ! કારણ કૃષ્ણ તો ખાસ શૃગાર રસનીજ મુર્તી છે. મનુષ્ય માત્રના જશ અપજશની વાર્તાઓ પોતાની મેળેજ દેશો દેશ પ્રસરે છે. ને તેવી વાતોનાં અજાણ મનુષ્યો ભાગ્યેજ હોય છે !

એવા વિશ્વ વિખ્યાત વિજય વિરમણીના કર્તવ્યોથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. માટે આ વચનનો સ્વીકાર કરી શ્રી કૃષ્ણચંદ્રમાં ચિત્ત લગાડ, જેથી તારૂં જીવિત ધન્યવાદને પાત્ર થઇ જુગો જુગ નામાંકિત જનોની ઓળમાં ગણાશે; પછી તારી ઇચ્છા !

દરેક સ્ત્રીઓને એટલું તો યાદ રાખવુંજ જોઇએ કે બીજાં દરેક સુખની ખામી હોય, પણ પતિનું સુખ પુર્ણ હોય ! તો પછી અન્ય સુખોની પરવા રહેતી નથી; પણ જો બીજી દરેક વાતે સુખ હોય, છતાં પતિ સુખમાં ખામી હોય તો તે સુખ કાંઇજ કામનાં નથી,

વળી હું છાતી ઠોકીને કહું છું કે જે સુખ નટવર-કૃષ્ણ દ્વારા મળશે તે સુખ અન્યથી મળનાર નથી; આ

છેવટનું વાક્ય છે, માટે તેનો ઘટતો ઉત્તર આપ, જે ઉત્તર આપે તે વિચાર કરીનેજ આપજે.

રૂક્ષમણુંએ કહ્યું, દેવ રૂષિજી ! આપે મને મારા ફાયદાને માટેજ કહ્યું છે, તે હું સાફ સમજી છુ. પણ લાચાર છું કે મારૂ વેવિશાળ મારા પીતાએ અહંકારી રાજા શિશુપાળજી સાથે કર્યું છે, તો હવે તેથી મુક્ત કેવી રીતે થવાય ! મારૂ મન આપનાં વિશ્વાસુ વચનોથી તે ત્રીખંડ પતિ તરફ આકર્ષાયું છે, પણ હવે ઉપાય શો ? કાળ મુર્તિ જેવા શિશુપાળે અહીયાં લગનીઓ પણ મોકલ્યો, અને તે લગન અહીંઆં વધાવી પણ લીધું. હવે બીજો આરો રહ્યો નથી.

નારદજીએ કહ્યું, ભલેને શિશુપાળ કાળ જેવો હોય, પણ શ્રીકૃષ્ણચંદ્ર કાળના પણ કાળ છે વળી શિશુપાળ શ્રીકૃષ્ણની સત્તા પૈકીનો રાજા છે ! તો પછી તે શું કરવાનો છે ! જો બળીઆ સાથે બાથ ભીડવા જશે, તો તેના હાથ હેઠા પડશે; ને જોર કરશે તો કૃષ્ણજી તેને યમપુરી બતાવી દેશે: અને જો તારી શ્રીકૃષ્ણજીની ગ્રહણી થવા દ્રઢ પ્રતિજ્ઞા હશે, તો તેનો યોગ્ય ઘાટ ઘટાડશે. તારા જેવી તેજસ્વીની તો રાજ રાજેશ્વર યાદવેંદ્ર નારાયણના મંદીરનોજં શણગાર છે.

તારા જેવી રાજહંસિની શ્રી કૃષ્ણચંદ્રના મ્હેલમાં વિહાર કરવા સરજાએલી છે; વાયસવત્ શીશુપાળ માટે વિધીએ સરજાવી નથી. માટે વીચાર કર, વિલંબ કરવાનો વખત નથી. શું કેસરીનો શીકાર શિયાળ લઇ જશે ! છપ્પન કોટી યાદવના માલીકને મુકી એવા મીથ્યા અભિમાનીને શા માટે વરવાનું કબુલ કર્યું હશે ! તારૂ ભાગ્ય

તેં કાંઇ તારાં મા બાપને વેચાણુ આપ્યું નથી, માટે તારો પોતાનો ઉદય કરવા તું પોતેજ તૈયાર થા.

રૂક્ષ્મણીએ પૂછ્યું, એ યાદવેંદ્રની ભેટ કેવી રીતે થાય ! જો ભેટ થઇ જાય, તો તો આ બલામાંથી મુક્ત થવાય. પ્રથમ મુની અતમત્તાએ પણ યાદવનાથ મારા પતિ થનાર છે, એવું ભવિષ્ય ભાખ્યું હતું. આ સંયોગ પરથી તે વાત સાચીજ થશે એમ મને જણાય છે.

દેવ રૂષિ ! હવે કોઇ પ્રકારે મને યાદવનાથની ભેટ થાય તે પકાર પ્રકાશો, જેથી મનને શાંન્ત મળે, અને આશાનાં વૃક્ષો તમો કૃપાળુની કૃપાવડે કરીને ફળીભુત થાય.

નારદ રૂષિએ કહ્યું, બાઇ ! અકળાઇશ નહી; તુ મન સાથે નિશ્ચય સમજી લેજે કે તું વિઠ્ઠલ વરને વરી ચુકી. ફકત વિવહાને દિવશે નાગ પૂજવાનું બ્હાનું કરી શેહેર બહારના નંદન વનમાં આવજે, ત્યાં સઘળો તાકડો મેળવી આપીસ. કેમ હવે તો રાજી થઇને !

રૂક્ષમણીએ કહ્યું એ યાદવનાથને આપ મોકલશો. પણ હું ઓળખતી નથી તેનું કેમ ! વખતે અવળનું ચવળ થઇ જાય, તો મારી શી વલ્હે થાય. માટે એવી નીશાની બતાવો, કે તેમને જોતાંજ હું ઓળખી શકું.

નારદજી કહ્યું એ ઘનશ્યામ મુર્તીએ પીતાંબર ધારણ ધારણ કર્યું હશે, તે હાથમાં શાર્ડંગ ધનુષ્ય, શંખ, ચક્ર. ગદા, પદ્મ, ધારણ કરેલી હશે; તેમની પડખે નીલ વસ્ત્ર ધારી બાંધવ બળભદ્રજી હશે; અને સુંદિર શ્યામ સ્વરૂપ હશે તેમનેજ નારાયણ શ્રી કૃષ્ણ જાણવા.

રૂક્ષમણીએ કહ્યું, દેવ રૂષિ ! તેમને મળીને મારે કેવી રીતે વર્તવું. નારદજીએ કહ્યું કેમ ! તેઓ કહે તે પ્ર-

માણેજ વર્તતું, એટલે સમજ કે ફતેહ ! હવે હું જાઉં છું, પણ જોજે કહેલાં વચનો વિસરી જતી નહી.

એ પ્રમાણે કહી નારદજી ઉભા થયા, એટલે રૂક્ષ્મણીએ સપ્રેમ વંદન કર્યું; નારદજી રૂક્ષ્મણી ને આશીશ આપી વીદાય થયા, અને એક પટ ઉપર રૂક્ષમણીનું આબેહુબ ચિત્ર આળેખીને, પોતાને ફતેહ મળી તેથી રાજી થતા દ્વારીકાંપુરી તરફ ગયા.

દ્વારાપુરીમા શિશિરની રસીલી રૂતુમાં શ્રી કૃષ્ણચંદ્ર વસંતના વન વિહારનો આનંદ અનુભવતા હતા, ત્યાં નારદમુની ભગવતનું ભજન ગાતા ગાતા આવી પહોચ્યા.

## ગાયન.

( મન મોહીરે સંકલ્પ હજાર ) એ રાહ.

મન શઠરે ભજ કૃષ્ણ ચંદ્ર પ્રભુ પ્યારા
તજ હઠરે કર વિકાર સઘળા ન્યારા,
સુત, નારી, ધરા. ધન, ધામ, વળી વસવા ઉત્તમ ઠામ
અંતે નવ આવે કામ, બને શીદ જટરે
અલ્પ સુખ સમજીને ખારાં—

## સાખી.

કાળતણી ફડીક ઉર ધરી, રટ તું કૃષ્ણ મોરાર
ઓચિંતો ઝડપી જશે, તેનો કરતુ તું વિચાર
રટ, રટ, રે એ વાસુદેવ મન મારા—મન
જુઠી આ જગતની બાજી, દેખી શીદ થાયે રાજી
ધર્યે સાચુ શરણું ગાજી, નટ ખટરે
મન જ્ઞાનગ્રહી મન મારા—મન

## સાખી.

દમ શમ સયમ નિયમમાં રહેરોજ તલ્લીન
તો થાશે તેથી નક્કી, મુક્તિ તુજ આધિન
લટ પટરે, કર તે સાથે ભજ પ્યારા--મન

---

આ પ્રમાણે મન ઉપદેશનું પદ બોલતા બોલતા જ્યાં હરી વન વિનોદ લીલા કરી રહ્યા છે, ત્યાં આવી પહોચ્યા. નારદજીને જોઇ શ્રી કૃષ્ણાદિ સર્વ જણાંએ આદર સત્કાર પૂર્વક કુશળતા પુછી, અને નવિન સમાચાર પૂછ્યા.

નારદ ૠષિએ નવિન સમાચારના બદલામાં પટ પર ચીત્રેલી રૂક્ષ્મણીની છબી બતાવી. તે છબી જોતાંજ શ્રીકૃષ્ણચંદ્ર અતિ આશ્ચર્ય સહિત તે છબી જોવામાં તલ્લીન બન્યા, અને તે છબી કોની છે, તે દેવરૂપીને પુછવા લાગ્યા—

કૃષ્ણજીએ પુછ્યું ! એ તો કહો ! કે આ તે કોઇ અપ્સરા છે ? મોહીની છે ? તિલોત્તમા છે ? નાગકુમારી છે ? વિદ્યાધરી છે ? કે રમા છે ? આવુ ચિત્તા કર્ષક સ્વરૂપ તો મેં આજેજ જોયું. ફક્ત એની છબી જોતાંજ મારા મનની સ્થીતિમાં અજબ ફેર ફાર થયો છે. હું અતિ વિહ્વળતા યુક્ત થયો છું; કદાપી એ સાક્ષાત પણે દ્રષ્ટી ગોચર થાય, તો તો કોણ જાણે મારી કેવી દશા થઇ જાય !

જે પુરૂષે આવી મનોહરમાથી ક્રીડા કરી જીવન ગુજાર્યું હશે, તે પુરૂષના જીવનને ધન્યવાદ ઘટેછે. દેવ રૂષી ! હવે કૃપા કરીને દર્શાવો કે એ છબી કોની છે ? અને આપે અહીંઆં શા કારણથી બતાવી ? અહો ! કૃપાનાથ

કહો ! જેથી મનમાં ઉપજેશો ખ્યાલ દુર થાય, અને સં-
તાપ જાય.

નારદજીએ મન સાથે વિચાર કર્યો કે, ગમ્મત તો ઠીક જામી છે. હવે મારા મનનું ધાર્યું થશે; એવો વીચાર કરીને કહ્યું, હે ત્રીખંડ પતિ ! આ મુર્તી ! કુંડનપુરના રાજા ભીષ્મની છેલડી રાજકુમારી રૂક્ષમણીની છે જયારે મને રૂક્ષમણીના રૂપ વિશેની વાત કાંને આવી, ત્યારે હું ત્યાં ગયો, અને તે રાજકુમારી જોઇ; તે છબીલી મુર્તિને જોતાંજ તે મુર્તિ તમારા ઘરનો શણગાર ધારી તેને મેં તમારા વિશે વાત ચીત કરી.

મારા મનમાં નિશ્ચય હતો કે મારી વાત બર આવશે, પણ તે સઘળું ધાર્યા કરતાં ઉલટુ થયું. મેં તમારા માટે તે કંન્યાનું એક દુત દ્વારા માગુ કરાવ્યું, ત્યારે તેના પીતાએ કહ્યું કે શું એ નીચ કુળના ગોવાળને મારી કંન્યા દેવાય ! એ મહી માંખણ ચોરી ખાનાર, ગોપીઓની લાજ લેનાર, અંન્યાઇ, પ્રપંચી, નીચ કામો કરવામાં તતપર, કંસનો વધ કરી તેનું રાજ્ય પચાવનાર અને એકજ અસ્તરે સર્વેનું મુંડન કરનાર નાલાયક કાળીયાને હું કન્યા આપું તે સ્વપ્ને પણ સમજશો નહી. માટે તે વિશે ફરીથી એક પણ શબ્દ બોલશોજ નહી.

એ કૃષ્ણ છુપીરીતે ભલેને માગાં કરાવે, પણ સમજતો નહીં હોય ! કે આવી ઉત્તમ રાજબાળા તેના સુખી હોય ! સ્વર્ગના ફળેલા આંબાનાં ફળ ખાવા મૃત્યુલોકનું માનવી હાથ લંબાવે, પણ તે તે તેને મળે ! માટે કેહેવું કે એવી ખોટી આશા છોડી માંકડાં રમાડવાનું અને દાણ લેવાનું કામ કરી ખા. વિગેરે માનભંગ શબ્દો તમોને કહ્યા અને દુતને પાછો વાળ્યો.

આવાં ગર્વ ભર્યાં વચનો સાંભળી હું ત્યાંથી ચાલી નીકળ્યો, પણ જ્યારે રૂક્ષ્મણીને ખબર પડી કે નારદજી રીસાઇને જાય છે, ત્યારે તેણે મને બોલાવ્યો. જે વખતે મને આમંત્રણ કર્યું, તે વખતે તેની માતા પણ તેની સાથેજ હતી.

મને યોગ્ય આદર આપી તે કંન્યાએ તેની માતાને કહ્યું, માતાજી ! પીતાજીના અવિચારનો પાર નથી; એ-વામાં પ્રૌઢ પ્રતાપિ રાજવીને કટુ વચનો કહેવાં તેમને છાજતાં નથી, એતો એક મ્હોટું ઝેર થવાનું કારણ ઉત્પન્ન કર્યું છે, હાથે કરી પોતાની પાયમાલીને તેડું કર્યું છે. માટે માતાજી ! વ્હાલાં માતાજી ! એવો કોઇ ઉપા-ય કરો, કે જેથી શ્રી કૃષ્ણ આપણા ઉપર કોપાયમાન ન થાય,

પીતાજીનાં વચનો શા કામનાં છે ! સીંહ આગળ શીયાળ શા હીસાબમાં ! હાથીપાસે દેડકું શું લેખામાં ! તેમ એ છપ્પન કોટી યાદવના નાથ આગળ તે શા હી-સાબમાં ! માટે માતાજી કોઇ રસ્તેથી તેઓ પ્રસન્ન રહે તેવો રસ્તો કરો.

કુંવરીનાં આવાં વચનો સાંભળી તેની માતાની ખાત્રી થઇ કે પુત્રીની મરજી કૃષ્ણચંદ્ર સાથે વિવ્હા કરવાની છે. જો કે કુંવરીને ગમે તે રાજા સાથે વરાવવી તો પડશેજ, તો આવા સર્વ ભોમ રાજા સાથે શા માટે ન પરણાવવી. કોણ જાણે એમની શી પ્રકૃતિ પડી છે, કે પાડેલી વાત-નુ પરિણામ બુરૂ આવે તેવુ હોય, છતાં તે વાત છોડતા-જ નથી. કદાપી હું તેમને કાંઇ કહું તો તે શેના સાંભળે ! ને જો તેમનું ધાર્યું થશે, તો વડા સાથે ઝેર ! અને કુંવરીનો ભવ બળશે, એ કૃષ્ણજીના હાથેજ ખ્વારી મ-

ળવાની કદાપી હું પુત્રીના અને પતિના કલ્યાણ અર્થે અન્ય ઉપાય ધારૂં તો મારા ધર્મને બાધ આવે તેવું જણાતું નથી.

એવો વીચાર કરી પુત્રીની સન્મતી લઇ તમારા ઉપર એક પત્ર લખ્યો છે. તે લ્યો ! અને વાંચી જૂવો. અને કહ્યું છે કે એ ગોપીનાથનું મન દુભાય નહી તેવે રસ્તે હમો વર્તવા તૈયાર છીએ.

કૃષ્ણજીને પત્રીકા મળતાં ધીરજ રહી નહીને એકદમ ઉકેલીને વાંચવા માંડી.

## કુંડનપુર—વસંત પંચમી.

### સતાષ્ટ શ્રીયુત્ યાદવેંદ્રજીની શેવામાં—દ્વારિકાંપુરી.

મ્હોટા મનવાળા માન્યવંતા ! દેવ રૂષિ નારદજીનું અત્રે આવાગમન થયું હતું, ને તેમણે મારી કંન્યાને આપ સાથે વરાવાની માગણી કરાવી હતી. જો કે તેમાં કંન્યાના પીતા વિરૂધ્ધ મત ધરાવે છે, તો પણ આપ શ્રીમાનને મારી કંન્યા આપી અહો ભાગ્ય થવા હું આતુરછું. અને તે વિચારે કરીનેજ કંન્યાના પીતાથી છાનો આ પત્ર લખું છું, એવો સંકેત છે કે, માહા સુદી આઠમને રોજ પ્રાતઃકાળે કુડનપુર પાસેના નંદન વનમાં નાગપુજવાનું મ્હાનુ કરી રાજકુમારી સખીસહ વર્તમાન આવી પહોચશે, માટે આપ કૃપાળું તે સંકેત સ્થળે પધારવા અવસ્ય તસ્દી લેશોજી.

દૂર્દંત શિશુપાળ સાથે તેનું વેવૈશાળ થયેલું હોવાથી તે પરણવા આવનાર છે; પરંતુ આ ગોઠવણથી તેની ધારણા ધુળ મળશે. તેવી હમારી ખાત્રી છે, “વરકંન્યા રાજી તો શું કરશે લોક પાજી” તે કહેવતાનુ સાર બનશે;

માટે આપ સત્વર એ સંકેત સ્થળે પધારશોજી. કદાપી કુતુહલી નારદજી અમારાથી થયેલા અવિનયની કાંઈ વાત કરેતો તે તરફ દુર્લક્ષ દાખવશો, અને તાકીદે પધારશોજી. એજ પુનઃપુનઃ પ્રાર્થના છે. મીતી સદર. હાલ એજ. વિ. શેશ હવે પછી.

લી. આપની કૃપા ભિલાશીની

રૂપસેનાના

**યથા ચિત્ત પ્રણામ પવિત્ર પ્રભુ ભક્તિમાં સ્વીકારશોજી.**

પત્રીકામાં લખેલા આ લેખને બે ત્રણ વાર વાંચી કૃષ્ણજીએ અત્યંત હર્ષપુર્વક નારદજીને કહ્યું, વાહ ! શાબાશ છે ! આપે મારા માટે જે આ તસ્દી લીધી છે, તેને માટે મને સદાનો આભારી કર્યો છે.

આપના સર્વ વિચાર અનુસાર રૂક્ષ્મણીના પીતાનું અને શાપિત શિશુપાલનું માન મર્દન કરવા, તથા તે મનોહરાના મનોરથ પુર્ણ કરવા, અવશ્ય કુંડનપુર જઈશ. માટે આપ નિશ્ચિંત રહો.

આ પ્રમાણે શ્રી કૃષ્ણજીનું બોલવું સાંભળી નારદ પ્રસન્ન થયા, અને કહ્યું તમારી સર્વે કામનાઓ પરિપુર્ણ થાઓ; હવે હું તિર્થાટન કરવા જઈશ, તે તરફ આવીશ, તો મળીશ. એ પ્રમાણે કહી નારદ રૂષિ ચાલ્યા ગયા. રસ્તામાં તેમને પોતાની મન કામના સીદ્ધ થઈ તેથી હર્ષ ઉપજ્યો, અને હર્ષના તરંગમાં આવી ને ગાવા માંડયું.

**ગાયન.**

(જો તું ખ્વારી ચાહે સારી) એ રાહ

રણમાં થાશે રંગજ રૂડો પુરો સાધ્યો મેં તો જોગ

જંગ જોવાની પડશે મઝા ત્યાં ઘણા જણાના ભાગશે ભોગ
દંપતિના બનશું વ્હાલા દુશ્મનથી. ખેલાશે દાવ
આ જગમાંહી આમ કર્યા વિણ કોઇના કદીએ પુછે ભાવ
ધાર્યું મમ થશે, ફિર હર્ષે અતિશે
શોકય સાલથી પાટરાણી મદ જશે
જલદીથી હું જાઉં હવે ખીલાવું ખુબ મમ ઉધોગ—જંગ



## પ્રકરણુ ૩ જું

## રૂક્ષ્મણી હરણ.



આ જે સંકેતનો દિવશ છે, રૂક્ષમણી સોળે શણુગાર સજી સાહેલીઓ સહ નાગ પુજન કરવાની તૈયારીમા જ ગુંથાયેલી છે. એટલામાં એક દુત દ્વારા શ્રી કૃષ્ણુચંદ્ર આવ્યાની છુપી ખબર મળી.ખબર મળતાં જતે અતિષય હર્ષવંત બની અને શ્રી કૃષ્ણુચંદ્રનાં દર્શન કરવા તે અધિરી બની; સર્વે સાહેલીઓ સહ નાગ પુજનની સામગ્રી થાળમાં ભરી તે નંદન વન તરફ જવા માટે નીકળી.

કૃષ્ણુજી સંકેતના દિવશ ઉપર નંદન વનમાં આવવા તૈયાર થઇને નિકળી ચુકયા હતા તે નંદન વનમાં આવી પહોચ્યા કે તુરત એક દુત મારફત છુપો સદેશો કહેવડાવ્યો, અને પોતે વીચારવા લાગ્યા કે આવા વિકટ સંકટનો બોજો મેં ગ્રહણુ કર્યો છે, પણુ કદાચ તે મન મોહનીનો મેળાપ ન થાય, તો તો બધું વ્યર્થજ જાય ! તેથીજ દુતને ખબર આપવા મોકલ્યો હતો. જે ખબર પહોંચતાં રૂક્ષ્મણી નંદન વન તરફ આવવાને નીકળી.

રૂક્ષ્મણી આનંદ યુક્તનાં મંદીરે આવી પહોંચી. વિધિવત્ નાગ પુજન કરી પછી મંદીરની બહાર આવી ચોમેર દ્રષ્ટી ફેરવવા લાગી, પણુ કયાંઇ શ્રી કૃષ્ણુચદ્ર તેની દ્રષ્ટીએ પડયા નહી.

તેના મનમાં વિચાર આવ્યો કે, શું કોઇ અન્ય મનુષ્યને આ વાત જાણુવામાં આવતાં મને બનાવવાની ખા-

તર દુતને તો નહી મોકલ્યો હોય ! ના ! ના ! મારા અને દેવ રૂષિ શિવાય બીજાને આ ભેદની કયાંથી ખબર પડે ! ત્યારે શું તેઓ પધાર્યા હશે ! ને મારી પ્રેમ પરિક્ષા કે દ્રઢતા જોવા વનકુંજમાં છુપાઈ રહ્યા હશે ! ના ! ના ! શું આ પરિક્ષા જોવાનો વખત છે ? ત્યારે શું હું માયા જાળથી તેમને જોઇ શક્તી નથી ? ના ! ના ! શું ધોળે દહાડે જોવામાં ન આવે, એમતે હોય કે ? ત્યારે શું તેઓ પુજ્ય બળવીર સારથીને રથ વિગેરેને માયા બળથી અદ્રષ્ય કરી, તકને હાથ કરવાની તૈયારીમા હશે ! એમજ હોવું જોઇએ એતો માયા પતિ મોરારી છે. જેની અકળ ગતી છે તેની કળના કેવી રીતે થઇ શકે !

ઓ નાથ ! હવેતો પ્રત્યક્ષ થઈ પોતાની પ્યારીના મનોરથ પરિપુર્ણ કરો. અને સંકટ સર્વે દુર કરો. અરે ! પણ અહી કોણ છે ! કે મારા અંતરની અરજ સ્વીકારે. જો અંતરયામી હાજર હોય, તો અંતરની આશા પરિપુર્ણ થવામાં વિલંબ શાનો હોય ! શું નારદજીએ કાંઇ ટીખળતો નહી કર્યું હોય ! હશે જે ભવિષ્યમાં હશે તે થશે, પણ હું યદુનાથનીજ થઇ ચુકીછું, તો તે મારી લાજ ટેક કેમ જવા દેશે !

એવા વિચારોમાં ચિત્તને દોડાવતી આમ તેમ જોયા કરતી હતી, પરંતુ શ્રી નટવર તો તેના સમીપમાંની કુંજલતા ગુચ્છમાં છુપાઇ આ પ્રકાર જોતા હતા.

જ્યારે રાજકુમારીને ઘણીજ અધિરી બનતી જોઇ ત્યારે ધીરેથી શ્રીકૃષ્ણે જણાવ્યું કે અધિરી શા માટે થાય છે. તારે માટે સર્વે ગોઠવણ તૈયાર છે.

શ્રી કૃષ્ણ ચંદ્રનાં વચનો સાંભળી રૂક્ષ્મણી આશ્ચર્ય પામીને વિચારવા લાગી કે, શું અમને ભણકારા વાગે છે,

કે કોઇ સત્યજ સુચન કરે છે! અવાજ મધુર અને સમીપથીજ આવે છે, છતાં કેમ કોઇ દેખાતું નથી! અરે દૈવ! શું હશે, ને શું થશે.

શ્રી કૃષ્ણુ ચંદ્રે ફરીથી પૂછયું—કેમ! શું વિચારમાં પડી ગયાં! ઉત્તરતો આપો? ફરીથી અવાજ આવ્યો. ત્યારે રૂક્ષ્મણીને ખાત્રી થઇ કે ભણકારા નહી, પણ નક્કી કોઇક બોલે છે. આવો નિશ્ચય થતાં રૂક્ષ્મણી બોલી, આપ કોણ છો, અને શા સારૂ જવાબ મેળવવા ઇચ્છો છો? તમોને જાણ્યા ઓળખ્યા વગર ઉત્તર કેવી રીતે આપી શકું.

**શ્રીકૃષ્ણજી**—હું કોણ છું તે મારા જણાવવા કરતાં તારા મનનેજ પૂછ કે તે તને ઓળખાણ કરાવી દેશે.

**રૂક્ષ્મણી**— ગાયન.

( અરે કોણ (૨) અરે કોણછું તું ) એ રાહ.

**રૂક્ષ્મણી**—છો કોણ (૨) છો કોણ તમે ને કયાંથી બોલો
છુપા રહો શું કામ

**શ્રીકૃષ્ણ**—શું કામ (૨) જાણોને મનમાં આપે.
આવ્યોછું આ કામ

**રૂક્ષ્મણી**—દર્શ દીયોને મ્હેર કરીને ચિતમાં કંઇ કંઇ થાય

**શ્રીકૃષ્ણ**—દર્શનથી શરમાશો બાળા એજ મુંને ચિંતાય

**રૂક્ષ્મણી**—( હવે ઓળખ્યા એતો એજ )
પાવન કીધી આપે પધારી ઉધ્ધારી હે દિનનાથ

**શ્રીકૃષ્ણ**—રહેજે મળીયું રત્ન તમો સમ છોડું નહી કદીસાથ
મન::હરી (૨) મન હરી લીધુ મન હરી મુજ
ભક્તિથી તેં તમામ

**લક્ષ્મીજી**—સરદાર જુવો મે સાચવી રાખ્યું, મનહર
સુંદીર શામ
તેમ ન સાથે આ મન સોંપ્યું તમને પુરણકામ

---

**રૂક્ષ્મણી**—દિનાનાથા દયા કરી પધાર્યા. કામ શેવા બતાવો,
હુકમ ફરમાવો દાશી તે બજાવા તૈયાર છે.

**શ્રીકૃષ્ણ**—ત્યારે મને થોડીજ વાર છે. રથ સરંજામ
તૈયાર છે ફક્ત ચઢી બેસો એટલીજ વાર છે.

કૃષ્ણ ચંદ્રની આજ્ઞા મળતાં રૂક્ષ્મણી રથમાં ચઢી બેઠી; રૂક્ષ્મણી બેઠી, ત્યાં રથના પવનવેગી ઘોડા કૃષ્ણજીએ દ્વારિકાંને રસ્તે મારી મૂક્યા.

---

## પ્રકરણ ૪ થું.

### અરે! પણ હરણ!

જ્યારે રૂક્ષ્મણી શ્રીકૃષ્ણ સાથે સદાને માટે તાબેદાર રહેવાની કબુલાત આપતી રસ્તે પડી, ત્યારે અંદરના ભેદ થી અજાણ રહેલી સાહેલીઓ ને દાસીઓએ રથારૂઢ થઇ કોઇ પુરૂષને લઈ જતાં જોયાને લીધે બુમાબુમ કરી મૂકી, ને હાંફલી ફાંફલી બની કુંડનપુરના દરબારગઢમાં જઇ તેની મા વગેરેને પોતાની સમજ પ્રમાણે હકીકત જણાવી; એટલે ભારે ગભરાટ ફેલાયો, અને દરેક જણ કહેવા લાગ્યાં, કે—"અરે! પણ હરણ!! કોણ ધુતારાથી બાઈ ધુતાઇ ગઇ! કોણે શિશુપાળ સરખા દુર્દંત રાજેંદ્રના હકને નુકસાન પહોંચાડવા હિમ્મત બીડી મરણને માગી લીધું હશે! જલ્દી પુંઠ પકડવીજ ઘટે છે. વિલંબ કરવાથી પરિણામ વિપરીત આવશે. જ્યારે મુંછપર લીંબુ ઠહેરાવનારા જવાં મર્દોના જીવતાં છતાં આવો બનાવ બને, તો પછી આથી કયું બીજું વધારે હીનપદ છે!" ઇત્યાદિ વાતો કહી ઘણાં ખરાં વિસ્મયને ખેદ પામતાં હતાં; પરંતુ તેઓ મંડળ પૈકીનાં વિચારશીળ મનુષ્યો તો સંશય લાવી બોલતાં હતાં કે—"કહો ન કહો, પણ આ કામ બાઈની મરજી વિરૂદ્ધ બન્યું હોય એમ કહેવામાં તો ખાસ આંચકો ખાવા જેવોજ સંભવ છે; કેમકે જો બાઇને કોઇ પરાણે પકડી ગયું હતે, તો તેણીની બુમો પાડવાનો કે મરજી વિરૂદ્ધ પ્રકારના થયેલા બનાવનો પુરાવો સાહેલિયો પણ બતાવી શકી નથી. અને જ્યારે ચૂપચાપ કોઇની સાથે રથારૂઢ થઈ ચાલ્યાં જાય ત્યારે તો પ્રથમથી સંકેત સહ, મસલત થયેલી જ માનવી યોગ્ય જ છે; તો પણ એમાં શું સત્ય

છે, તે જાણવાની ખાતર પણ તાકીદે ચાંપતા ઉપાયો લેવાની જરૂર છે.”

તદનંતર શિશુપાળ અને ભિષ્મરાય તથા પુત્ર રૂપકુમારે એકમત થઇ નગારે ડંકા દઈ મોટા લશ્કર સહિત રૂક્ષ્મણીની વ્હારે ચડયા. અને બહુ જ ઉતાવળથી રથના ચીલાની પુઠ પકડી: શત્રુને શોધતા આગળ વધ્યા.

શિશુપાળ અતિ અહંકાર યુક્ત બોલતો હતો કે—“મારા હક્ક પર ત્રાપ મારનારને આજે હું યમસદનમાં મોકલી, મારા ગૃહસ્રંગારને પાછી લાવીશ, મને એજ અતિ આશ્ચર્ય થાય છે કે—જે પ્રકારે સુઘડ સુંદરીના હાથથી છડાયેલા ચોખામાં કોઇ તરીયો એવો ને એવો જ સાંબેલાના મારથી બચો જવા પામે, તે પ્રકારે મારા ભુજદંડ પ્રહારથી કોણ બચી ગયેલો હશે. કે તે હવે તેનો સ્વાદ ચાખવા આ રસ્તે વિચર્યો હશે! એક અટકચાળો ને હાથે કરીને મારા હાથથી મ્હોત માગી લેનારો નંદ ગોવાળનો ઉછેરેલો કૃષ્ણ કે જે પપ્પામાંથી પિરમહંમદ થઇ પડયાના દાખલા જેવો દાવો ધરાવનારો છે, તે કદાચ હોય, તો ના નહિ, બાકી તો મને બાહુબંધ વડે આનંદ—સ્પર્શી સુખ આપનારા સ્ત્રી રત્નને હરવા કોઇ હિમ્મત કરી મરવા આવે એવો નથી. કદાચ જો તેજ અળવીતરે આ અળવીતરાઇ કરી હશે, તો તેની આજે પૂરેપુરી ખોડ ભૂલાવી દઇશ, એથી બીજો પણ તેની છેડ કરવા વિચાર સરખો પણ ન કરી શકે.” ઇત્યાદિ સનસુબા રૂપ સૂબાનો મુખ્ય સલાહકાર બની આગળ વધ્યો.

આ પ્રમાણે અસ્ત્રશસ્ત્ર બદ્ધ બન્ને લશ્કર આગળ વધ્યાં, અને એની જ્યારે રૂક્ષ્મણીને જાણ થઇ, અને ધારીને ઉભી થઇ જોયું, ત્યારે તેને પ્રતીતિ થઇ કે મારા

પુઠે શિશુપાળ અને રૂપકુમાર (રૂક્મૈયા) નું સૈન્ય ચઢી આવે છે. એમ જાણી એ વાતથી નાથને વાકેફ કરવા કહેવા લાગી કે:—

"યાદવકુળ ભૂષણ મોરારી! શિશુપાળ અને મારો ભાઇ બન્ને જબરા લસ્કર સહિત આપણાપર ધસી આવતા જણાય છે. અને આપણે લસ્કરના સાધન રહિત છિયે, જેથી સાવધ થવાની ઘણી જરૂર છે. આ બનાવને જોઇ હું ભારે ભય પામુ છું, અને મારી શી ગતી થશે એના વિષયમાં મારી તો મતી પણ મુઝાઇ પડી છે; કેમકે મારો ભાઈ મહા ક્રુર છે, અને તેનાથી વિશેષ ક્રૂર શિશુપાળ છે, તેમજ એઓ વીરાગ્રણીય યોદ્ધાઓ સહવર્ત્તમાન છે, અને આપ અહિયાં તેવા મંડળ વગરના છો, એથી મારૂં હૈયું હાથ રહેતું નથી."

આના ઉત્તરમાં શ્રી કૃષ્ણે ભીરૂ ભીષમકુમારીને હશીને કહ્યું કે—"

શ્રીકૃષ્ણ— ગાયન.

(કહેજે તારા રાજાને થાય તે કરે) એ રાહ.

છો ચડીને આવ્યા એ શિયાળ શું કરે
શિયાળ શું કરે! નહી કેસરી ડરે—છો
નહી લાવું કદી વટમાં ખામી, નવછોડુ કદી હું ભય પામી
ડરના, ધીરાથા, બેશીજા—છો.
એ શિયાળથી સીંહ શું ડરશે કેમ પછી વનરાજા ડરશે
ડરના, ધીરીથા, બેશીજા—છો,
દળબળ ત્રોડુ માનજ મોડુ મારૂ હઠાવું એક ન છોડુ
ડરના, ધીરીથા, બેશીજા—છો.

રૂક્ષ્મણી—મુજ બાંધવનો બચાવ કરજો, પ્રાણ અવરના
સુખે સંહરજો

આટલું બોલી બળવીર હળધરને કહ્યું—" વલિ ભાઈ આપ વહુને લઇ રથને વેગે સ્વસ્થળે પહોંચતા કરો કરો. હું ચડી આવેલા શત્રુદળને મારા હાથની સુખડીનો સ્વાદ ચખાડીને આવી મળુ છું."

**શ્રીકૃષ્ણ**—ડરના, ધીરીથા, બેશીજા—છે.

**હળધારીએ** હશીને કહ્યું—" શું હું તારા જાનને જોખમમાં નાંખી ચાલ્યો જાઉ ? કદિ જ નહિ ! વહુ અહિંયાં રહે, તેની શી ફિકર છે. આવેલી મઉ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી શરણ થવા ચાહે તેવો માર્ગ આદરવા હું પણ સામેલ છું. તારા કરતાં મારા મોટાવીરના હાથથી તેમની સારી પેઠે આગતા સ્વાગતા થાય તે વધારે યોગ્ય ગણાય માટે મારી સર્વ પહેલાં અત્રે જરૂર છે. "

ઇત્યાદિ મસલત ચલાવે છે. એટલામાં તો **શિશુપાળને**, શ્રીકૃષ્ણનો રથ બળરામ ને રૂક્ષ્મણી સહિત નજરે પડયો, કે તે અત્યંત કોપ યુક્ત બની બોલી ઉઠયો કેઃ—

" અલ્યા ગોવાળીયા ! હવે નાસી જતો નહિ. આજે તારી તમામ અટકચાળી ટેવનો તોડ જોડ કરી દઉછું. ઘણા દહાડાથી હાથથી સટકી ગયો છે, પણ ક્રોડો કાલા વાલા કરે, તો પણ આજે તને જીવતો જવા દેનાર જ નથી. ચોરનું કામ કરી હજુ ક્ષેમપૂર્વક જવા ચાહતો હશ; પરંતુ આજે તો તને યમને ઘેર પોહોચાડવાનીજ તજવીજ કરીશ. તારા જેવા અન્યાયીનો આજે કુલ ફાંકો ફેડી નાખીશ; માટે જરા રથને રોક, કે તારા કૃત્યનો બ-

દલો આપી દઉ. ” આટલું બોલી શિશુપાળ અને રૂપકુમાર ધનુષપર બાણુ ચડાવી શ્રી કૃષ્ણુની સન્મુખ સૈન્યના મોખરે આવી ઉભા.

શ્રીકૃષ્ણુ પણુ વિષમ વચન શ્રવણુ કરી હળધરને વધુના સંરક્ષણુ માટે વિનવી પછી શિશુપાળની સ્હામે અતીશય રોષારૂણુ થઇ શાર્ઙ્ગ ધનુષ ચડાવી તૈયાર થયા, અને એથી પરસ્પર ભારે યુદ્ધ મચ્યું.

કૃતાંત—કાળ રૂપ બની શ્રીકૃષ્ણે વજ્રી ચક્ર હાથમાં ધરી વડવીર સિશુપાળના મસ્તકછેદને માટે ચલાવ્યું; એટલે તો ક્ષણુવારમાં શિશુપાળનું મસ્તક ધડથી જુદું કરી ત ચક્ર પાછું શ્રીકૃષ્ણુના હાથમાં આવી પહોંચ્યું; એથી વિપક્ષીની સેનામાં હા હા કાર થઈ ગયો. મુખ્ય આધાર. ભૂત વીરમણિ પડયો, કે તેના સૈન્યમાં ભારે ભંગાણુ પડયું; જે જેની મરજીમાં આવે તેમ જાન બચાવવાની ખાતર રણુભૂમીને છોડી ચોદિશ ભાગ્યા. કોઇએ મુખમાં તૃણુ લીધાં, કોઇક શરણે થયા અને કેઈક દીન વચન કહી છુટકારો માગ્યો; છતાં પણુ રૂપકુમારે પોતાના લશ્કરને પાણી ચડાવી ટકાવી રાખી શ્રીકૃષ્ણુપર ભારે અસ્ત્ર શસ્ત્રનો મારો ચાલુજ રાખ્યો હતો, એ જોઈ તેનો પણુ દર્પ દલન કરવા દૈત્યશત્રુ કૃષ્ણે તેના મસ્તકને ધડથી અલગ કરવા માટે ચક્ર ચલાવવા નિશ્ચય કર્યો, એટલે રૂક્ષ્મણીએ પતિદેવનો હાથ પકડી ભાઇને જીવિતદાન દેવાની પ્રાર્થના કરી. એથી શ્રીકૃષ્ણે પ્રીયાનું માન જાળવી રૂપકુમારને શરણુ થવા વિજ્ઞપ્તિ પહોંચાડી, અને જો તેમ કરવાની ઇચ્છા ન હોય તો ચક્ર તારૂં શીરચ્છેદ કરવા તત્પર છે, વગેરે વચનો કહેવરાવ્યાં; છતાં રૂપકુમારે થોડો વખત તો તેમ કરવા વિરૂદ્ધ ઇચ્છા

રાખી, પણ એક પછી એક યુદ્ધસાધન ખુટતાં ચાલ્યાં અને પરાજય સન્મુખ ખડો થયો જણાયો એથી નિરૂપાયે લડાઈ બંધ પાડી નમી પડયો. શ્રીકૃષ્ણે પણ સુંદરી સન્માનાર્થે તેનાપર રહેમ લાવી, તેને માન આપી, સબંધને દીપાવી પોતાનો વિજય કર્યો. રૂપકુમાર પણ તે પછી સર્વ સમાધાની થઈ સમજી રાજરાજેશ્વર બનેવીને પગે લાગી પોતાના શહેર ભણી વળ્યો, અને શ્રીકૃષ્ણે બળવીર, રૂક્ષ્મણી દેવી ને સારથી સહિત દ્વારિકા ભણીનો માર્ગ દીપાવ્યો.



# પ્રકરણ ૫ મું.

## હસ્તમેળાપ.

રણભૂમીને શોભાવી શ્રીકૃષ્ણ દ્વારિકાને પંથે પળી કેટલોક વખત વીત્યા બાદ દ્વારિકાની સમીપના એક વનમાં જઈ પહોંચ્યા. ત્યાં અશોક (આશોપાલવ).ની વૃક્ષઘટને નિહાળી આનંદ પામી બળવીરની સંમતી સહ એવા નિશ્ચયપર સ્થિત થયા કે–'આ સ્થળ હસ્તમેલાપ કરવાના લાયક જ છે. માટે અહિયાં જ આનંદપ્રસંગની મજાહ લેવી ઘટે છે.' ઇત્યાદિ ચિંતવી રથને ત્યાંજ છોડી દેવાની સારથીને આજ્ઞા આપી.

તત્પશ્ચાત્ વનમાંથી પુષ્પભારવડે નમેલી ને માન પામેલી સુગંધી પુષ્પલતાઓને લઇ આવી તેનોજ ચૉરીમંડપ રચ્યો, અને તેમાં મંગળ મૃત્તિકાના ચાર ઢગલા બનાવી રૂક્ષ્મણીના હસ્તમેલાપની તયારી કરી. કોકિલાઓ સૌભાગ્યવંતી સુંદરીઓની અવેજીમાં મધુર મંગળ ગીત–શબ્દ બોલવા લાગી. અન્ય પક્ષીઓના મધુર કિલ કિલ શબ્દરૂપ મંગળ વાજિંત્રો વાગવા લાગ્યા. શૂડાઓ વદપાઠ ભણવાનું ભાન કરાવવા લાગ્યા, અને ચંદ્ર સૂર્યાદિની સાક્ષી સાથે લગ્ન વિધિનો સમારંભ થયો જણાયો. સ્હામા સ્હામી પવન ઝપટને લીધે નમતાં તરૂઓ અખંડ સૌભાગ્ય ઇચ્છી નમન કર્યાનો ભાવ પ્રકટ કરતાં હતાં. આમ હોવાથી નિષાદાલકૃત પણ વિષાદ ફિસાદ રહિત હોવાને લીધે મંગળમય વન થઇ રહ્યું જણાવા લાગ્યું. વસંતના યોગને લીધે વનમાં વિશેષાનંદ પ્રાપ્તિ થતાં વરવહુ અતિ ઉત્સાહવંત બન્યાં હતાં, અને એથી નિર્વિઘ્નપણે હસ્તમેલાપાદિ વિધિ સાચવી. દંપતીના હક દ્રઢ કર્યા. આનંદ આનંદ

વરતાયો! સર્વની ચિંતા મટી. સર્વ શ્રમ સફળ થયો, અને જોઈતી જોડી જોડાવાથી આનંદરંગ વધામણાં થયાં.

તદનંતર લતામંડપમાં એકાંત મળવા સમય શ્રીકૃષ્ણજીએ નવલ વધૂને સ્મિત હાસ્ય પૂર્વક ટકોર મારી કે–"ભીરૂ ભામિની! મને યુદ્ધ સાધન વગર નિહાળી જે ભારે ભયવશ થયાં હતાં. પણ હવેતો ક્ષત્રિયપણાની કંઇ ખાત્રી થઇ કે હજુ બાકી છે? શિશુપાળ ને રૂપકુંમારને તમો બહુ ક્રૂર શૂર કહી મને જે મર્મમાં સમજાવતાં હતાં તેનો નિશ્ચય થોડા વખતમાં જ કરાવી દીધો સમજાુંછું; છતાં હજુ શંકા હોય તો કહેજો કે વખત પડયે તેનું નિવારણ કરી શકાય; ભોળી ભામા! સબળ શત્રુ સ્હામે છળ કરવા માત્ર રચના સાધન વગર અન્ય યુદ્ધસાધન નહી લેતા આવ્યો હઈશ તે શું કોકની હીમ્મતથી? કેહાસ્ય કરાવા હારી પાછો હઠવાના હેતુથી? હશે,વ્હાલી! તને મેળવવા માટે કશો પણ વિચાર ન રાખતાં ફક્ત આત્મબળપર આધાર રાખી વનવિહાર કરતાં બારોબારજ ચાલી આવ્યો હતો, અને તેંત સઘળી ધારણા પાર પાડી,એ સર્વ તમારા સૌભાગ્યબળનો જ પ્રભાવ; માનુ છું. અને ઇચ્છું છું કે તમને મેળવવા કરેલી મહેનત અને ઉઠાવેલા જોખમને ધ્યાનમાં રાખી તમો આ તમારા વિનોદાભિલાષીને વટતું સંસારિક સુખ આપશો જ. તમારી ખાતર મેં મારી વ્હાલી પાટરાણીની પણ પરવા ન રાખતાં સઘળા હસ્તમેલાપના હકો તમોને સમર્પી દીધા છે, તે તમો વિસરી જતાં નહિ; અર્થાત્ તમારાં તરફ મારો કેવો અને કેટલો બધો અવર્ણનીય–અનુકરણીય–સ્મરણીય પ્રેમ છે, તે તરફ લક્ષ આંપી મને અત્યાનંદ આપશો એજ પુનઃપુનઃ

આ પ્રમાણે દંપતિ વિનોદી વચન વદતાં આનંદમાં નિમગ્ન થયાં.

તે દંપતિ તથા બલવીર અને સારથી એ ચારે જણ ક્ષેમ પુર્વક દ્વારામતિ આવી પહોંચ્યાં. છપ્પન્ન કોટી યાદવમંડળે રૂક્ષ્મણીના લગ્નપ્રસંગના સમાચાર મળતાં આનંદ પામી પોતાના મંડળેશ્વરને સન્માન આપવા સન્મુખ જઇ જયનાદથી વધાવ્યા. સુંદર સોહાગણ સ્ત્રીઓએ અને કુમારિકાઓએ મંગળદ્રવ્યથી વધાવી સુકંઠવડે આનંદ મંગળનાં ગીતો ગાયાં. ઘરઘર તરીયા તોરણ બંધાયાં. ગુડીઓ ઉછળવા લાગી, ઘરઘરથી વધામણાં દીધાં. સ્થળોસ્થળ સન્માનાર્થે નાટારંભ અને મહાજનમંડળ દ્વારા મળતા માનની મજા જોવા લાયક જણાતી હતી. મંગળવાદ્યોના આનંદદાઇ શબ્દ કર્ણોને અતિ સુખ આપતા હતા. અને જ્યાં ત્યાંથી ' દંપતિ ઘણું જીવો એજ મંગળ આશીષ સાભળવામાં આવતી હતી. આ પ્રકારે અત્યાનંદ સહ દંપતિ રાજભુવનમાં આવી પહોંચ્યાં. અને તેમનું વેદપાઠી વિપ્રવરોએ શુભાશિર્વાદ આપી દીર્ઘ કલ્યાણ ઇચ્છયું.

રૂક્ષ્મણી રાણી કે જે લક્ષ્મીજીનો જ અવતાર મનાય છે, તેણીએ પોતાના ઉત્તમ ચાતુર્ય વડે પતિ દેવને એવા તો સ્વાધીન કરી લીધા કે, તેઓ ખુદ પાટરાણીને પણ બિલકુલ મળવા જતા ન હતા; અરે ! ગયા જ નહતા એમ કહીએ તો પણ જરા અસત્ય નથી શ્રી કૃષ્ણ રૂક્ષ્મણીના મોહ પાશમાં સપડાઈ તેનાજ તાબે થઇ પડયા હતા; એટલું જ નહી પણ રાત દિવસ રૂક્ષ્મણીના ગુણોનુંજ ગાન કરતા હતા.

# પ્રકરણ ૬ ઠું.

## કૃષ્ણ ચરિત્ર.



શ્રી કૃષ્ણ રૂક્ષ્મણીના પ્રેમપ્રસંગ વશથી રાજ કાજ ભુલી ગયા. પ્રભુ ભજન સ્મરણ પણ ભુલી ગયા. મિત્રો અને સંબંધીઓને મળવા હળવાનું પણ ભુલી ગયા, અને જગની નીતિ રીતિનેપણ ભુલી ગયા એ સર્વને ભુલી જવાનું મુખ્ય કારણ નવલવધુના દર્શન સ્પર્શન આદિનુ જ છે, ખચિત લક્ષ્મી શુધ્ધ શુધ્ધિ બુદ્ધિ વિસરાવનારી તેજ હતી, એથી શ્રી કૃષ્ણ તો તેનાં દર્શન સ્પર્શનની તૃપ્તિથી સર્વ ભુલી ગયા; પણ વ્હાલા વાંચકવૃંદ તો ફક્ત લક્ષ્મીના નામ શ્રવણ માત્રથી જ સર્વ ભુલી ગયા છે, કે જેઓને પેલી દુ.ખને ભેટી પડેલી સત્યભામાની શી વલે થઇ એટલું પુછવું પણ યાદ રહ્યું નથી.

શ્રી કૃષ્ણ તો નવલવધૂના આનંદરંગમાં રંગાઈ રંગભુવનમાં આનંદાભુવન કરતા હતા, પણ બિચારી સત્યભામા તો છાતીપર સાડા ત્રણ મણની જીવતી શોક્ય આવ્યા બદલ અને તે છતાં પતિએ બતાવેલી બેદરકારી બદલ વગર અગ્નિયે બળ્યા કરતી હતી. પ્રથમ તો તે એ જાણવા ચાહતી હતી કે નટવર કયા દોષ—વાંકને લીધે મારાપર શોક્ય લાવ્યા, અને મારી વાળી વાટ પણ જોતા નથી. આ તે કોના ઘરનો ન્યાય ! શું હું હવે તદ્દન વીસરાઈગઇ છું કે—પડયા રહો ને ટુકડા ખાઓ, એવું અપમાન, સાંખી રહું ! ગમે તેટલી તો પણ હું પાટરાણી છું; છતાં

શું મારી આવી સ્થિતિ કરવી જોઇયે ! નવું તો નવ દહાડા છે ને જુનું તો જન્મારો જેમનુ તેમજ રહેનાર છે. એ ક્યાં એમના સમજવામાં છે ! ભલે ને કદાચ બીજી કરવી હતી, તો તે ઠીક, પણ આમ અબોલા લેવા એ શું વાજબી કર્યું છે ? હશે, જે થયું તે થયું, જરા એમનું મન તપાસવા કે પાતળો પડેલો સ્નેહ સબંધ, ઘટ્ટ કરવા યત્ન આદરવાની અત્યાવશ્યકતા છે. એ તો એક ઉપર અનેક સ્ત્રી લાવી શકશે. પણ હું એ એક પતિ વગર બીજો પતિ જીવન પર્યંત કરવા અધિકારિણીજ નથી; તો પછી રીસકણા અને વિના કારણે વચકાં પાડનારા રસિયા રમણુને મનાવવામાં શા માટે વિલંબ કરવો" ઇત્યાદિ વિચારી એક દૂતીને પોતાના સમાચારથી વાકેફ કરી જેષ્ટ બળરામ જી પાસે મોકલી. અને તે દૂતી પણ આજ્ઞાનુસારે તરત બળભદ્રજી સમીપ જઇ પહોંચી, અને અદબ સહીત પ્રણામ કર્યા. આવવાનું કારણ પૂછતાં તેણીએ વિનવ્યું કે–

"મારાં બાઈસાહેબે આપ નામદાર દ્વારા યોગ્ય ખુલાસો મેળવી દેવા વિનવ્યું છે કે–મને આપના બાંધવજીએ હાલમાં લાંબીવખતથી અણમાનીતો કરી મૂકી છે; પણ મારા દોષનું કારણ મને જણાવ્યું નથી. એવો તે મારો શો વાંક છે, કે મારી સાથે એકદમ અબોલા જ લાધા! સ્નેહમાં અબોલાથી વધારે કોઈ ભારે શિક્ષા નથી, તો તેવી ભારે શિક્ષાને પાત્ર કયા વાંકને લીધે થઈ છું, ફક્ત તેજ જાણવા અત્યાતુરછું. દુનિયામાં મારૂં અને એમનું આમ થવાથી સારૂં દેખાય છે ? કદાચ પોતાના મનુષ્યમાં વાંક આવે તો ઘરને ખૂણે સો ખાસડાં મારી લેવાં, પણ આમ વગર વાંકે ફજેતી કરવી એ કેવો જુલ્મ કહેવાય ?

આશા છે કે આને સત્વર ખુલાસો મેળવી, આપ વડીલ આભારી કરશો.

આવું દૂતીનું વચન શ્રવણ કરી તરત જ્યાં શ્રીકૃષ્ણ આનંદવિલાસ અનુભવે છે, ત્યાં જઇ પહોંચ્યા; અને પરસ્પર વિવેક જાળવી ખુશમિજાજથી વાતો કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે મોટાભાઇને આવવાનું કારણ પૂછ્યું, ત્યારે **બળીભદ્રે** કહ્યું—

" નવલવધૂ કરવામાં આપણું ભૂષણ મનાય છે; પરંતુ પાટવધૂને વિના વાંકે વિસારી દેવામાં બિલકુલ ભૂષણ નથી, એટલુંજ કહેવું બસ માનું છું; માટે તેની પૂર્વની પેઠે સાર સંભાળ લ્યો. ઘરમાં કંકાસ ઘાલવો એ અતિ નુકસાનીનું જ નિદાન છે. ચાલતા બળદેને આર મારવી એ યોગ્ય ગણાય નહિ, માટે જરા નીતિ રીતિ રાખીને વર્ત્તો તો ઠીક "

વડિલબન્ધુનાં આવાં વચન સાંભળી **શ્રીકૃષ્ણે** કહ્યું—" પૂજ્યબન્ધુ ! હું આપના વચનાનુસાર જ વર્તિશ. એ માટે હવે ઠપકાને પાત્ર થઇશજ નહિ. "

આ પ્રમાણે વાત થતાં બળવીર પ્રસન્ન થયા, ને અન્ય મતલબ જેટલી વાતો કરી તરત પોતાને મહેલે પધાર્યા. અને દૂતીને કહ્યું કે—

"તારી બાઇને કહેજે કે—સર્વે સમાધાની કરી છે ને શ્રીવર તમારી સાર લેશે, માટે બેફિકર રહેશો. "

દૂતી આવું સાંભળી નમન કરી પાછી પોતાની સ્વામીની હજૂર જઈ પહોંચી. અને સર્વ સમાચાર નિવેદન કર્યા એથી પટરાણીને જરા શાન્તિ મળી.

પેચીલા ને કુતૂહલી શ્રીકૃષ્ણ પાટરાણીના મહેલ તરફ પરવર્યા. જયારે સત્યભામાએ પ્રાણેશ્વરને આવતા જોયા ને નજરમેલાપ થયો, ત્યારે ભરાયલા દિલડાને ખાલી કરવા ચોધારાં આંસુ ઢાળવા લાગી. દયામણા ચ્હેરાએ રોતી ને સ્વામીની આસનાવાસના કરતી પૂછવા લાગી.-

" મસ્તકમણિ! હું ઘણી વ્હાલી હતી; છતાં આવી અળખામણી એકદમ કેમ થઇ પડી? મારો વાંક શો છે તે તો જરા જણાવવા કૃપા કરો. યદુનાથ! છેક આવા નમેરા થાઓ છો! જરા મારી દયા પણ નથી આવતી? મારી સેવા વગેરે તરફ પણ બિલકુલ લક્ષ ન આપ્યું નવી કરી તો કરી; ભલે પણ આમ ત્યાં જ પડયાને પાથર્યા રહી મને છેક વિસારી દેવી એ શું આપ અલબેલાને યોગ્ય છે? છબીલા છેલ! મને જરા પણ વિચાર ન જણાવતાં પર[illegible] લાવ્યા, અને એ છતાં અહિયાં આવવાનું જ છોડી દીધું એ કંઇ ઓછો અન્યાય છે! ચોરીમાં હાથ ઝાલતી વખતે અને સપ્તપદીના ડગ ભરતી વખતે શું કૉલ કરાર કરેલા છે! તેનું જરા સ્મરણ તો કરો. ભલે નવી કરી, પણ તેનું મ્હોં પણ જોવાને મારો હક નથી કે શું! મારી કંઈ ટોક લાગે એમ આપને શંકા થાય છે કે અહિયાં લાવવામાં સંકોચાઓ છો? મારા કરતાં કદાચ નવી રાણીજીનું વિશેષ ગૌર વર્ણ હશે, કે વિશેષ રૂપ લાવણ્યતા માનેલી હશે, પણ ઉર્વશી તો નથી ને? જો તેમ હોત તો વખતે મારી નજર લાગવા જેવું ગણુત, પણ કોણ જાણે અહિયાં ન લાવવામાં શાએ પેચ હશે. હશે, જે હોય તે ભલે; પણ રસિયા! એ તો ફરમાવો કે મને કયાં લગી આમ રીબાવવી ધારી છે.ર-

સિયા વગર રાત દિવશ કેવી રીતે ગુજરતાં હશે, તેનો નિ-ગુણા નાથ ! કંઇ ખ્યાલ થાય છે? પોતે આનંદમાં મ-ગ્ન રહે, તો પછી બીજાં રડે કે મરે તેની શી પરવા ! હવે કરવું છે શું?"

શ્રીકૃષ્ણે હસીને કહ્યું—"શાહણી સુંદરી તું સદા આવા ભો ળી અને શંકાશીલ હૃદય વાળી જ રહી. મારા મનમાં તો આવા તારા જેવા કાવાદાવા છે જ નહિ. હું તો અમથો જ નહોતો આવતો, જરા નવીને ધીરજ થવા ત્યાં વધારે રહેવાનું ખાસ પ્રયોજન સમજી ત્યાં રહેવું દુરસ્ત ધાર્યું હતું, પણ તને એમ કરતાં વચકુ પડશે એમ મારા ધારવામાંજ ન હોતું. હજુ નવીને જોઈ નથી, તેમ તેણીએ કંઇ શોકયપણું બતાવ્યું નથી. છતાં પણ અત્યારથી જ વ્યંગ વચન વદ-વાની હિલચાલ કરો છો, એ મને ઠીક લાગતું નથી. કેટ-લીક સ્ત્રીઓ પ્રથમ પતિનું મન દુભવવા પોતાપર આવે-લીનું જરા ઘસાતું બોલે કે તેનાં છિંદ્રણીયાં પાડે અને એથી હાથે કરી રસાકસીને વધારી હલકી બને છે, મને તો નવાં માટે વધારે પક્ષ કરવાની ટેવજ નથી, પણ જ્યારે તું કટાક્ષમાં મને તેણીનો પક્ષકાર બતાવે છે, તો પછી હવે મારે પક્ષ કરવો જ ઘટે છે. તું કહીશ કે મારામાં શો વાંક આવ્યો કે નવી કરી? તો કહેવું જ જરૂરનું છે કે—મારી તબીયત જાળવવામાં તું તદ્દન બે દરકાર છે. તબીયત ઉડાવવી પડે એટલા માટે ઘણી વખત તું કપટનિંદ્રા વડે સૂઇ રહે છે. તો પછી અમને તારા તરફથી સુખ શું? તે કહે ! સ્ત્રીઓએ કાર્યોમાં સલાહ આપવા વખતે પ્રધાનનું, તબીયત ઉડાવવામાં દાશીનું, જ-માડતી વખતે માતાનું, શયનસુખમાં રંભાનું, ધર્મકાર્યમાં

અનુકૂલતાનું, અને ક્ષમા શિખતામાં પૃથ્વીનું સ્વરૂપ ધારણ કરી નિતિ ભક્તિ પરાયણતાનું પદ મેળવવું એજ કર્ત્તવ્ય કર્મ માનવું અવશ્યનું છે, છતાં તમે તે ધર્મને વિસારી દીધેલો છે, એજ તમારો મહાન વાંક અને એનેજ લીધે મારી સંપૂર્ણ પ્રકારે તબીયત ઉઠાવે તેવી નવાને લાવવી પડી છે.

સત્યભામાએ કહ્યું—અપરાધ ક્ષમા કરો. સ્ત્રીના વાંક વાતે વાતે પડે છે, વો તે તરફ હવે લક્ષ ન આપો. જે થવાનું હતું તે થઈ ગયું, પણ હવે દયા કરી તે બાબતને મનમાથી દુર કરી દો.

શ્રીકૃષ્ણે કહ્યું—" અરે ! હજુ તો એના પગે લગાડવા ઇચ્છું છું.' એમ અંત આવવાનો નથી.

આત આશ્ચર્ય સહ સત્યભામાએ કહ્યું–" શું ! શું ! મને નવીને પગે લગાડવાની ઇચ્છા છે ? હું પરિણિત પટરાણી તે ગાંધર્વ વિવાહથી પોતાની કરી લાવેલીને પગે લાગું ? અરરર નવીનું વિશેષ રૂપ જોઇ એકદમ બદલાઈ ગયા ! ગોપીનાથ ! ખરી રીતે તો એ મારે પગે પડે એ જગતની રીતિ છે ! છતાં આપ તો નેત્રનાં પાણી મોભે ચડાવવાં ધારો છો; હશે જેમ આપ રૂડા દેખાઓ તેમ કરો. મને તો રૂક્ષ્મણીને જોવાની ઘણી હોંશ છે. માટે મને બતાવો તો ખરા. કે તેને જોઇ હેયું તો ઠારૂં."

શ્રીકૃષ્ણે કહ્યું—" જોવી હોય તો ચાલ વનમાં લક્ષ્મીજીના મંદિરે મેળવું. અહિયાં સ્હામે પગલે લાવવાની નથી. બોલ શું ઇચ્છા છે ? જલદી બોલ. મને હવે વાર લાગે છે. મોહિની વગર મને હવે ક્યાંય ગમતું નથી. જો આવવું હોય તો તયાર થા." એટલું બોલી શ્રીકૃષ્ણ ઊઠી

ઉભા થયા અને જ્યાં રૂક્ષ્મણી હતી ત્યાં જઇ રૂક્ષ્મણીને સાથે લઇ ઉપવનમાં ગયા. તે જગોએ જઇને સત્યભામા ને રૂક્ષ્મણીના પગમાં નમાડવા એવી યુક્તિ રચી કે–લક્ષ્મીજીના મંદિરમા મૂર્તિના અગાડી રૂક્ષ્મણીને સુંદર વસ્ત્રાલંકાર યુક્ત કમળ પુષ્પથી કર શોભાવી અચળ મૂર્તિની પેઠે બેસાડી મારા આવતા લગી મૌન્ય પણે બેસી રહેવાનું કહી, તે પછી શ્રીકૃષ્ણ પાછા સત્યભામાની પાસે જઇ પહોંચ્યા, ને સત્યભામાને કહ્યું–"કેમ લક્ષ્મીજીના મંદિરે આવવું છે કે નહિ ? આવા વિચાર હોય તો તૈયાર થઇ ત્યાં જઇ પહોંચ, હું રૂક્ષ્મણીને લઇને ત્યાં આવી પહોંચુ છું." એટલું બોલી શ્રીકૃષ્ણ તરત વનમાં લક્ષ્મીજીના મંદિરે ગયા અને કમાડના ઓઠે છૂપીને સત્યભામા આવી શું કરે છે, તે જોવા ઉભા રહ્યા.

સત્યભામા પણ પોતાની સખીયો સહિત લક્ષ્મીજીના મંદિરે સત્વર જઇ પહોંચી, અને વાવમાં હાથ પગ ધોઇ માલણ પાસેથી પુષ્પ ફળ વગેરે લઇ શ્રીદેવીના મંદિરમાં ગઈ. માતાજીને પગે લાગી ફળ ફૂલ વિગેરે ચડાવી પૂજન કરી હાથ જોડી સ્તવના કરી પ્રાર્થના કરવા લાગી કે–

"મંહમાયા ! હું વારંવાર પગે લાગી માગી લઉ છું કે–" મારૂં સૌભાગ્ય અખંડ કરજો. મારૂં કહ્યું જ યાદવેંદ્ર માને તેવી પ્રેરણા કરજો, અને મારૂં અત્યંત સ્વરૂપ વધે તેવી કૃપા કરજો."

આ પ્રમાણે સત્યભામાને પ્રાર્થના કરતી ને વારંવાર લળી લળી પગે લાગતી જોઇ શ્રીકૃષ્ણ ખડ ખડ હસી પડયા, ને તાળીયો વગાડી સ્મીતહાસ્ય કરવા લાગ્યા. એ જોઈ સત્યભામાએ કહ્યું—"યાદવેશ્વરજી ! આમ શું કરોછો ?"

શ્રીકૃષ્ણે કહ્યું–"હું તો જે કરૂં છું, એ ઠીક કરૂંછું,

પણ તું શું કરે છે અને વારંવાર કોને પગે લાગી પ્રાર્થના કરે છે? જેને તું પગે લાગે છે તે લક્ષ્મી માતા નથી, પણ મારી લક્ષ્મી દેવી રૂક્ષ્મણી છે. ”

**સત્યભામા** વિહસે મ્હોડે બોલી—“ નટવર નાથ ! છેમારી વ્હેનને પગે લાગી, તેમાં શું હરકત ? કૂડ કપટ કરવાં એ તો તમારો મુખ્ય અને સદાનો ધર્મ છે. ટીખળ કરી જેને તેને લડાવી મારી ખુશ રહેવાની જે ગોવાળી-ટેવ હતી તે હજુ પણ ગઇ નથી. મારી વ્હેન ને હું તો આખર એકજ છિયે અને હળી મળીને જ રહીશું. પણ તમે તેમ નહી રહેવા દેશો. જે દહાડે ખટ પટ ન કરો તે દહાડે આપને અનાજ જ નહિ પચતું હશે. હશે જે આપને રૂચ્યું તે ખરૂં. ” એટલું બોલી સમયને માન આપી હસતી એકદમ રૂક્ષ્મણીને ભેટી પડી, એટલે રૂક્ષ્મણી અતિ પ્યારથી ભેટી પડી પરસ્પર વાર્ત્તા વિનોદ કરવા લાગ્યાં.

તંદનતર બન્ને વ્હેનો હાસ્યક્રીડા કરતી રાજ્યમહાલમાં આવી અત્યંત સ્નેહ સહિત સંપથી—હળીમળી એકત્ર રહેવા લાગી, એથી શ્રી કૃષ્ણ પણ ધારેલી ધારણા સફળ થઇ માની તેઓ સાથે સ્વર્ગીય સુખવિલાસ ભોગવતા જીવનને ધન્ય માનવા લાગ્યા;

## પ્રકરણ ૭ મું.

### જાંબુવંતી.

સમય સવારના સાત વાગ્યાનો હતો. શ્રી કૃષ્ણ વનક્રીડા નિમિત્તે વનનિ કુંજમાં વિહાર કરતા હતા; એ સમય સ્વાર્થ સાધક ને પરોન્નતિબાધક ઋષિ નારદનું આવાગમન થયું. શ્રી કૃષ્ણે પ્યારથી નમન કરી નવલ સમાચાર જાણવાની જિજ્ઞાસાને લીધે પૂછ્યું—

“ દેવર્ષિજી ! દેશવિદેશાદિમાં વિચરતાં કાંઇ આશ્ચર્ય-

કારક બનાવ જોયા છે ! જો એવું કંઈ હોય તો ને જણાવો તો તે જાણવા અતિ આતુર છું; આપને નવાઈના બનાવો જોવાનો શોખ છે અને સર્વત્ર વિહારીને જોવામાં પણ આવે. તેમજ રાજાઓ એવી વાતોની જ ખોળ—પડપૂછ કરવામાં તત્પર હોય છે, એથી નવાઇ જેવો પ્રકાર દીઠામાં આવ્યો હોય તેથી વાકેફ કરો.”

**નારદે** પોતાની ટેવને અનુસરી કહ્યુ—“ શ્રીપતિ ! બીજો તો કોઇ નવાઇ જેવો બનાવ જોયામાં આવ્યો નથી, પણ ફક્ત એક વૈતાઢ્ય પર્વત ઉપર જે હૃદયાનંદ દાયક જોયેલ છે, તે સાંભળો. તે પર્વત સ્થળનો રાજા **જાંબુવાન** છે, તેને **શિવચંદ્રા** નામનો પરાક્રમી પુત્ર છે અને હુર પરી જેના પગ ઓળાંસે એવી અનહદ રૂપ ગુણ સંપન્ન **જાંબુવતી** નામની પુત્રી છે. શ્રિ જગત્પતિ ! એના રૂપની સરખામણી કરનારી સ્ત્રી મેં ત્રણે લોકમાં ક્યાંય પણ દીઠી નથી.”

**નારાયણે** હસીને કહ્યું—“ આપ પણ બહુ જબરા છો; એક એકથી અધિક આશ્ચર્યકારી વાતોને શોધી લાવો છો; પણ એવી અનુપમ રૂપવંતી પ્રાપ્ત શી રીતે થાય કે તે ધાર્યું થાય ! મને તો એ જ દુઃખ છે કે જો કોઈ અતિસ્વરૂપવાન્ સ્ત્રીનું નામ સાંભળું છું, તો તેની ભેટ લેવાની જ આતુરતા પેદા થાય છે. તે એટલે સૂધી કે ચાહે તેટલી નુકસાની ખમીને પણ તે મનોરમાને મેળવું તો જ જંપ વળે; માટે એવો કોઇ ઉપાય છે કે એ સુખેથી પ્રાપ્ત થાય ! અને મારો સંતાપ જાય.”

**નારદે** હસીને કહ્યું—બસ મુંઝવણ તો એટલી જ છે ને ? લ્યો સાંભળો ત્યારે તમારી અકળામણ ટળવાનો

ઉપાય કે જે પહેલે નંબર, નમુનેદાર, હૃદય મંદિરમાં મનન કરવા જોગ અને સ્હેલાઇથીર પાર પડે તેવો છે, તે સાંભળો; એ રૂપની પૂતળી ને તમારા મનમાં વસેલી ઉર્વશી હમેશા ગંગાજીમાં સ્નાન કરવા અને રમત ગમત કરવા પોતાની સખીયો સહિત આવે છે, માટે ત્યાં જઇને નિહાળો ને મનનાં દુખડાં ટાળો, પણ પહેલાંથી ચેતાવું છું કે જો વિદ્યાધરોને અનીતિ કર્યાં છતાં પણ જીતવાની પહોંચ હોય તો તેનું હરણ કરજો, નહિ તો એ રસ્તે કદિએ પગ ન ધરશો."

નારદનું ચાનકકારી પણ સ્વાર્થપૂર્વક કથન સાંભળી શ્રીકૃષ્ણે જાંબુવતીને હરી લાવવાની પ્રતિજ્ઞા કરી, અને ચતુરંગી સેના સજી નારદની બતાવેલી જગોએ જાંબુવતીને જોવા, અરે! તેનું હરણ કરી કઇંના અમૂલ્ય પ્રાણ ખોવા તાકીદે ચાલી નીકળ્યા, એ જોઇ નારદ અત્યાનંદમાં આવી મન સાથે કહેવા લાગ્યા—

"તાલ તો ઠીક જામશે. સત્યભામા ઉપર એક રૂક્ષ્મણી તો આવી એથી મોંઘી હતી તે સોંઘી તો થઇ જ ગઇ છે. હવે વળી આ બીજી થશે એટલે તો પછી ભાવ જ કોણ પૂછનાર છે! ગર્વીલી સ્ત્રીઓને તો આવી જ શિક્ષા આપવી ઘટે છે. નહિતો તેઓ હદથી ઉપરાંત ફાટી—ફ્હેકી જાય છે. જો કે માત્ર ગમત જોવાનોજ લાભ છે એમ મને લોકો અપવાદ આપવા લવારો કરે છે, પણ મને ગમતની ખાતર આવાં કામ કરવાની કશી જરૂર નથી, પણ ફક્ત કોઇ દુનીયાનું દુઃખ ભાગે, કોઇનું સૂતેલું સુખ જાગે, દુનિયાં આડે અવળે રસ્તે ન ભાગે, તેનેઆખર મારો બોધ હિતકર લાગે, એ માટેજ ગાંઠનું ગોપીચંદન

ગુમાવો કોકનું ભલું કરવા આવા માર્ગ આદરૂં છું; કેમકે પરોપકાર એ જ જીવનનું સાર્થક છે.

પ્રિય વાચકવૃંદ! **હાડીઆને મન હસવુ થાય અને દેડકાના પ્રાણુ જાય**, તે સરખો નારદનો વ્યવહાર છે, ભોગેચ્છુ ભૂધર (કૃષ્ણ)નું ભલી ભામિનીના ભોગમાં મન ભમાવી દઇ કંટકનું કાત્યાયન કરવા જેવો સંયોગ જમાવી દીધો. એથી શ્રીકૃષ્ણ તો એકદમ ગંગા પ્રદેશમાં જ્યાં જાંબુવતી સખિયો સહ ગીત ગાઇ આનંદ કરી રહી હતી ત્યાં જઇ પહોંચ્યા. અને જાંબુવતીને જોઈ અતિ આલ્હાદ પામી વિચારવા લાગ્યા.—

"અહા વિધાત્રી! તું પણ એક એકથી અધિક રૂપશાળી રમણીઓને નિર્માવે છે!! આહા! શું એનુ મનહર રૂપ! અને શું એની સુકંઠની માધુર્યતા છે, કે જેનો જોડો ત્રિલોકમાં પણ જડે તેમ નથી. મારા મોજી મિત્ર નારદે જે પ્રમાણે આના રૂપ ગુણનું વર્ણન કર્યું હતું એવું જ નહિ બલકે એથી પણ અતિ ગુણગૌરવતા પૂર્ણ છે એમ હું પ્રત્યક્ષ નિહાળું છું. બસ હવે તો એને ઉપાડી જવી, એ શ્રેષ્ઠ ઉપાય છે; પણ જરા એને ચેતાવી ઉઠાવી જવી એ વધારે ઠીક ગણાય; માટે હું પણ એને મોરલીના મનમોહક તાનથી મોહિત કરી હરી જઉં. છેક પરાણે પ્રીતિ કરવા જઇયે, તો તેમાં ખચિત નિરાશ થઇયે; માટે પ્રેમના અંકુરો તેના અંતઃકરણમાં ઉત્પન્ન કરી દઉં, કે જેથી એ પણ મારા તરફ એની મેળેજ મમતાની નજરે જોવા લાગશે." એમ નિશ્ચય કરી મધુરી મોરલીનો નાદ પ્રગટ કર્યો!

જ્યારે જગમોહન શ્રીકૃષ્ણની મોરલીનો ધ્વની રમતી ગાતી બાળાઓના કર્ણપુટમાં પડયો, ત્યારે તો તે સઘળી પોતાનો ચાલતો વ્યવહાર અટકાવી દઇ મોરલી વગાડનારના

તરફ એક ટેકથી આશ્ચર્ય ચકિત::બની નિહાળતી એક બીજાને 'આ મોહન પુરૂષ કોણ હશે ! એવો પ્રસ્ન કરવા લાગી, પણ મુરલીધરથી સર્વ અજાણ હોવાને લીધે કહેતી હતી કે, 'પ્રભુ જાણે,' જ્યારે આ ઉત્તર મળતો જેયો ત્યારે ખુદ રાજકુમારીએ તે મોહન પુરૂષને પૂછી ખુલાસો મેળવવા હિંમત ધરી આગળ વધી પૂછવાં લાગી કે;—

## ગાયન.

( કોણછો તમે ક્યાં થકી આવ્ય ) એ રાહ.

**જાંબુવંતી**—સ્યામ સુંદર મુરલી બજાવો,
પેહેર્યું પીતાંબર મુજ મન ભાવો;
કહો કૃપા કરી આપ નામ,
અહીં પધાર્યા છો કોણ કામ.

**કૃષ્ણ**—મારૂ નામ છે કૃષ્ણ મોરારી,
આવ્યો કરી લેવા હર્ણ નારી;
ચાલો ચતુરા તૈયાર થાઓ,
આ રથ માંહી બેશી જાઓ.

**જાંબુવંતી**—એવું કરવું ઘટે નહી તમને,
હરી લેવા આવ્યા હશો અમને;
તેથી કાઢશો નહીં કાંઇ સાર,
હાથે કરીને બનશો ખુવાર.

**કૃષ્ણ**—એતો જાણ્યું ડાહાપણ તારૂ,
**જાંબુવંતી**—જરા વિચાર કરજે વારૂ;
**કૃષ્ણ**—જોઇ વિચાર વાળી તુજને,
શું તું શીખ આપે છે મુજને.

એ પ્રમાણે કહી રથમાં નાખીને રસ્તે પડ્યા.

આ બનાવ જોઇ સખી મંડળે બહુએ બુમારવ કર્યો; પણ ત્યાં કોણ સાંભળે તેમ હતું. એથી બેબાકળી બનીને તરત વિદ્યાધરપતિ જાંબુવાનના સમીપ જઇ થયેલા બનાવથી વાકેફગાર કર્યો. જાંબુવાને વાત સાંભળતાં વેંતજ ચતુરંગી સેનાને સજ્જ કરી હેરૂની પુંઠ પકડી પાડવા ચાલી નીકળ્યો એટલુંજ નહિ, પણ નહિ જેટલી વારમાં પ્રતિસ્પર્ધિના દળની રહામે જઇને અડયો, અને અતિ ચપળતાથી અસ્ત્ર શસ્ત્રની ઝડી મચાવી; પરંતુ વીરાગ્રણીય શ્રીકૃષ્ણના સૈનીકોને જેમ હાથીના શરીરપર આકડાના ફુલ પડવાથી જરા પણ ખબર ન પડે, તેમ તે મારો થઇ પડયો; જ્યારે આવેલા સૈન્યની આવી ઝપટ જોઇ, ત્યારે તેને પોતાના હાથનો સ્વાદ ચખાડવા રથમાં ગોઠણ ભર બેસી શાર્ઙગધનુષના ઉપર વિજય બાણ સંધાન કર્યો. એટલે અવિચ્છિન બાણ વૃષ્ટિ શરૂ થઇ, ને તેથી વિદ્યાધર સેનામાં હાહાકાર મચી ગયો. કોઇ કોઇની ખબર પૂછવા પણ ઉભું રહ્યું નહિ; આમ પોતાના લશ્કરની ખાખા વીખી થઇ જવાથી, જિતની આશા લોપ થઇ ગઇ. એથી શરમનો માર્યો પાછો ન જતાં દુઃખ વશ વૈરાગ્ય ઉત્પન્ન થયો, ને દીક્ષા ગૃહણ કરીને પોતાની કાયાનું કલ્યાણ કરવા કઠોર તપશ્ચર્યા અંગીકાર કરી; પિતાની આ દશા નિહાળી જાંબુવતીનો ભાઇ વિષ્વક્સેન (શ્રીકૃષ્ણ)ના ચરણમાં નમી પડી થયેલા અપરાધની ક્ષમા માગી ખુશીથી પોતાની બ્હેનનો પ્રાણી (હાથ) ગ્રહણ કરવામાં સામેલ થયો, અને ત્યાંજ જગતના ધર્મ કર્મના સાક્ષી સૂર્ય ચંદ્રની સાખે લગ્ન કરી શ્રી કૃષ્ણે દ્વારીકા ભણીનો અને વિષ્વક્સેને વૈતાઢ્યગિરી ભણીનો માર્ગ લીધો.

અનુક્રમે પંથ પસાર કરતા કરતા શ્રીકૃષ્ણચંદ્ર દ્વારામતીએ જઇ પહોંચ્યા. અને તેમને પુરજન પરિજને પૂર્ણ પ્રમોદ સહ વધાવી લઈ આનંદોત્સવ પૂર્વક રાજમહાલયમાં પધરાવ્યા.

તદનંતર નવ વિવાહિતા જાંબુવતી અને રૂક્ષ્મણી પૂર્ણ પ્યારથી ભેટી આનંદમાન્ થયાં એટલું જ નહિ, પણ તેઓ વચ્ચે અતિ ગાઢ બ્હેનપણાનો નાતો બંધાયો, તે એટલા સૂધી કે તેઓ એક બીજાથી ક્ષણવાર જુદાં પડી શકતાં ન હતાં. અહા ! સ્નેહની પણ કેવી અને કેટલી મહત્તા છે ! !



# પ્રકરણ ૮ મું.

સંતતી મળવવાનો હર્ષ એ મનુષ્ય જાતિનો એક ઉચ્ચ તેમજ સ્વાભાવિક ગુણ છે. સંતતી એ કામવાસનાનું કે અકસ્માતનું ફળ નથી, પણ તે તો ઇચ્છિત અને પ્યારનું ફળ છે. એ ફળ મેળવવા માટે શ્રીકૃષ્ણ અને રૂક્ષ્મણી વગેરેને પણ અતિ આતુરતા હતી; કેમકે વંશવૃદ્ધિ પુત્ર વડે જ મનાય,પરંતુ એ ઇચ્છા પાર પાડવી દૈવાધીન છે.

દંપતિ દૈવીસુખભોગ ભોગવતાં હતાં. ત્યાં પુણ્ય સંયોગે સત્યભામા અને રૂક્ષ્મણી એ બન્ને સગર્ભા થઇ. જે દિવશે પુણ્યશાળી જીવ રૂક્ષ્મણીના ઉદરમાં આવી ઉત્પન્ન થયો તેજ રાત્રિયે સ્વપ્નમાં એવું દીઠું કે 'જાણે હું દેવવિમાનપર ચડી સુંદર વૃષભને જોઉં છું. સ્વપ્ન જોઇ તરત જાગ્રત થઇ ઇષ્ટ દેવનુ સ્મરણુ કરી પ્રાતઃસમયે તે સ્વપ્ન વૃતાંત પોતાના પ્રાણુનાથને કહી સંભળાવ્યો. એ સાંભળી **શ્રીકૃષ્ણે હર્ષ સહિત કહ્યું—**

રત્નકુક્ષધારિણી દેવી ! આ ઉત્તમ સ્વપ્ન પ્રભાવે તમાને મહાન્ કાર્યકુશલ પરાક્રમી પુત્રની પ્રાપ્તિ થશે, અને તે મારા સરખો જ બળશાળી, બુદ્ધિશાળી–ભાગ્યશાળી નીવડશે. માટે હવે આપણે નિશ્ચિંત રહેવું લાભકારી છે."

પ્રાણનાથનાં આનંદ જનક વચન સાંભળી રૂક્ષ્મણીએ કહ્યું—" આપનું વચન અવશ્ય નિર્વિઘ્ન પણે સત્ય થાઓ." આટલું બોલી પોતા પોતાના મહેલમાં જઇ ગર્ભનું પાલન પોષણ કરનારા પથ્યાહાર વિહાર કરવામાં તત્પર રહી ગર્ભ મર્યાદા વ્યતીત કરવા લાગી.

જ્યારે રૂક્ષ્મણીને ગર્ભમાહત્મ્ય વડે ઉત્તમ સ્વપ્ન થયાની વાત સત્યભામાના જાણવામાં આવી,ત્યારે સત્યભા-

માએ બીજે દિવશે મદઝર તો હાથી મ્હોંમા પેસી ગયાનું સ્વપ્ન કલ્પિ કહાડયું. અને તેણીએ પણ સ્વામીનાથને સ્વપ્નવૃત્તાંન્ત કહ્યો. એટલે 'પુત્ર થશે એવો આનંદકારી ભાવ જણાવ્યો. સગર્ભા તો બન્ને હતી જ; પરંતુ સાચું સ્વપ્ન એક જણીએ ( રૂક્ષ્મણીએ જ ) દીઠું હતું. છતાં પણ સત્યભામા ભવિષ્યના ભૂલાવાને લીધે ગર્વ ધરી શ્રીકૃષ્ણની વ્હાલી રાણી રૂક્ષ્મણી સાથે ભારે વાદ વિવાદ ચલાવતી હતી, એથી એનું પરિણામ એ આવ્યું કે, 'જે પ્રથમ પુત્રરત્નને જન્મ આપે તે જીતી એમ માની હારેલીનું માથું બોડી નંખાવવું' એવું સત્યભામાએ રૂક્ષ્મણીને કહ્યું, અને એ વાતના સાક્ષી બળદેવજીને રાખ્યા.

અધૂરામાં પૂરી મમતા વધારનારી એ બિના બની કે શ્રીકૃષ્ણના દરબારમાં કૌરવોના દૂતે આવી એવું જણાવ્યું કે, 'રાય દુર્યોધને કહ્યું છે કે—આપને ત્યાં જે પાટવીકુંવર થશે તેને અમો અમારી ( કૌરવીની ) રાજકુમારી પરણાવીશું.'

આ સબબને લીધે સત્યભામાને પ્રથમ પુત્ર પ્રાપ્તિના સમયની વધારે આતુરતા વધી પડી; પરંતુ **મન કહે હું માળીપે બેસું, ને કર્મ કહે હું કોઠી પેસું**—એના સરખો ઘાટ થઇ પડયો. તે એ કે બન્ને રાણીઓની ગર્ભસ્થિતિ દૈવસંયોગે સાથે જ પૂર્ણ થઇ. પણ રૂક્ષ્મણીએ સત્યભામા કરતાં કંઇક વ્હેલાં પુત્રરત્નને જન્મ આપ્યો. અને એની જ્યારે દાસી મારફત સત્યભામાને ખબર મળી એટલે તો તેના પેટમાં ભારે ધ્રાશકો પડયો, અને પોતાની સઘળી સતરંજ બાજી પ્યાદીમાંત થઇ ગઈ જાણી અફસોસમાં ગુમ થઈ એથી ગર્ભ ઉપર તેની અસર પહોંચતાં તેણીને પણ પુત્ર સાંપડયો, અને તેની તાકીદે મહારાજાને

વધાઈ પહોંચે તેવો ઠાઠ રચ્યો; તથાપિ **નસીબ ચાર ડગલાં આગળનું આગળ હતું.** સત્યભામાના પુત્રરત્ન પ્રાપ્તિની વધાઇ આપવા વધાઈદાર મહારાજા શ્રીકૃષ્ણ હજૂર જઇ પહોંચ્યો; પરંતુ વાસુદેવ—શ્રીકૃષ્ણ પોઢી ગયેલા હોવાથી વહેલું જવું પણ નકામું થઇ પડયું, અને ચૂપચાપપણે શ્રીકૃષ્ણને ઓશીકે ઉભો ઉભો મહારાજાના જાગવાની રાહ જોતો હતો, એટલામાં તો રૂક્ષ્મણીના પુત્ર જન્મની વધાઇ આપનાર પણ આવી પહોંચ્યો, ને શ્રીકૃષ્ણના પગોની તરફ ઉભો રહી તે પણ પહેલા આવેલા મનુષ્યની પેઠે જોવા લાગ્યો. જો કે મહારાજાના જાગ્રત થવાની વાટ જોવામાં બન્ને કુશળ હતા; તો પણ તે બન્ને કાર્યકુશળતામાં સમાન ન હતા. રૂક્ષ્મણી તરફનો વધાઇદાર ઘણો ચાલાક સમયસૂચક અને કાર્યકુશળ હતો; અને એથી જ એ મહારાજ રાજેંદ્રના પગોની તરફ જ ઉભો રહ્યો હતો; કારણ કે પાટરાણીનો વધાઇદાર ભલે પહેલો આવ્યો, પણ તે ઓશીકા તરફ ઉભો છે, એથી 'જ્યારે રાજરાજેશ્વર જાગીને ઉઠશે એ વખત એના તરફ પીઠ અને આ બંદાની તરફ મુખ હશે ત્યારે પ્રથમ કુરનસ બજાવી વધાઈ આપ્યાનો પ્રથમ લાભ હાથ કરવા ફતેહમંદ થવાશે,' એવા ચોકસ વિચારથી તે ઉભો ઉભો કાર્યસિદ્ધિની રાહ જોતો હતો, અને એ વાત પણ ડાહાપણ ભરી હતી.

થોડો સમય વ્યતીત થયા બાદ રાજરાજેશ્વરે નિદ્રાનો ત્યાગ કર્યો અને જેવા જાગી ઉઠયા કે તરત રૂક્ષ્મણીના વધાઇદારે પુત્રજન્મની પ્રથમ વધાઇ આપી, મતલબ સાધી લીધો; એ જોઈ સત્યભામાનો વધાઇદાર બોલી ઉઠયો કે—" નામદાર ! હું પહેલો વધાઇ દેવા આવી અહિંયા

ઉભેલો છું, માટે પાટરાણીજીના પુત્રજન્મની પ્રથમ વધાઇ સ્વીકારવીજ યોગ્ય છે. ” આવું તેનું બોલવું સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું—

પ્રથમ આવ્યાની મને કશી જરૂર નથી, જેની તરફથી મને પહેલાં વધાઇ મળી તે જ ધ્યાનમાં લેવાની વિશેષ જરૂર છે. પહેલો આવી ઉભો હતો, તો બોલ્યો કેમ નહિ ?” પાટરાણીનો વધાઇદાર બોલ્યો—

“ અહિયાં મર્યાદાશીળ થવુંજ યોગ્ય હતું, એ જાણી હું આપ નામદારનું સ્વસ્થચિત્ત થવાની રાહ જોવાના વિચારમાં રહ્યો, અને આ અમર્યાદાવંત વધાઈદારે એ બાબત કશું ધ્યાન ન આપતાં વચમાં જ બોલી ઉઠ્યો એ તરફ કૃપા પૂર્વક ધ્યાન આપવું જ ઘટે છે. ” શ્રીકૃષ્ણે કહ્યું—

“ અરે એ વાત તો ઠીક છે; પરંતુ તું વેદિયાં ઢોર જેવો વેદ જોવામાંજ રહ્યો અને તે પણ વળી મારી નજર પણ તારા તરફ ન પડે એવે ઠેકાણે ઉભો રહ્યો, માટે તારી ભૂલનો તને જ પસ્તાવો કરાવવો જોઇયે. મને તો જેણે પ્રથમ વધાઈ આપી, તેનેજ પ્રથમ પુત્ર રત્ન પ્રાપ્ત થયું માનવું વ્યાજબી છે. જેની વધાઈ પહેલી મળી તેનેજ પહેલા પુત્ર પ્રસવ થયેલો હોવો જોઇયે એ દેખીતું જ છે, તો પછી નકામી બાબતને વધારે લંબાવી કાળક્ષેપ કરવો તદ્દન વ્યર્થ જ છે. મને તો બન્ને આંખ્યો સમાન બન્ને પુત્ર જન્મનો હર્ષ સમાન જ છે; છતાં પણ પાટરાણીજીના પુત્ર જન્મની વધાઇ પહેલી નથી મળી એ વાત તો નિર્વિવાદની છે, અને તુ તે વાતને ભૂલી કરી તારી વાત સ્થાપવા માગે છે એથી દિલગીર છું.” ઇત્યાદિ વાર્તા થયા બાદ બન્નેને વધાઈમાં પુષ્કળ ધન વસ્ત્રાભુષણ આપી દારિદ્રયથી ને દાસપદથી મુક્ત કર્યા.

પુત્રરત્ન પ્રાપ્તિની ખબર મળતાં રાજભક્ત રૈયતે અત્યંત હર્ષવંત થઇ પોતપોતાની શક્તિ દરજ્જા પ્રમાણે ગરીબ ગુરબાઓને અન્નાદિ આપી સંતોષિત કર્યાં. ઘરઘર મંગળ ગીત ગવાવા લાગ્યાં, ઘરઘરથી દરબારમાં વધામણાં આવ્યાં. દેવ મંદિરોમાં પૂજા ભક્તિના મહોત્સવ થવા શરૂ થયા. સ્થળોસ્થળ સોહાગણ સુંદરીઓ કોકિલ કંઠથી આનંદનાં ગીતો ગાતી હતી. જ્યાં ત્યાં મંગળવાજીત્રો વાગી રહ્યાં હતાં અને જેના તેના મનમાં હર્ષનો સમુદ્ર છોળાઈ રહ્યો જોવામાં આવતો હતો. દરબારગઢમાં તો સુવસ્ત્રાભૂષણધારી નરનારીઓની એટલી બધી ભીડ મચી હતી કે કંઇ કહેવાની વાત નહિ થાળી ચલાવી હોય તો નીચે પડવા ન પામે તેવી મનુષ્યોની ભારે ભીડાભીડ જામી રહી હતી હતી. વેદપાઠી બ્રાહ્મણો વેદના શુદ્ધમંત્રોચ્ચારની મધુર ધ્વની વડે મહા- રાજેંદ્ર ને રાજકુમારોનું નિર્વિઘ્નતપણે દીર્ઘજીવન ઇચ્છી માંગલીક આશિર્વાદ દેતા હતા, ભુંગળ, ભેર, ઢોલ, કાંસીજોડા, મૃદંગ, ઢોલક, શરણાઇ, નોબતો વગેરેના મધુર સ્વરોવડે ગગન મધુર સ્વર પૂરિત થઇ રહ્યું હતું. અને કુલ આલમના અંતકરણમાં આ આનંદ પ્રસંગે નિવાસ કરેલો હોય એમ દ્રષ્ટિગોચર થતું હતું; અને એમ હોય એમાં નવાઇ પણ નથી; કેમકે પુત્રજન્મ સમાન અન્ય ચડિયાતો આનંદ આ સૃષ્ટિમાં એક પણ નથી. તો પછી તેવા સમયમાં કોને આનંદ ન હોય ? જે પશુ પક્ષીના બચ્ચાંઓ પોતાના માતાપિતાને રળી રોટલો ખવરાવવાનાં કે ચાકરી કરવાનાં નથી; છતાં પણ તેઓ બચ્ચાંઓની પ્રાપ્તિથી અતિ આનંદિત બને છે, તો મનુસ્ય જાતિમાં તો પ્રાપ્ત થયેલાં પુત્ર પુત્રી કુળને અજુવાળે છે, પૂર્વજોના યશચંદ્રને દિશાના

અંત લગી પ્રકાશિત કરે છે, દુઃખસુખમાં સારી રીતે ચાકરી કરી સંતાપાદિને શમાવે છે, અને રળી રોટલા ખવરાવે છે એટલે તેઓની પ્રાપ્તિથી અત્યાનંદ હોય એમાં આશ્ચર્ય જ શું? સંસારિક સુખનો મુખ્ય આધાર પુત્ર ઉપર જે રહેલો છે! કહ્યું છે કે—

'જેમ તેલ અને દીવટ ( સ્નેહ અને સૂત્ર ) થોડાં બાકીમાં રહેવાથી દીપિકા વધતી નથી, તેમ સંતતિ વિનાની વંશલક્ષ્મી પણ સંસારમાં વધતીજ નથી.'

એવી સંતાન પ્રાપ્તિના સંયોગથી સર્વને અને વિશેષે કરી શ્રી કૃષ્ણ રૂક્ષમણીને અતિ આનંદ પ્રાપ્ત થયો હતો. અને એ આનંદ પ્રસંગનો ભારે ઠાઠમાઠથી મહોત્સવ કર્યો. યાચકો, બ્રાહ્મણો, અતિથીઓ દીન દુઃખીજનો વગેરેને ખાનપાન વસ્ત્રાદિના દાનમાનથી સંતોષ્યા. કેદીયોને કેદથી, નિશાળીઆઓને નિશાળથી, મરણ મુખમાં ફસાયેલા જીવોને જીવતદાનથી અને ભાર મારથી હેરાન થતાં પશુઓને ભાર મારથી મુક્ત કરાવ્યાં. દેવમંદિરોમાં પૂજન અર્ચન નૈવેદ્યાદિ વડે દેવોની ભક્તિ કરાવી, ગુરૂજનોને અન્ન વસ્ત્ર પાત્રાદિ આપી વિનય સાચવ્યો, અને ગ્રામ દેવતા, ક્ષેત્રદેવતા તથા કુળદેવતા વગેરેને બલિદાનાદિ દઇ પ્રસન્ન કર્યાં.

જ્યારે છઠ્ઠીની રાત્રી આવી, ત્યારે લૌકિક સંસારના નિયમ પ્રમાણે 'વિધાત્રા આજે લેખ લખી જશે' એમ માની જે સામગ્રી તૈયાર કરવામાં આવે છે તે સર્વ સામગ્રી તૈયાર કરાવી. રાત્રી જાગરણ કર્યું, અને વિધાત્રી લેખ લખી ગયાના સંસ્કારનો લ્હાવ મળ્યો માની લીધો.

તદનંતર શ્રી કૃષ્ણ અતિ ઉત્સાહવંત થઈ હૃદયવા

સિની રૂક્મણી ને મહેલે પધાર્યા. પધારવાનું કારણુ કશું ન હતું, પણુ ફક્ત પુત્રમુખ નિહાળી મનુષ્ય જન્મ પાવન થયાનું જ હતું રાજેંદ્ર સુંદર સુવર્ણ સિંહાસનપર આવી આસન લીધું, એટલે રૂક્મણીએ અતિ ઉમંગથી વિશ્વાસુ દાસી દ્વારા કામરૂપ કુંવરને રાજેશ્વરના ખોળામાં પધરાવ્યો પુત્રનું મુખ જોઇ એ સમય જે આનંદ થયો તે અવર્ણ-નીય છે. સંસારમાં દરેક પ્રાણીયો પોતાને બચ્ચાંની પ્રાપ્તિ થવા માટે અને તેઓના પોષણુ નિર્વાહ માટે અનેક ખટખટ પ્રપંચ પાપકાર્ય કરી મહાપાપના ભોક્તા થાય છે, તેવી આશાની વેલને વધારનારા પુત્રનું મુખ જોઈ શ્રીકૃષ્ણુને જે અસીમ આનંદ થયો તેનું વર્ણન કરવા માત્ર શ્રી કૃષ્ણુનું મનજ શક્તિમાન હતું; તથાપિ ાકાચંત કહી શું કે-પુત્ર મુખ જોતાં જ શ્રી કૃષ્ણુનાં સાડા ત્રણ ક્રોડ રોમરોમ પલકાયમાન થઇ ગયાં હતાં. આનંદ તો હૃદયમાં સમાતો ન હોવાથી જાણે ઉભરાઇ જતો હોય તેવી પ્રતીતિ થતી હતી, મનતનના આધિ વ્યાધિ એ સમય કેવળ શાન્ત જણાતા હતા અને પુત્રદર્શનથી સંસાર સફળ થયો માની પુત્રને બન્ને હાથ ઉપર રાખી હસી કહાડવા સરખાં વચનો વદી વિવિધ ચેષ્ટાયુત રમાડતા હતા. કહ્યું છે કે—“ સ્ત્રી સાથે હાસ્ય વિનોદ કરવાના સમય, દર્પણમાં મુખમુદ્રા જોયાના સમય, સજ્જનો સાથે થયેલાં એકાંત સમાગમ વખતે, ફાગમાં બોલતાં અપશબ્દી ગાયન વખતે, દારૂ પી મસ્ત બન્યા વખતે, ગાયન કરવા વખતે, બાળકને રમાડતી વેળાયે અને ક્રોધ આવ્યાની વખતે, ગમે તેવાં ડાહ્યાં માણુસો હોય, તથાપિ ગાંડાં જેવાંજ થઇ જાય છે. અને એથી જ ત્રિખંડપતિ પણુ તેવા થઇ પડે તો તેમાં શું વિશેષ આશ્ચર્ય છે ?

પુત્રના નેત્ર મુખાદિ અંગોપાંગની સોંદર્યતા નિહાળી એની નામ સ્થાપના માટે નિશ્ચય પર આવી ગયા.

શ્રી કૃષ્ણે કહ્યું—જેનું અત્યંત ઉત્કૃષ્ટ બળ–પરાક્રમ હોય તેનું પ્રદ્યુમ્ન જ નામ રાખવું ઘટે છે, એમ જાણી એવું ) નામ રાખ્યું, આનંદરંગ વધામણાં થયાં. મનના મનોરથ ફળ્યા. અને આશાની વેલ વધવાના યોગો મળ્યા; કેમકે સંતતિ વગર વંશવેલને વધારનાર કોઈ વસ્તુ નથી. અધિકપુણ્યવાળા લોકો સર્વ જન વલ્લભ પુત્ર કે જે વસ્ત્ર વગરના, લજ્યા રહિત, જટાવાળા અને ધુળથી ધુસરા થયેલા હોય તેવાઓને જોવા ઇચ્છે છે, અને ધારૂં છું કે એથી જ સદાશિવજી વિશેષ જનવલ્લભ થવા સદા નગ્ન, લજ્યા વગરના, જટાવાળા અને ધુળથી ધુંસરા થયેલા રહે છે. તો શિવરૂપ પુત્રોની ભેટ લેવા કોણ તયાર ન હોય ! અને તેમની આસના વાસના કરવામાં કોણ અહો ભાગ્ય ન માનતું હોય ? કુળવાન્ ગૃહ સત્પુત્રરૂપી દીવા વડે જ શોભે છે. આમ હોવાથી શ્રી કૃષ્ણ અત્યાનંદમાન બને એ પણ સ્વાભાવિક નિયમ છે; કેમકે જો સદા શરીર તન્દુરસ્ત રહે, કરજની પીડા ન હોય, પોતાના વતનમાંજ વસવાનું હોય, સજ્જનોનો સદા સમાગમ હોય, અનુકૂળ સ્ત્રી હોય, આજ્ઞાકારી સુંદર પુત્ર હોય, કોઈ પ્રકારનો ડર ન હોય, અને વગર કષ્ટે ઇચ્છા કરતાં જ મન માન્યો પૈસો હાથ લાગતો હોય; તો આ સંસાર, સ્વર્ગજ માની લેવા જેવો છે. અને શ્રી કૃષ્ણને તો એ સર્વ વસ્તુ ઉત્કૃષ્ટપણે હાજર હતી, તો પછી સ્વર્ગસુખ માણવાના લીધે કેમ અત્યાનંદનો ભોક્તા ન હોય ? અહા ! પુત્રપ્રાપ્તિનો પણ કેવો આનંદ છે !

# પ્રકરણ ૯ મું.

## ભાવિનો ભુલાવો.

---

જે જેનાથી થવાનું છે તે કોઇ દિવશ મિથ્યા થતું જ નથી. તે તેને તે માર્ગે જ દોરી જાય છે અથવા પોતે ત્યાં જાય છે.

સુજ્ઞ વાચકવૃંદ ! છઠ્ઠીની રાતની વખતે કુંવરના કપાળપટ્ટ ઉપર વિધાત્રાએ શું લેખ લખ્યો હતો ? એ બાબત માટે જો ખુલાસો પૂછશો, તો કહેવું દુરસ્ત ધારીશ કે. જે વખતે શ્રીકૃષ્ણ પ્રદ્યુમ્ન કુમારને જોઇ અતિ આનંદિત થતા હતા, તે વખતે કોઈ એક સ્ત્રી આવી શ્રીકૃષ્ણના હાથમાંથી એ કુમારને લઇ ઘરના અંદરના ભાગમાં ચાલી ગઇ. શ્રીકૃષ્ણે જાણ્યું કે આ સ્ત્રી કુંવરની ધાવમાતા હશે, તે એને ધવરાવવા લઇ જતી હશે, એમ અનુમાન કર્યું; પરંતુ એ અનુમાંનમાં જરા ફેર હતો, તે એ કે—દુધ પિવરાવા તે લઇ ગઇ ન હતી, પણ દુધ પીતો કરવા—મારી નાંખવા લઇ ગઇ હતી. અને તેણીયે પ્રદ્યુમ્ન કુમારને અપહરી કોઇ દૂર પંથે લઇ જઇ સમુદ્રમાં ડુબાવી મારી નાંખવા વિચાર્યું, પણ તે બાળક ઉમર દરાજ હોવાથી તેણીને તેના કરતાં વધારે એ ઠીક લાગ્યું કે પાષાણુની જમીનપર તે બાળકને મૂકી તેના ઉપર એક બાવન ગજની ભારી શિલા ગોઠવી દીધી. અને "'હવે એ મરી જશે ને મારૂં વૈર તૃપ્ત થશે ' એમ જાણી ત્યાંથી ચાલી નીકળી. એ લેખ લખ્યો હતો.

પાઠકો ! એ કુમળું બાળક બાવનગજની શિલા

નીચે કચરાઈ મરી ગયું હશે, એમ ચોખ્ખો ઠરાવ કરી કરૂણા સાથે કદાચ બેઉષ્ણ આંસુડાં ઢાળવા તૈયાર હશો, પણ સબુર કરો. હજું તેવો નિશ્ચય કરી બેસવાની વાર છે. **જેને દૈવ રાખે તેને કોણ મારી નાખે ?** જ્યાં લગી આયુષ બળવાન્ હોય ત્યાં લગી વાઘ સિંહ વરૂ આદિ ઘાતકી પ્રાણિયો, અગ્નિ, જળ વિષ શસ્ત્ર અસ્ત્ર, રાજ્યદંડ વગેરેના મહા ભયથી પણ મુક્ત થાય છે. જીવલેણ રોગોનો ભોગ થવામાંથી બચી જાય છે. અને પુનઃ લાંબો વખત જીવી ચમન ચેન ઉડાવે છે. જુઓ આપણી વાર્તાનો નાયક પ્રદ્યુમ્ન માત્ર છ દિવસનો બાળક બાવન ગજ પત્થરની છાટ તળે ચંપાયેલો કદી પણ જીવે જ નહિ એમ ચોખ્ખું સમજાય છે; છતાં પણ આયુષબળી હોવાથી એ પ્રાણસંકટમાંથી મુક્ત થઈ દીર્ઘકાળ પર્યંત અતિ પરાક્રમ કરી ત્રિલોકને ત્રાહ્ય પોકરાવી મોટા મુનીશ્વરોના ચિત્ત ચળાવી સર્વત્ર દીગવિજય કરનાર નીવડયો. તે એવી રીતે કે—

**વૈતાઢયપર્વત**ની પાસે **દોહોત્તરસો** નગર કે જે **મેઘકુટ દેશ** માં છે અને જેનો રાજા **સંવરરાય** નામનો હતો. એ રાજાને **કનક માળા** નામની રાણી હતી. તેમજ બારસો વિદ્યા જેણે સિદ્ધ કરી રાખેલી હતી. એ સંવર રાજા અને રાણી એક દિવસ યાત્રા કરવા વિમાનબેસી નીકળ્યાં હતાં, અને તે આકાશપંથને ઓલંઘતાં જ્યાં પ્રદ્યુમ્નને પત્થરની શિલા તળે ચાંપેલો છે ત્યાં વિમાન સહ પાછા વળતી વખતે આવી પહોંચ્યાં; એકદમ વિમાન આગળ ચાલતાં અટકી ગયું. એ જોઈ વિમાન અટકવાનું કારણ શોધ્યું. તેમાં અન્ય તો કશું જણાયું નહિ; પરંતુ એક બાવન ગજની લાંબી જ-

બરજસ્ત શિલા ક્ષણુવારમાં ઊંચી ને ક્ષણુવારમાં નીચી થયા કરતી જણાઈ, એથી તરત વિમાનને પૃથિવીપર ઊતારી તે શિલા ડોલવાના કારણુને તપાસવા ઠીક ઠીક તપાસ કર્યો, તો તે શિલાની હેઠળ કંઇ સજીવ પદાર્થ છે એવી શંકાને તેના હૃદયસ્થાનમાં જન્મ મળ્યો. વિદ્યાના બળવડે તે શિલા ઊંચી ઉપાડી જોયું તો નીચે એક અદ્ભુત બાળક કે જે સામુદ્રિક શાસ્ત્રનાં સમસ્ત શુભ લક્ષણ યુક્ત કોઇ દેવાંશી રાજકુમાર હોય તેવો જણાયો, એટલે તેને તરત ઉચકી લઈ પોતાની સ્ત્રીને આપ્યો. એ જોઇ રાણી પણ અત્યાનંદ પામી અને પ્યાર કરી પોતાનો ધર્મનો પુત્ર કરી સાથે લઇ વિમાનને આગળ ચલાવ્યું. અને ઘેર આવી પહોંચ્યાં. ને પુત્રપ્રાપ્તિનો મહોત્સવ કર્યો. અને તેનું અહિયાં પણ પ્રદ્યુમ્ન નામ જ રાખવામાં આવ્યું, કેમકે જેવી રીતે શ્રીકૃષ્ણે તે બાળકનાં રૂપ લક્ષણ કાંતિને લીધે પ્રદ્યુમ્ન નામ ઠરાવ્યું હતું, તેમજ રૂપકાન્તિ વગેરેને અનુસરી એજ નામ રાખ્યું કે જે આંધળાના નાખેલા ઢેખાળાની પેઠે નિશાન રૂપ થઇ પડ્યું. પાંચ ધાવથી લાલન પાલન થતો બીજના ચંદ્રમાની અને કડવી વેલની પેઠે નિર્વિઘ્નપણે વધવા લાગ્યો. અને અનુક્રમે જ્યારે એ બાળક સાત વર્ષનો થયો, ત્યારે તેને વિદ્યાનું અધ્યયન કરાવવા નિશાળે મૂકયો. અને પુણ્યશાળી હોવાથી ટુંક વખતમાં પુરૂષની બહોતેર કળાઓ શીખી સાક્ષરભૂષણના પદને વર્યો. ષટદર્શનાં સકળ શાસ્ત્ર સંપન્ન થયો છતાં ન્હાનપણથી જ તેને શસ્ત્રવિદ્યા કરતાં શસ્ત્રવિદ્યા વિશેષ હાથ થઇ ગઇ હતી. એથી લડાઈની વ્યુહ રચના માત્ર તેણે અચ્છી તરેહથી જાણી લીધી હતી. એની સાથે જ રહેનાર પાંચ રાજકુમારો નિરંતર સાથે

રહેતા હતા, ને તેઓ પરસ્પર સદૈવ આનંદક્રીડા કરી કાળ. ક્રમણુ કરતા હતા.

વિવેકી વાંચકો પ્રધુમ્નની તો વાર્ત્તા જાણી અતિ આશ્ચર્યયુકત થયા; પરંતુ પુત્ર વિયોગથી દ્વારીકામાં શ્રી ધામ-ધુમ મચી હતી, તે તરફ હવે તમો મારી સાથે વિચરો કે સર્વ હકીકતથી તમોને વાકેફ કરૂં . .

શ્રીકૃષ્ણુના હાથમાંથી જે સ્ત્રી બાળકને અપહરી ગઇ હતી, તે સ્ત્રી ન હતી પણુ ધુમકેતુ નામનો રાક્ષસ કે જે કુંવરના પૂર્વજન્મનો વૈરી હતો. તે પોતાનું પૂર્વનું વૈર તૃપ્ત કરવા સ્ત્રીનું રૂપ ધરી કુંવરને હરી ગયો હતો ને તેને મારી નાંખવા શિલાતળે ચાંપી દીધો હતો.

શ્રીકૃષ્ણે ભાવીની પ્રબળતાથી ભારે ભૂલાવો ખાધો કે આ કુંવરની ધાવ માતા હશે ને કુંવરને સ્તનપાન કરાવા લઇ જતી હશે, નહીં કે રાક્ષસ છળ કરી જાય છે. જો રાક્ષસનું છળ કળવામાં આવ્યું હત તો તો દૈત્યારી તેને કદી જીવતો જવા દેત જ નહિ; પરંતુ જ્યાં ભવિષ્યજ ભૂલવે ત્યાં પછી અન્ય ઇલાજ શો ? શ્રી કૃષ્ણે થોડીવાર પછી રૂક્ષ્મણીને પૂછ્યું કે—'ધાવ કુંવરને લઇ આવી છે તે પાછો કેમ આપી નથી જતી ? શું તે ભાગ્યભાજન ઉંઘાઇ ગયેલ છે ?'

રૂક્ષ્મણીયે કહ્યું—" ધાવજ કોણે રાખી છે ? અને ધાવ શા સારૂ રાખવી જોઇયે ? માના ધાવણમાં અને ધાવના ધાવણમાં બહુ ફેર હોય છે. તેમજ બચ્ચાની ઉમર મોટી થતી જાય, તે પ્રમાણે તેના યોગ્ય માનું ધાવણ કુદરતી રીતે બદલાતું જાય છે. એ કારણથી બાળકને માનું ધાવણ માફક આવે છે એવું ધાવનું ધાવણ માફક આવતુંજ નથી. વળી ધાવની ઉમ્મર અને તબીયત માની

ઉમ્મરે અને તબીયતથી ભિન્ન જ હોય છે. એથી પણ ધાવણમાં ફેરફાર થાય છે. ધાવતા બચ્ચાની ઉમરના પ્રમાણમાં ધાવનું ધાવણ હોય છે. તેથી જો બચ્ચાંની ઉમરમાં ફેર બહુ હશે, તો ધાવનું ધાવણ માફક નહીં જ આવશે; એટલા માટે દરેક માતાઓની ખાસ ફરજ છે કે પોતાનાં બચ્ચાંને પોતેજ ધવરાવવું જોઇયે. ધાવની આહાર વિહારમાં પણ ઘટતી સંભાળ ન હોય એ સ્વાભાવિકજ છે; કેમકે તેને ફક્ત પગારની જ જરૂર હોય છે, પણ છોકરૂં બીમાર થાય કે તન્દુરસ્ત રહે તેની જરૂર હોતી નથી અને કુદરતી પ્યાર વગર એવી વિચારણા હોય પણ ક્યાંથી? વળી એ પણ પ્રમાણ પૂર્વક વાર્તા છે કે માનો જેવો સ્વભાવ તેવો બાળકનો સ્વભાવ થાય છે; કારણ કે ધાવણ મારફત સ્વભાવ પણ છોકરાના શરીરમાં દાખલ થાય છે. માટે જો બચ્ચાને પોતાના જેવું હીમ્મતવાન કે ગુણવાન બનાવવું હોય તો પોતાનુંજ ધાવણ ધવરાવી ઉછેરવું. એથી મેં ધાવ રાખીજ નથી. આપે કુમારને માત્ર હાસ્યની ખાતર ક્યાંય સંતાડી રખાવ્યો હશે; પણ નગીના નાથ! વિના કારણે એવા બાળકને ટળવળાવવું એ મહા પાપનું કારણ છે. માટે કુંવરને જલદી અહિયાં લાવો" આવું રૂક્ષ્મણીનું બોલવું થતાં શ્રીકૃષ્ણે આશ્ચર્ય પૂર્વક કહ્યું

"સુંદરી! શું તું આ ખરૂં કહે છે? તેં બાળકને મંગાવેલ નથી? તને વ્હેમ છે કે મેં મશ્કરી કરી હશે; પણ હું તારા સોગન ખાઇને કહું છું કે મેં ક્યાંઇ સંતાડેલ નથી. મારી પાસેથી તો એક સ્ત્રી આવીને લઈ ગઇ છે. હું તેને ઓળખતો નથી, તેમ તેણીએ વળી મારી લાજ કહાડી હતી. માટે તેનો જલદી તપાસ કર."

સોગન પૂર્વક શ્રી પતિના વાક્યો સાંભળી રૂક્મણીએ તપાસ કરાવ્યો, પણ પોતાની દાસી ચાકરડી વગેરે કોઇ પણ એ વાત જાણુતાંજ ન હતાં, એથી દૈત્ય સૂદનને ખાત્રી થઈ કે—" કહો ન કહો પણ કોઇ દૈત્ય નિશ્ચે સ્ત્રીરૂપ ધરી કુમારનું હરણ કરી ગયો. માટે તેની જલદી તપાસ કરવી જોઇયે. નહિ તો દુષ્ટ તેના માટે કેવા સંસ્કાર ઉપયોગમાં લેશે તેની શું ખબર પડે !"

એટલું બોલી શ્રીકૃષ્ણ ત્યાંથી તરત બળભદ્રજી પાસે ગયા. અને બનેલી બીના કહી સંભળાવી; એટલે તો છપ્પન કોટી યાદવોને બોલાવી તાકીદ આપી કે—" શહેરમાં દરેક ગલી કુંચી ચોવટાં ત્રીવટાં દેવમંદિર વગેરે અને અન્ય ગામ નગર પુર પાટણ પર્વત કંદરા નદી દ્રહ વન ઉપવન આદિમાં કુમારની શોધ કરી પાછા સત્વર આવો.'

હુકમ થતાં જ વીરનરો દશે દિશાએ જઇ પહોંચી દરેક સ્થળોને તપાસી જોયાં; પણ કુંવરનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. એટલે છેવટ નિરાશ થઇ પાછા આવ્યા અને બળભદ્રજીને તેની ખબર આપી. એ સાંભળી સર્વ અતિ ખેદવંત થયાં. શું થયું હશે ! કોણ હરી ગયું હશે ! અને શું કારણ હશે ! તેની તપાસમાં જ ગર્ક થઈ ગયાં, પણ ભાવિ અગાડી કોઇનું જોર ચાલે તેમ ન હતું ?

## પ્રકરણ ૧૦ મું.

## પુત્ર શોધ.



પુત્રની શોધ પુષ્કળ કરી; પરંતુ તેનો ક્યાંઈ પત્તો લાગ્યો નહિ; આથી સર્વજન નિરાશ થઈ ગયાં. રૂક્ષ્મણી તો છાતીફાટ વિલાપ કરવા લાગી કે—હાય ! હાય ! મારા નશીબમાં એ પુત્રરત્ન છાજતું ક્યાંથી સરજ્યું હોય કે તે રહે ! પૂર્વપુન્યમાં એટલી ઓછાશ હશે, નહિતો મ્હોંમાં આવેલો કોળીઓ હાથથી જતો રહે ખરો કે ? મેં પરભવે અમાપ પાપ કર્યાં હશે, તે એ કે—સ્ત્રી સાથે પુરૂષનો અને પુરૂષ સાથે સ્ત્રીનો વિના સ્વાર્થે કે સ્વાર્થે વિયોગ પડાવ્યો હશે, દૂષબુદ્ધિએ દવ લગાડ્યા હશે, સરોવરની પાળો ફોડી—તોડી હશે, લીલાં ફલકલતાં ઝાડો કાપી નાંખ્યાં હશે, ઝાડોનાં કાચાં ફળો ચૂંટી—ત્રોડી લીધાં હશે. અનેક જીવોને સંતાપ્યા હશે, મુનીઓનાં અપમાન કર્યાં હશે, વિના પ્રયોજને ગાળો શાપ દીધેલ હશે, અનેક જણને દુભવ્યા હશે, કઇકનાં ઘર ખેતર સળગાવી મૂક્યાં હશે ધાવતાં બાળ વછોડ્યાં હશે જુ લીખો મારી હશે અને કંઇકની થાપણો ઓળવી હશે, કે એ પાપોના પ્રસંગબળથી મને પુત્રવિયોગ થયો. હા ! દૈવ ! તારી પણ અલૌકિક ગતિ છે ! ! ” વગેરે વગેરે કલ્પાંત કરતી હતી એવામાં શ્રીકૃષ્ણનું આવવું થયું અને આસન લીધું, એટલામાં સત્યભામા પણ આવી ચડી. કૃષ્ણજીને રૂક્ષ્મણીની આસનાવાસના કરતા જોઈ સત્યભામાએ કહ્યું—

“એમાં હવે રોવા કે કલ્પાંત કરવાથી કશું વળનારૂં

છે કે નાહક તેના મનને સંતાપો છો. જેવું કરીએ તેવું ફળ ભોગવવું એ તો સરજેલું જ છે. માટે હવે શોચ કરવો નકામો છે. આથી અન્ય સ્વમંડળને પણ બહુ સંતાપ થાય છે. જેથી હવે કરેલા કર્મનો પસ્તાવો કરી મૌન્ય રહી પ્રભુ સ્મરણમાં ચિત્ત લગાડવું કે જેથી સઉ સારૂં થશે." આ પ્રમાણે કટાક્ષમાં બોલતી જોઇ (મને સંતાપી છે તો તમને આ ફળ મળ્યું એવો સૂચના ગર્ભિત આશ્વાસન સાંભળી) શ્રીકૃષ્ણ કોપાયમાન થઇ બોલ્યા કે—

"કેમ ? તારી છાતી તાઢી થઇને ? આ તારૂં કટાક્ષનું બોલવું મારા સમજવા બહાર નથી કે જે તારાં આપલાં ઢાપલાંથી કોઇ રાજી થાય અને તારા તરફ મમતા વધારે, સમજી ? શંખણીના શાપ લાગે નહિ ને સતી શાપ દે નહિ ! સિંહ ફાળ ભરે તે ખાલી જાયજ નહિ કે જેના પંઝામાંથી હરિણ છૂટી જવા પામે ! કાળો નાગ લાંબો વખત જતાં સૂકી પણ ડંશ છોડતોજ નથી તે જરા ધ્યાનમાં રાખજે, (એટલું જ બોલી રૂક્ષ્મીણી પ્રત્યે કહ્યું—) વ્હાલી દેવી ! શોકયની વાત પર ધ્યાન આપી શોક ન કરતાં ધર્મ ધ્યાન તરફ વિશેષ મન લગાડ; કેમકે પુન્યે પાપ ઠેલાય છે. બો કે તું પૂર્ણ પુણ્યશાળી છે જેથી થોડા વખતમાંજ તને તારા પુત્રની ભેટ થશે. એ માટે બેફિકર રહે. હમેશાં હાથી પાછળ બહુએ કૂતરાં ભસ્યાં કરે છે. તેથી શું હાથીને તે તરફ ધ્યાન દેવું ઘટે છે ! છટ્ એ તારા જેવી સુજ્ઞ સુંદરીને યોગ્ય જ નથી; માટે તું આનંદમાં રહી વખત ગુજાર. જો દિનમાન પાંસરો હશે તો સહુ સારાં વાનાં થશે. સ્વર્ગ મૃત્યુ કે પાતાળ લોકમાં પણ કોઇ દેવ દાનવ

માનવે પ્રદ્યુમ્નને હરી સંતાડેલ હશે; તો પણ તેનો પત્તો મેળવ્યા વિના રહીશ નહિ, એ વિષે તું પક્કી ખાત્રી રાખજે." આ પ્રમાણે રૂક્ષ્મણીના મનનું સમાધાન કરી શ્રીકૃષ્ણ પોતાના મહાલયમાં ચાલ્યા ગયા. અને ત્યાં જઇ શું કરવું જેથી પુત્રનો પત્તો લાગે ? તેનો માર્ગ ખોળવામાં તેમણે ધ્યાન દીધું; પરંતુ એકે ગેડ ગોઠી નહિ, માત્ર મિત્ર નારદજી જો આવે અને તે શોધ કરે તો પત્તો લાગે એવા નિર્ણયપર આવ્યા. અને દૈવ ઇચ્છાએ તેમજ થયું; એ જોઇ મુરારીને હિમ્મત આવી. હર્ષ પૂર્વક નારદમુનિને ભેટી સુખ દુઃખની વાતો કરવા લાગ્યા, અને પધૂમ્નના હરણનો વિસ્મયકારી બનાવ પણ કહી સંભળાવ્યો એટલું જ નહિ, પણ "જો તમે ભાગ લગાડવા ચિત્ત પરોવશો તોજ પત્તો લાગશે. સત્યભામા આ બનાવથી રાજી થાય એ તો ઉઘાડું જ છે. દુસ્મનો કાખલીયો કુટે એવો ઘાટ થઇ પડયો છે અને આપણા પુરૂષાર્થને ધિઃકાર મળવાનો સંયોગ આવી લાગ્યો છે. માટે આ વખતે બગડેલી બાજી સુધારવાનો તમારા એકલાના જ બળ ઉપર આધાર રહેલો છે, હવે જે રસ્તો લેવો યોગ્ય લાગે તે લ્યો અને પુત્ર પ્રાપ્તિની વધાઇ દો, બસ જીમ માટે દાંતને વધારે ભલામણ દેવી પડે તેમજ નથી; માટે ઝટપટ પત્તા મેળવવા યુક્તિ પ્રયુક્તિ ઉપયોગમાં લઇ કાર્ય સિદ્ધ કરો."

આ પ્રમાણે મુકુંદનું બોલવું સાંભળી નારજીએ તે માટે દિલાસો આપ્યો. અને તે પછી તરત ઉઠી રૂક્ષ્મણીના મહેલે ગયા. નારદજીને જોતાં જ રૂક્ષ્મણીની છાતી ભરાઇ આવી અને ગગળી થઇ પગે લાગી વિનવવા લાગી કે—

" કૃપાળુ દેવર્ષિજી ! હવે તો આપ કૃપા કરી મારા પુત્રની શોધ કરી આપો. એકના એક પુત્ર ને તેનો પણ વિયોગ એ કેવો હૃદયદાયક પ્રકાર છે ! આપ મારી વ્હાર કરતાજ આવ્યા છો, માટે હવે પણ કરશો એવી મને પૂર્ણ ખાત્રી છે: તો પણ મારૂં અધીરૂં અને મૂર્ખ મન આપને કરગરી અરજ ગુજારે છે કે આપ ઉતાવળાની વ્હારે ચડી પ્રદ્યુમ્નનો ત્તો મેળવી મારો સંતાપ કાપો અને આનંદ આપો. "

નારદજીએ કહ્યું—બાઇ તારૂં સારૂં કરવું એ તો મૂળથીજ મારો દૃઢ નિશ્ચય છે માટે વધારે ભલામણની તો જરૂરજ નથી; તો પણ ઠામ ઠેકાણા વિના પત્તો લાગવો બહુ મુસ્કેલ છે. તેમ વળી મારૂં મન સાક્ષી પૂરે છે કે; એ કામ દેવ દાનવ વિના કોઇ કરી શકે તેવું નથી; પરંતુ કોણે કર્યું ! શા માટે કર્યું ? અને ક્યાં સંતાડયો ? એ કેવળી ભગવાન્ વગર કોણ જાણી શકે કે તેથી આપણા સંદેહ ટાળી શકે ! "

રૂક્ષ્મણી બોલી—" મુનિરાજ ! હાલમાં કોઇ કેવળી છે ?

નારદજીએ કહ્યું—" હા, છે; પણ મહાવિદેહ ક્ષેત્રમાં છે, જો ત્યાં જઇ શ્રી સિમંધર સ્વામીને પૂછું તો સઘળા સંશય ભાગે; પરંતુ ખુલાસો મેળવ્યા વગર તો બાર વર્ષ વહી જાય તો પણ પત્તો લાગે જ નહિ. "

રૂક્ષ્મણીએ વિનવ્યું—" દયાળુ ! ત્યારે આપ ત્યાં સત્વર પધારો. આપને કોઇ સ્થળ અગમ્ય કે અગોચર નથી. માટે પ્રભુ પાસેથી ખુલાસો મેળવી મનોરથને સફળ કરો. "

આ પ્રમાણે વાતચિત થયા પછી નારદજી તરત

વિહાર થઈ ગગનગામિની વિદ્યા બળવડે મહાવિદેહ ક્ષેત્રમાં ગયા અને વિહરમાન ભગવાન્ શ્રીસિમંધર સ્વામીને વિધિ પૂર્વક વાંદી યોગ્ય સ્થળે સમોવસરણમાં પ્રભુદેશના શ્રવણ કરવાને બેઠા.

નારદજીનો વિચિત્ર વેષ નિહાળી કોઈ ચક્રવર્તિએ પ્રભુને તેના સંબંધી ખુલાસો પૂછયો એટલે પ્રભુએ કહ્યું—"એ બ્રાહ્મણનો પુત્ર નારદ છે. જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પશ્ચિમ પ્રદેશે સોરઠ નામનો પાવન દેશ છે. અને ત્યાં સમુદ્ર બેટમાં દેવરચિત દ્વારિકાપુરી નગ્રી છે. તે સ્થળનો કૃષ્ણ વાસુદેવ કે જે આવતી ચોવીશીમાં તીર્થંકર થનાર છે તે રાજ્ય કરે છે તેનો આ મિત્ર છે. કૃષ્ણ વાસુદેવ કે જે નારાયણ છે. તેની માનીતી પટરાણી રૂક્ષ્મણી નામની છે તેને એક પુત્ર પ્રાપ્ત થયો હતો; પરંતુ પૂર્વ વેર સંબંધને લીધે ધૂમકેતુ નામનો એક રાક્ષસ છઠ્ઠી નીરાતે જ હરણ કરી ગયો હતો ને તેણે એક બાવન ગજની શીલા તળે ચાંપી દાધો હતો, તો પણ આયુષ્યબળથી ભૂખથી ટળવળતો છતાં જીવતો રહ્યો. એટલું જ નહિ, પણ એ સમય વૈતાઢ્યપરના મેઘકૂટનો રહેનાર યમસંવરરાજા–વિદ્યાધર ત્યાં આવી ચઢયો અને તેણે કુંવરને કષ્ટમાંથી બચાવી ઘેર લઈ જઈ પોતાની કનકમાળા રાણીને હાથ સોંપી દીધો, એથી તે પોતાનો પુત્ર ગણી તેનું પાલન પોષણ કરે છે ને પુત્ર આનંદમાં ઉછરે છે."

નારદજીએ વિનવ્યું–"પ્રભો ! તે ધૂમકેતુએ કયા વૈર સંબંધથી તેનું હરણ કર્યું તે કૃપા કરી ફરમાવો."

નારદજીના પ્રશ્નોત્તરમાં પ્રભુએ કહ્યું કે—" હે મહાનુભાવં નારદ ! જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં મગધ દેશ

છે. તેમાં સાલીગ્રામના ગામની પાસે એક મનોરથ નામનું મનોહર વન છે. તે વનમાં એક સોમદેવ નામનો બ્રાહ્મણ વસતો હતો. તેને અગ્નિજવાળા નામની સ્ત્રી હતી ને તેને અગ્નિભૂતિ અને વાયુભૂતિ નામના બે પુત્રો હતા. તે બન્ને પુત્રો વેદશાસ્ત્રના જાણ હોવાથી લોકમાં પ્રસિદ્ધિ પામેલા હતા, એથી વિદ્યામદથી મસ્ત બની સં-સારના વિવિધ પ્રકારે સુખભોગ વિલસતા હતા. એવામાં એ વનમાં કોઇ એક જ્ઞાની મુનીનું આગમન થયું, એ જાણી તે બન્ને ભાઇઓ તે મુની સાથે શાસ્ત્રનો વાદવિવાદ કરવા ગયા. અને મુનીને ઉધડક જવાબથી પૂછવા લાગ્યા કે—" તમે શાસ્ત્રની શી શી વાતો જાણો છો ? અને જાણો છો તો હું પૂછું તેનો ઝટ ઉત્તર આપો કે—અમો બન્ને પૂર્વે ભવમાં કઇ ગતિમાં હતા ? "

જ્ઞાની ગુરૂએ કહ્યું—" હે દેવતાને વ્હાલા વિપ્રો! તમો બન્ને જણ પૂર્વભવમાં શિયાળ હતા. ખેડૂતના હ-ળને વીંટેલી આળી વાધર ખાવાના લીધે અકળાઇ મરણ પામી બ્રાહ્મણને ઘેર જન્મ લીધો છે, જો ન માનતા હો તો આ અહીં બેઠેલા મૂકા ખેડૂતને પૂછો કે અમુક દિવસે આળી વાધર ખાવાથી બે શિયાળ મરી ગયાં હતાં ? એ-મ પૂછવાથી ઉત્તર આપશે ને તમોને ખાત્રી થશે."

આ પ્રમાણે ઉત્તર મળતાં તે સબંધી પડપૂછ કરી, ને તે વાત સાચી ઠરી. એથી ત્યાં આવેલા લોકો એ બ-ન્ને ભાઇઓની મશ્કરી કરવા લાગ્યા. એ જોઇ બ્રાહ્મણોને ભારે ગુસ્સો ચડ્યો: પરંતુ એ વખતે મુનીને મારવાનો લાગ ન મળવાથી ઘેર ચાલ્યા ગયા, અને રાત પડી કે મારવા આવ્યા, પણ રાત્રીદેવીએ થોભાવી દીધા. એ કા-રણને લીધે વિદ્યાવંત ગુરૂ આપણા કરતાં વિશેષ વિદ્યા-

બળવાળા છે એમ જાણી શરમાઇ તેમની જ પાસે સંસા-રમાં બન્ને જણાએ દીક્ષા અંગીકાર કરી. અને આયુષ્ય પૂર્ણ થયે ચારિત્ર પ્રભાવે ત્રીજે ભવે પહેલા દેવલોકમાં દેવતા પણે ઉપન્યા, ત્યાંથી ચવી ચોથા ભવને વિષે એક શેઠના પૂર્ણભદ્ર અને માણુભદ્ર નામના પુત્ર થયા, અને ફરી જ્ઞાની ગુરૂના સંયોગે દીક્ષા લઇ આયુષ પૂર્ણ કરી પુનઃપહેલા દેવલોકે દેવતા થયા. ત્યાંથી ચવી બન્ને રાજપુત્ર થયા. એકનું નામ મધુંહનું ને બીજાનું નામ કેટક હતું. મધુના પરાક્રમ વડે દુસ્મનો ભય પામી ભાંગી જતા હોવાને લીધે રાજાએ રા જ્યાસન યોગ્ય મધુને જાણી તેને રાજ્ય સોંપ્યુ અને કે-ટકને યુવરાજ પદ દીધું. સોમદેવ બ્રાહ્મણનો જીવ મરીને કનકરથ નામનો રાજા થયો અને અગ્નિજવાળા મરીને ચંદ્રાભા નામની તે રાજાની રાણી થઇ. એક દિવસ તે કનકરથ રાજાએ મધુરાજાને પોતાને ત્યાં પધરામણી કરી. ભોજન જમી પોતાનો મહેલ પાવન કરવા આમંત્રણ મો-કલ્યું. એથી મિત્ર રાજાનુ માન જાળવવા નોતરૂં સ્વીકારી તેને શેહેર ગયો. કનકરથ રાજાએ પણ અત્યંત પ્રેમપૂર્વક ભોજનાદિથી ભક્તિ સાચવી મમતા મેળવી; પરંતુ ત્યાં દિલગીરી ભરેલો એ પ્રકાર બન્યો કે કનકરથની રાણી ચંદ્રાભા બહુ રૂપવતી હોવાથી પીરસવા આવતી જતી વખંતે તેની રૂપ લાવણ્યતાદિની અજબ ખુબી જોઈ મધુ રાજા મોહાંધ બની ગયો. અને છેવટ ભક્તિનો બદલો એ વાળ્યો કે તે ચંદ્રાપ્રભાનુ હરણ કરી પોતાને નગર ચાલતો થયો. ( અહા ! કામદેવ ! તારી પણ અકળ માયા છે ! ! અરે ! ભવનાટક ! તારાં પાત્રોની પણ ગોઠવણ ગજબ ભરી છે કે જે અગ્નિજવાળા મધુરાજાની છઠ્ઠા ભવમાં સગી માં હતી તેને અત્યારે તેં મધુની આશક્ત બનાવી

દીધી છે ! અને મધુ તેનો મસ્તઆશક બની ગયો છે ! ) સ્ત્રીનું હરણ, પુત્રનું મરણ અને બાંધવનો વિયોગ એ ત્રણે અત્યંત શોકદાતા છે અને દુષ્ટ ધ્યાનને વૃદ્ધિ કરી દુર્ગતિનાં દ્વાર દેખાડનારાં છે, મધુરાજાની સાથે વિરોધ કરવામાં તો કનકરથ ફાવી શકે તેમ ન હતું. ત્યારે શું કરવું ? ' **અસમર્થો ભવેત્ સાધુ.** ' એ વાક્યને માન આપી તપાસ થઇ ગયો, અને અજ્ઞાન કષ્ટના લીધે મરીને જ્યોતિષી દેવતા થયો. મધુ અને ચંદ્રાભા એ બન્નેને પાછળથી અનિષ્ટ કાર્યનો પસ્તાવો થતાં રાજ્યસુખ છોડી ચારિત્ર અંગીકાર કરી, કર્મબંધને શિથિલ કરી મરીને સાતમા દેવ લોકે બન્ને દેવતા પણે ઉત્પન્ન થયાં. ત્યાંથી ચવી મધુનો જીવ પ્રદ્યુમ્ન થયો અને તેને કનકરથનો જીવ ધૂમકેતુ પૂર્વ વૈરથી સ્ત્રીહરણને બદલે તેનું જ હરણ કરી ગયો. હે દેવર્ષિ ! પરંતુ હજુ માતા પુત્રનો મેળાપ થવામાં ઘણો અંતર છે. જ્યારે સોળ વર્ષ થશે ત્યારે માતા પુત્રનું મ્હોં જોવા પામશે. રૂક્ષ્મણીએ પૂર્વ ભવમાં ભારે અંતરાય કર્મ બાંધેલ છે જેનાં ફળ ભોગવ્યા વિના છૂટકો જ નથી. ”

**નારદજીએ** પુનઃ પૂછ્યું " સ્વામી ! કેવી રીતે અંતરાય કર્મ બાંધેલ છે તે આપ કહી સંભળાવો. ”

**શ્રીસિમંધર સ્વામીએ** કહ્યું—" સુણ નારદ ! જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં મગધ દેશના **લક્ષ્મીવતી** ગામમાં **સોમદેવ** નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેને **લક્ષ્મીદેવી** સ્ત્રી હતી, તે સ્ત્રી એક વખત સ્ત્રીઓના મંડળ સહિત વનમાં શમડી પૂજન કરવા જઇ મ્હોંચી હતી. અનેક ક્રીડા કરતાં કરતાં એક આંબાના ઝાડ ઉપર ચઢી ને ત્યાં મેંઢી વીયાએલી હતી તેનાં ઈંડાં નજરે પડ્યાં

એટલે તેને હાથમાં લઇ કુંકુથી રંગી પાછાં હતાં ત્યાં જ મૂકી નીચે ઉતરી મંડળ સહિત, ઘર ભણી ચાલતી થઇ. જ્યારે મોરડીએ આવી જોયું તો ધોળાં ઇંડાં રાતાં થયેલાં જોયાં, ત્યારે તેણીએ સેવ્યાં નહિ. તે મોરડીએ બુમોપાડી પુષ્કળ રડી સોળ ઘડી ગુજારી અને ને પછી વરસાદના વરસવાથી તે ઇંડાં ધોવાઇ ધોળાં થયાં ત્યારે તેણીએ સેવ્યાં, જ્યારે તે ઈંડાંમાંથી મોર પૈદા થયો ત્યારે વળી પાછી તે જ લક્ષ્મીદેવી ત્યાં આવી ચડી અને તેમાંથી એક મોરને પકડી લઇ ઘર તરફ ચાલી મોરડી પણ બુમો પાડતી પાછળની પાછળ જ ગઇ. તેણીએ મોરને લઇ જઇ એક પાંજરામાં ઘાલી પાળ્યો. મોરડી પણ પાંજરાની આસપાસ ફરતી રાડ પાડતી ને રોતી ટળવળતી હતી. લોકો આ બચ્ચા ને માના વિયોગનો બનાવ જોઇ વિસ્મય થતાં હતાં, આ પ્રમાણે સોળ મહિના લગી મોરડીએ કલ્પાંત કર્યો, પણ પાંજરાનો કેડો છોડયો નહિ. આથી પાડોશીનાં અંતઃકરણ દયાથી કોમળ બની ગયાં, અને લક્ષ્મીદેવીને ધમકાવી સમજાવી તે મોરને છોડાવી દીધો. જેથી મોર મોરડી ખુશી થતાં વનમાં ચાલ્યાં ગયાં, આમ ધાડાં કર્મ બંધનથી સોળ ઘડી સોળ મહિનામાં સોળ વર્ષે મા પુત્રના વિયોગ થવાનો બંધ બંધાયો છે. તેમજ એક વખત લક્ષ્મીદેવી શૃંગાર સજતી હતી, તેવામાં સમાધીગુપ્ત નામના મુનિ ભિક્ષાર્થે આવી ચડયા. તેને જોઇ લક્ષ્મીદેવી મ્હોં મચકોડી નાકેસળ ઘાલી તિરસ્કાર પૂર્વક બોલી કે—

" અરે ગંદા ભૂંડા દેદારના ! તું અહિંથી આઘો ટળ, આખું ઘર ગંધાવી માર્યું. બળ્યું તારૂં મ્હોં. " વિગેરે તિરસ્કાર કરી સુગ લાવી થુ થુ કરી ચુંકી તેમને ઘરમાંથી બહાર કાઢી ઘરનાં કમાડ વાસી દીધાં. આ કારણથી દુર્ગંચ્છા કર્મ બાંધ્યું, એથી છેવટ દેવતામાં બળી

મરવાનો વખત આવ્યો. મરીને ધોબીને ઘેર ગધેડી થઇ, ત્યાંથી મરી ભુંડણ થઇ, ત્યાંથી મરી કૂતરી થઇ, ને ત્યાં પણ દેવતામાં પડવાથી બળી મૂઇ, તે પછી ભરૂચમાં નર્મદા નદીને કાંઠે એક માછણને પેટ અવતરી; પણ તેનું શરીર એવું ખરાબ ગંધાતું હતું કે જેથી તેના નજીક કોઇ આવી શકતું નહિ, અરે! તેના મા બાપે પણ તેણીને જુદી ઝૂંપડી બાંધી દઇ તેમાં રાખી હતી. ને તે દુર્ગંધા મછવો ચલાવી પોતાનું ગુજરાન ચલાવતી હતી. એક સમય તે સમાધીગુપ્ત મુનિ કે જેનું લક્ષ્મીદેવીએ અપમાન કર્યું હતું, તેજ નર્મદાને કાંઠે આવ્યા અને કાઉસગ્ગ ધ્યાને ઊભા રહ્યા, સમય માહ મહિનાનો હતો તેથી ટાઢ બહુ જ પડતી હતી, અને મુની તો એક બે વસ્ત્ર વગર અન્ય કશુ પણ ટાઢને રોકવાના સાધન શિવાયના હતા. એ જોઇ તે દુર્ગંધાને દયા આવી ને વિચારવા લાગી કે—" આ નદીને કાંઠે આ સાધુ શી રીતે ટાઢ વેઠી શકશે! ટાઢ હીમ જેવી પડવાથી કોકડું વળી જશે; માટે એમનો ટાઢથી બચાવ થાય એવું કંઇક કરૂં." એમ વિચારી તે માછણની છોકરી પુષ્કળ સૂકું ઘાસ એકઠું કરી લાવી અને સાધુના શરીરે વીંટી દોરીથી લપેટી લીધું, અને તે પછી પોતાની ઝૂંપડીએ ચાલી ગઇ. ફરી સવારે આવી મુનીને વાંદી ઉભી રહી 'આ મુનીને મેં ક્યાંક દીઠા છે' એવું વિચારતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, એથી પૂર્વ વૃત્તાંત જાણ્યો. અને પશ્ચાતાપ કરતી વારંવાર પગે લાગી પોતાથી થએલો અપરાધ ખમાવ્યો. મુનીએ તેને શ્રાવક ધર્મનો મર્મ બતાવ્યો. માછણે મુનીના ઉપદેશને માથે ચડાવી ચારિત્ર ગ્રહણ કર્યું. વિહાર કરતી કોઇ ગામમાં નાયલ શ્રાવકને ત્યાં મુકામ કર્યો અને ત્યાં અણુસણ કરી આયુષ પૂર્ણ થયે સૌધર્મ દેવલોકે દેવ

પણે અવતરી. પાંચ પલ્યોપમનું આયુષ પૂર્ણ કરી ચવીને રૂક્ષ્મણી રાણી થઇ. મોરડીના બચ્ચાના વિયોગથી સોળ વર્ષનો વિયોગ થયો છે માટે અવધિ પૂર્ણ થયે પુત્ર મીલાપ થશે.''

આ પ્રમાણે પ્રભુની વાણી સાંભળી પ્રભુને વિનય પૂર્વક વાંદી ત્યાંથી નારદજી સીધા વૈતાઢ્ય પર્વતપરના મેઘકૂટપર ગયા, અને યમસંવરરાજાના દરબારમાં પ્રવેશ કર્યો. નારદઋષિને આવતા જોઇ યમસંવરરાજાએ ઉઠી ઉભા થઇ નમન કરી દિવ્યાસનપર દેવર્ષિને બેસાડી પૂજનાર્ચન કરી સ્તુતિ કરી પધારવાનું કારણ પૂછ્યું. એટલે મુનિનારદે કહ્યું-' ફક્ત તમારા પુત્રને જોવાજ આવ્યો છું.' એ સાંભળી રાજાએ પોતાના પુત્રને લાવી મુનિના ચરણમાં મૂક્યો. મુનિયે માથે હાથ મૂકી આશિર્વાદ આપી 'સામુદ્રિક ચિન્હ ઘણાં જ શ્રેષ્ટ છે' વગેરે કહ્યુ, અને તે પછી મુનિ ત્યાંથી રવાના થઇ દ્વારામતિયે આવી પહોચ્યા. જ્યાં રૂક્ષ્મણી હતી ત્યાં જઇ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. લક્ષ્મીદેવીની વાત સાંભળી વારંવાર તે સંબંધ સાંભળવા ઉત્સાહ વધ્યો—અને સ્વામી શ્રીસિમંધરજી એ સત્ય કહ્યું છે એમ કહી રૂક્ષ્મણી કહેવા લાગી કે—''મને પણ એક સાધુએ કહ્યું છે કે—જ્યારે ત્યારે ત્યાંના કળસો સોનાના બની જાય, ત્યારે ત્યાં જે વાંઝ ત્રાંબના છે ( નહિ ફળનારા આંબા છે ) તે ફળશે, સૂકી વાડી પાંગરશે ને સુકાઇ ગએલી વાવડી પાણીથી ભરેલી જણાશે ત્યારે જાણજે કે હવે પુત્રનો વિયોગ ભાગશે. અને એ વાત મેં જ્ઞાની ગુરૂની મદત્ત કરી માનેલ છે. તેથીજ પ્રભુએ પણ સોળે વર્ષે પુત્રમિલન પ્રસંગ કહેલ છે. જેથી દ્રઢ વિશ્વાસ કરી રહ્યા વગર છૂટકો જ નથી.'' વગેરે વાત કહી શ્રીસિમંધર સ્વામીજીની પ્રતિમા કરી તેનું પૂજન કરવામાં નિમગ્ન થઇ.

# પ્રકરણ ૧૧ મું.

## નારદજી.

ચારિત્રનાયક પ્રદ્યુમ્નનું વય સોળ વર્ષનું થયું હોવાથી સોળવર્ષની પુત્રવિયોગ મર્યાદા પણ પૂરી થવા આવી. કૌતકી મુનિ નારદ પણ એ સંધિપર વૈતાઢ્ય પર્વતના મેઘકૂટપર પ્રદ્યુમ્નને તેડી જવા માટે આવી પહોંચ્યા અને તપાસતાં પ્રદ્યુમ્ન માયાવી સૈન્ય સહિત વાવમાં સન્નદ્ધબદ્ધ ઉભો રહેલો જણાયો. તેમજ સ્હામેની બાજુથી યમસંવર રાય તાજા લશ્કર સહિત સ્હામો ધસી આવતાં તેઓ બન્ને વચ્ચે નાહક ધમાધમ ચાલતી જણાઇ. પ્રદ્યુમ્ને ગુસ્સે થઇને યમસંવરના લશ્કરને નાગપાસથી બાંધી યુદ્ધવ્યવહાર રહિત કરી દીધું. આથી યમસંવરને અત્યંત કોપ ચડયો, અને મારવો કે મરવું એજ નિશ્ચયપર આવી આગળ વધવાની વિચારણા થઇ. નારદઋષિએ કહેવાતા પિતા પુત્રને પણ નાહક ભયંકર યુદ્ધ થવાનો સંભવ જાણી યમસંવર પ્રત્યે કહ્યું—

" સુજ્ઞ રાજેંદ્ર ! જેને મરણમુખમાંથી છોડાવી ઉછેરી મોટા કર્યો, તેને શું ઠાર મારવા પગલાં ભરવાં જોઇયે ? શું વાડ વેલાને જ ખાય કે ! છટ્ એ રીતિ તો રાની લોકો પણ પસંદ કરે તેવી નથી, જિતશો તો પણ શોભા વધનાર નથી, ને હારશો તો પણ શોભા વધનાર નથી. આમ બન્ને તરફ નિરર્થક શ્રમ છે, તો પછી શા માટે છેવટનો માર્ગ આદરી પાણી ખોવું જોઇયે ? છોરૂં કછોરૂ થાય પણ માવિત્ર કુમાવિત્ર થાય એ કેવળ અશો-

માને પાત્રરૂપ છે. તમારે તો વિશેષ રાજી થવાનું છે, કે પુત્ર મહાસમર્થ છે. અને શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-' પુત્ર અને શિષ્ય અગાડી હમેશાં પરાજય થાય એજ અત્યુત્તમ છે. ' માટે તમારાં અહોભાગ્ય છે કે પુત્રથી પરાજિત થવા છો. હવે રોષ નિવારી પ્યાર બતાવી શાબાશી આપો. " ઇત્યાદિ વચનો કહ્યા. તે સાંભળી યમસંવર આનંદ પામ્યો અને પ્રદ્યુમ્ન ને છાતી સરખો ચાંપી અતિ પ્યાર બતાવી ધન્યવાદ દીધો, પ્રદ્યુમ્ને પણ માયાસૈન્યવડે મરણને શરણ કરેલી સેનાને સજીવન કરી-મૂર્છા રહિત કરી, અને નાગ પાશથી બાંધી વાવડીમાં પુરેલા પુત્રોને પણ મુક્ત કર્યા. આ ચમત્કાર જોઇ પ્રદ્યુમ્ન કુમારને રાજેંદ્રે ઉત્તમ સીરપાવ ઇનાયત કર્યો.

તદનંતર નારદઋષિએ પ્રદ્યુમ્ન પ્રત્યે કહ્યું-" પ્રિય કુમાર ! તમારી માતુશ્રી તમોને મળવા અતિ આતુરતા ધરાવે છે માટે જો મારૂં કહ્યું માની ઘરભણી ચાલો તો અતિ આનંદ થાય. "

પ્રદ્યુમ્ને કહ્યું-" દેવર્ષિજી ! મને પણ મારાં માત પિતા સબંધી એક કેવળીએ વૃત્તાંત કહી સંભળાવ્યો હતો તે આપના કથન પ્રમાણે જ હોવાથી હું આપનું વચન માથે ચડાવી સાથે ચાલીશ, માટે આપ મને જલ્દીથી દ્વારામતિએં પહોંચાડો. કે જેથી માતપિતાનાં દર્શન કરી જન્મ કૃતાર્થ કરૂં. "

આવો કુમારશ્રીનો વિચાર જણાતાં નારદજીએ એક વિમાનની રચના કરી. તેને જોઇ પ્રદ્યુમ્ને હાસ્ય માટે ધક્કો માર્યો કે તરત ભાગી ગયું. એટલે નારદજીએ બીજું વિમાન તૈયાર કર્યું, અને તેનો પણ પ્રદ્યુમ્ને પહેલાના જેવોજ સંસ્કાર કર્યો. આમ થવાથી નારદજીનું મ્હોં ઝિલું થઇ

ગયું. એ જોઇ કુમારશ્રીએ વિદ્યાબળથી સુર્યની જ્યોતિને જિતી લે તેવું અનુપમ વિમાન ધજા ઘંટડીઓ સહ રચી તૈયાર કર્યું. રૂષિ અને પ્રદ્યુમ્ન બન્ને તે વિમાનમાં બેઠા અને યમસંવર રાજા પાસેથી કુમારશ્રીએ રજા માંગી; પણ તેમણે રજા ન આપતાં કુંવરને રોકવાના યત્ન આદર્યા; તદપિ જવાનો જ નિશ્ચય જણાવ્યો, એથી છેવટે ન છુટકે રજા આપી. કુંવરે પણ પગે લાગી કહ્યું–" મારી માતા કનકમાળાને જરા પણ ઓછું આવે એવી રીત રાખશો નહિ. અને મારાપર કૃપા રાખી તેને જે પ્રકારે સારો સંતોષ મળે તે પ્રકાર આદરી આનંદવડે કાળક્રમણ કરશો ને કાર્ય વખતે આપના છોરૂને યાદ કરી આભારી કરશો." ઇત્યાદિ વાતચીત થયા પછી યમસંવર પોતાના શહેર ભણી ગયો અને નારદમુનિ સહિત કુમાર પ્રદ્યુમ્નેં દ્વારિકાભણી વિમાનદ્વારા પ્રયાણ કર્યું.

માર્ગમાં અનેક વન ઉપવન ગિરી નદી દ્રહ તળાવ વાવ કુવા શહેર નગર ગામડાં વગેરેની સૃષ્ટિસૌંદર્યતાને નિહાળતો નિહાળતો; અને મુનિ નારદથી તે સબંધી પ્રશ્નોત્તર મેળવતો એક સુંદર વન ઉપર થઇ પંથ પસાર કરતો હતો. એવામાં એક ઉંમા, રમા, રંભા, તિલોત્તમા અને ઉર્વશીને પણ વિસ્મય પ્રાપ્ત કરે એવી અત્યંત સુંદર કન્યા તેની નજરે પડી. તેમજ એ કન્યાની આસપાસ બીજી પણ સુંદર સોભાગ્યવતી સ્ત્રીઓ મંગળગીતો ગાતી હતી. એ જોઇ પ્રદ્યુમ્નકુમારે અતિ આશ્ચર્ય સાથે નારદ ઋષિને પૂછ્યું કે–" દેવર્ષિજી ! આ નૌતમ સુંદરી કોણ હશે ? શું તે નાગકુમારી, ઇંદ્રાણી છે કે માનવ દુહિતા છે ?"

આ પ્રશ્ન સાંભળી મુની નારદેં પોતાની લીલાનો

ઉપયોગ કરી કહ્યું—"વીરમણિ! શું કહું, એ વાત કહેતાં મારૂં હૃદય ભરાઇ આવે છે. એ કુમારીકા અન્ય નથી; પણ ઉદધિમાળા કે જે વિદ્યાધરની પુત્રી છે તેનું પહેલાં તમારી સાથે વેવિશાળ થયું હતું, પણ તમારૂં ધૂમકેતુએ હરણ કર્યું એથી તમારી માતુશ્રીની કટ્ટિ શત્રુણિ જે સત્યભામા તેણીનો લાગ ફાવતાં પોતાના કુંવર ભાનુકુમાર સાથે (તમારી સાથેનું વેવિશાળ તોડાવી) જોડાવી દીધું. અને હવે તેનું લગ્ન થનારૂં છે. તેની આ ખુશાલીભરી જાન જાય છે, કુમાર! આ કુવરી મૂળ તમારી અર્ધાંગના થવા બંધાઇજ હતી; છતાં તમારી ગેરહાજરીમાં ચડસા ચડસીને લીધે ભાનુકુમાર પોતાની કરવા ધારે છે; એ ખરેખર અન્યાયી જુલમ એકે તમને જીવતાં છતાં નજીવતા ગણવા જેવું જ કરે છે એમાં શો શક છે? પણ કરવું શું? ધાર્યું હતું શું અને થાય છે શું. ખેર જે બન્યું તે ખરૂં; પણ મને આ બાબતની બળતરા બહુ જ રહી જાય છે."

આતુરતાથી પ્રદ્યુમ્ને કહ્યું—"પણ હું એવો સંયોગ જ ન બનવા દઉં તો બળતરા શાન્ત થાય કે નહિ! તે ફરમાવો. કહો શી આજ્ઞા છે?"

નારદજીએ કહ્યું—"શાબાશવીર શાબાશ! ત્યારે તો હું મુવો પણ ગતિ જાઉં. એ સુંદરી તમારી અર્ધાંગના શા માટે ન થવા દેવી જોઇયે? હરણ કરી પોતાની કરી લ્યો એટલે દુશ્મનો રહેશે વા ફાકતા. દુનિયામાં વૈરના માર્ગ જ મુખ્ય ચાર છે, તે એ કે ભૂમિ, પૈસો, સ્ત્રી અને કડવું વચન, એ ચાર તો જીવતે જીવે કદિ જવા દેવાય જ નહિ. એણે જાણી જોઇ દુશ્મનાઇ આદરી પો-

તાના કુમારનું ઘર મંડાવવા આ માર્ગ આદર્યો છે, તો તેનો ઘટતો ઘાટ શા માટે ન ઘડવો જોઇએ ? ભાઇ જાણી જતું કરીએ તો બીજી વખતે પણ ફાવતું જડે; માટે એ બાબતમાં સહનશીળતા રાખવી એ પોતાની નબળાઇ બતાવવાનો માર્ગ છે. એ તો તરતદાન તે મહા પુન્ય ગણાય. ”

આ પ્રમાણે મુનિનારદનું બોલવું થતાં જ પ્રદ્યુમ્ને વિદ્યાબળથી ભીલનું રૂપ બનાવી વિમાનમાંથી ઉતરી જ્યાં જાન મહા ધામધૂમ સાથે ચાલી જતી હતી, ત્યાં મારગ રોકી આડો આવી ઉભો રહી બોલ્યો કે—“ હું નારાયણનો દાણીછું, માટે મારૂં દાણ ચૂકવ્યા વગર આગળ ડગલું ભરો તો તમને શ્રી નારાયણની આણ છે. જ્યારે મારા જોગ દાણની સારી રકમ કે કોઇ મારી પસંદગીની ચીજ આપશો ત્યારેજ હું આગળ વધવા દઇશ, નહિ તો જવા દઇશજ નહી. ” એમ કહી તીરકામઠું ચડાવી માર્ગ રોકી ઉભો રહ્યો. એ જોઇ જાનવાળાએ કહ્યું—

“ ભાઇ ! સારામાં સારી ચીજ સોનું છે તે તને આપીએ એટલે પછી તું રાજી ! બોલ હવે શું કહે છે ? ”

ભીલે કહ્યું—હું, સોનાને શું કરૂં, મને તો સારી વસ્તુમાં આ રૂપાળી કન્યા છે તે આપી દો તો રાજી થઉં અને જવા દઉં, નહિતો માથું પડયેએ જવા દઇશ નહિ.”

જાનવાળાએ કહ્યું—“ ચૂપ રહે ચૂપ ! એવું બોલ નહિ. એ કુમરીને શ્રીકૃષ્ણકુમાર પરણનાર છે, તે તને માગવાથી સ્વપ્નામાં પણ મળે ખરી કે ? ”

**ભીલે** કહ્યું—"હું શ્રીકૃષ્ણનો કુમાર છું. લ્યો મને જ પરણાવી દો."

**જાનવાળાએ** કહ્યું—મુંઝોમર મુંગો ! શ્રીકૃષ્ણકુમાર તે ક્યાંય બીજા હોય ? જરા બોલતાં પણ શરમાતો નથી. શ્રીકૃષ્ણને ઘેર અવતાર મળે એવું કરમમાં ક્યાં લખાવી લાવ્યો છું ! તું તો વોળાવા કર અને પેટભર. કાગડો કીસમસ-દ્રાખ ખાવાની હોંશ રાખે, પણ તેના નસીબમાં તો લીંબડાની લીંબોળી ખાવીજ સરજેલી છે. માટે જે આપીએ તે લઇને રસ્તે પડ. ઝાઝો લવારો કરી વાયડામાં ન ખપી જા. ગમાર ! ખાય એટલું જ ભસે છે ! ક્યાં ત્રણ ખંડનો ધણી શ્રીકૃષ્ણ અને ક્યાં તું ભુંડું ભીલડું; છતાં બાપ બાપ બેટાનો નાતો ગોઠવી દે છે, એ તે કદી કોઇ માને ખરૂં ? મૂર્ખા ! હવે વધારે લવીશ તો દાણ પણ ગુમાવી.' આટલું બોલી સોનું આપવા માંડયું; પણ તેણે લીધું નહિ એટલે તેઓએ રથોને હાંકી મેલ્યા. એ જોઇ ભીલને અત્યંત ગુસ્સો આવ્યો, અને માફામાં બેઠેલી કન્યાને ઉછાળીને પોતાને કબજે કરી આકાશમાં સ્થંભાવેલા વિમાનમાં બેસાડી ચાલતો થઇ ગયો. જાનવાળાં જોતાં ને રોતાં જ રહ્યાં. અને ભીલની અપરિમિત વિદ્યા માટે વિસ્મય થઇ વિચારવા લાગ્યાં કે—" કહો ન કહો પણ એ ભીલ નહિ પણ ભીલરૂપે કોઇ દેવ વિદ્યાધર કે મંત્રવાદી હોવો જોઇયે, નહિ તો આટલા યુદ્ધાઓની વચ્ચેથી કન્યા ને પળમાં હાથ કરી ગગનપંથે ઊડી વિમાનમાં જઇ બેસે ખરો? એવી ભીલમાં તાકાત હોય જ નહિ, હશે, પણ હવે કરવું શું ? કન્યા હાથ તો આવીજ રહી, પણ કન્યાને ક્યાં લઇ જશે ! અરેરે ! તુંબલીના તેર ભવ

છે. ઢાંકયા કરમની કોઇને ખબર નથી કે શું થશે ! કરતા હતા શું ! અને થયું શું ! બાઇનાં નસીબ ! એમાં આપણો શો ઉપાય. જે જીવ જેવાં કર્મ કરે કિંવા કર્યાં હોય તે જીવ તેવાંજ કર્મો ભોગવે છે. કોણ જાણે કયાએ જન્મનાં અશુભ કર્મનો ઉદય થયો હશે કે આ બનાવ બન્યો. પ્રભુ ! એ અબળાની તું સહાય કરજે. અને એનાં કષ્ટ હરજે". ઇત્યાદિ બળાપો-કકળાપો કરતાં ને આંસું પાડતાં વિમાન સ્હામુંજ તાકી રહ્યાં.

કુંવરી તો ટીંટોડીની પેઠે બૂમરાણ કરતી હતી ને કહેતી હતી કે-" હાય ! હાય ! મને કોઇ આ દુષ્ટના હાથમાંથી છોડાવો, કોઇ છે પ્રભુનો લાલ ? કોઇ છે મર્દ બચ્ચો ? કોઇ છે અબળાની વ્હારે ચડનાર વીરનર ? કોઇ છે દયાળુ ? કે આ ટળવળતી અને બળતી બાળાને દુઃખમાંથી મુક્ત કરી શાંત કરે ! અરેરે ! મારા નશીબમાં આ શાં વિતકડાં લખ્યાં હશે ! આ દુઃખ કયાં દાટી રાખ્યું હશે ! શ્રીકૃષ્ણકુમાર ને બદલે આ બળેલા બાવળના ઠુંઠા જેવા જડથા ભીલને હાથ કયાં પડવું સરજેલ હશે ! કરમ રે ! તને જરા શરમ નથી ! તને જરા વિચાર નથી ! તને જરા દયા-રહેમ નથી ! અને તને જરા પ્રભુનો પણ ડર નથી ! ! ! ઑય ! ઑય ! હવે હું શું કરૂં ! કયાં જઉં ! કોનું શરણ લઉં ! બાપ મુનિ નારદજી ! મારો સંબંધ પ્રથમ શ્રીકૃષ્ણ કુમાર પ્રદ્યુમ્નજી સાથે જોડાયો હતો, પણ તે ગુમ થઇ જતાં પાછળથી તે મોકુફ-ના બીજા ભાઇ ભાનુકુમારજી સાથે જોડાયો છે. આપ શ્રી કૃષ્ણજીના સખા છો, પ્રભુભક્ત છો, અને જ્ઞાનવાન્ છો; છતાં આપની સમક્ષ આ ભીલ અકાર્ય કરે છે, એ જોઇ મને માનવાનું કારણ મળે છે કે મારૂં જબરાઇથી હરણ કર-

વામાં આપ દેવર્ષિની સમ્મતી પણ હોવીજ જોઇયે; નહિ તો આપ મુંગે મ્હોડે જોઇ બેસી રહોજ નહિ! ભલે, ગમે તેમ હોય; તો પણ આટલું તો આપ નિશ્ચય જાણી રાખજો કે આ ઉદધિ માળા આ ભીલના દુષ્ટ વિચારને તાબે થતાં પહેલાં ખચિત પોતાના પ્રાણ પરમેશ્વરને શરણ કરી દેશે. **કુલિન બાળાઓને નીતિ-મર્યાદા ભ્રષ્ટ કાર્યને માન આપી જીવન યુક્ત ફરવું તે કરતાં તો લાખ દરજ્જે મરવું એ અતિ ઉત્તમ માનું છું.** માટે હવે જે કરવું હોય તે કરો! જીવાત્મા રૂકસત થયા પછી ગમે તે થશે તે કયાં મારે જોવું છે! **સતીસ્ત્રીઓને જીવન કરતાં શીળને વધારે વ્હાલું ગણવાનું છે.** ભલે, પ્રભુનો ડર કોરાણે મૂકી આવો જુલ્મ આદરો-પરની બાળાઓનું હરણ કરાવી હર્ષઘેલા બનો કે બહાદુરી કરી સમજો, પણ એ જુલ્મ હું સહન કરીશ; પરંતુ પરમાત્મા સહન નહિ જ કરશે. ત્યાં પોલંપોલ નથી, ત્યાં અંધેર કારોબાર નથી, ત્યાં તમારો પક્ષ ચાલનાર નથી, ત્યાં તમોને પૂરેપૂરો બદલો મળ્યા વગર રહેનાર નથી. માટે તે વખતે પસ્તાયા કરતાં હાલ પસ્તાઓને મને છોડી દો. કોઇનો શીકાર પકડી તેનો ઉપભોગ કરવા ન ચાહો. અને પ્રભુથી જરા બીહો." ઇત્યાદિ ઇત્યાદિ વચનો બોલી મરણ આદરવાનો માર્ગ ખોળવા લાગી; એટલે નારદજીને સંદેહ થયો કે-"રખે આ મરી ન જાય ને ધાયેલું ધુળધાણી ન થાય!" એ શંકાથી ગભરાઇ કુમારશ્રીને મૂળ સ્વરૂપ પ્રકટ કરવા સૂચના કરી. અને તે સુચનાને સ્વીકારી કુમારે અસલ સ્વરૂપ પ્રગટ કર્યું

**ઉદધિમાળાને** આ ચમત્કાર જોતાં અત્યંત આશ્ચર્ય થયું. મરવું તો કોરાણે રહી ગયું; પણ-"આ કોણ હશે!

શું કામ, રામ, કે ઇંદ્ર હશે ! કોણ જાણે ! કેમ ખબર પડે ! શું મારા ભાવીના પતી દેવે મારી પ્રેમપરીક્ષા લેવા તો આ ઘાટ નહિ રચ્યો હશે ? એમ પણ ન હોય ? એ કેમ મનાય ! યાદવકુળ અજબ ગજબ કામોના કરવૈયા તરીકે પ્રસિદ્ધ છે ! જલદી જાણવામાં આવે તો જીવને જંપ વળે.” એવા વિસ્મયને તાબે થઇ જોઇ નારદજી-એ કહ્યું—

“ બેટા ઉદધિમાળા ! તું જરા ગભરા નહિ, ચકિત થા નહિ, તારો ખરોજ તને લઇ જાય છે. જો, તુજ કબુલ કરે છે કે પહેલાં મારી સગાઇ પ્રદ્યુમ્નજીના વેરે થઇ હતી, અને ગુમ થઇ જવાથી ભાનુની સાથે જોડી છે. પરંતુ તે ગુમ થયેલા કુમારશ્રી પ્રદ્યુમ્ન આ પોતેજ છે અને પોતાની સ્ત્રીનેજ અપહરી આનંદમય ગગન પંથ પસાર કરી રહ્યા છે; માટે હવે તારા અહોભાગ્યની સરાહના કર કે ખોવાઇ ગયેલું ને ફરી હાથ લાગવાની સ્વપ્ને પણ આશા ન છતાં, તે ચિંતામણિ રત્ન પુનઃ તને હાથ લાગ્યું છે એ શું ઓછી ભાગ્યની ચડતી છે ? તારા નશીબ આડેથી પાદડું સહેજમાં ખશી ગયુ; અણધારી ફતેહ હાથ લાગી ગઇ, ભવની ભાવઠ ભાગી, પુર્વનાં પુણ્ય જાગ્યાં. દુઃખ દુર્ભાગ્ય દુરે ટળ્યાં અને મનના મનોરથ, ફળ્યા. હવે તો રાજી થઇ બોલ શ્રી વિશ્વપતિની જે.”

આ પ્રમાણે વાતનો ખુલાસો મળતાં ઉદધિમાળાના મનોદધિમાં આનંદમાં તરંગો વૃદ્ધિ પામ્યા, હર્ષનો પાર રહ્યો નહિ, અને વરંવાર ઘુંઘટના પટાંતરમાંથી સલુણા વરનું સુંદર સ્વરૂપ નિરખવા લાગી.

વિમાન તો ચાલતું ચાલતું દ્વારિકાની નજીક આવી પહોંચ્યું. અને રમ્ય નગરીની સૌંદર્યતા

દષ્ટિગોચર થવા લાગી. એ જોઇ પ્રદ્યુમ્ન કુમારે નારદજીને આશ્ચર્ય સહ પુછ્યુ–" દેવર્ષિજી ! આ સ્હામે સોના-મણિ-માણેક-મોતીથી જ શોભાને વરેલી કઇ નગરી છે ? શું અમરાવતી છે ? ભોગાવતી છે કે અલકાપુરી છે ? જ્યાં જોઇએ ત્યાં દરેક હવેલીઓને સોનાનાં જ ઇંડાં શોભાયેલાં નજરે પડે છે ! વિવિધ જાતિની ધ્વજાઓ ફરકી રહેલી છે. અને અપાર સમૃદ્ધિથી ભરપુર દેખાય છે ! અરે ! જ્યાંની પાણીહારીઓ પણ સોનાને બ્હેડે પાણી ભરી જતી આવતી દેખાય છે ! વાહ ! ધન્ય છે એ નગરીને ને ધન્ય છે એમાં વસનારાં નરનારીઓને ! !

એ સાંભળી નારદજીએ કહ્યું–" કુમારશ્રી ! આ દરિયાના બેટમાં દેવની વસાવેલી દ્વારિકા છે, એને એજ નગરીમાં તમારો જન્મ થયેલો છે. જુઓ, આ નગરીમાં સુંદર રાજમંદિરો, જિનમંદિરો અને અન્ય દેવમંદિરો અતિ રમણીય છે, કુવા, વાવ, તળાવ, સરોવર, કુંડ, તથા કોટ કિલ્લો કાંગરા વગેરે સર્વ સ્ફટીકમણિ આદિ રત્નોની રચનાનાં બનેલાં છે. અને આ નગરીને જોઇ અન્ય સર્વ દેવનગરીઓ શરમઇ ઝંખવાઇ ગઇ છે."

પ્રદ્યુમ્ને હર્ષ પુનઃસર પૂછ્યું–" વારૂ. પણ આ જે જે ભવ્ય રાજમંદિરો દેખાય છે. તે કોનાં કોનાં છે એ મને ઓળખાવો."

નારદજીએ કહ્યું—" યુવરાજ ! જેટલાં શોભાવંત મકાનો છે એટલાં બધાંએ યાદવોનાં જ છે. જુઓ, પેલુ જે ધવલહર, ઉંચું, પંચરંગી મણિઓથી જડિત અને સુવર્ણ કળશ દંડ ગરૂડના ચિત્રવાળી ધ્વજા યુક્ત છે, તે તમારા પિતા શ્રીકૃષ્ણનું મંદિર છે, તેની જોડમાં જે સિં-

હની છબી વાળી ધ્વજા વાળું મનહર મકાન છે, તે મોટા ભાઇ (તમારા કાકા) બળભદ્રનું છે. તેની પાસેનું ઘર કે જે મીંઢા-ઘેટાની છબી વાળી ધ્વજા સહ દેખાય છે, તે વસુદેવજી (તમારા દાદા) નું મકાન છે. જે ઘરો ઉપરની ધ્વજાઓમાં વિદ્યાધરનાં ચિત્રો જણાય છે તે બધાં વેદ પાઠી બ્રાહ્મણોનાં છે. જ્યાં ઘણા મનુષ્યોનો ઘોંઘાટ સંભળાય છે, તે ઘર તમારી માની વૈરણ સત્યભામા રાણીનું છે. અને જે મકાનનું દ્વાર કનકમાળા યુકત, આકાશ સાથે વાદ કરી હાસ્ય કરતી ધજાવાળું અને મણિમય ગજથી ચોમેર સુંદર દેખાય છે, એજ તમારી જનેતા--રૂક્મણિનું મકાન છે. કહો હવે વિશેષ જાણવાની ઇચ્છા છે ? ”

આવું બોલવું સાંભળી પ્રદ્યુમ્ન કુમાર અતિ પ્રસન્નતા યુક્ત થયો, અને ઉપવનમાં વિમાનને ઉતારી પોતાની સ્ત્રીઓને વનદેવના રક્ષણમાં સોંપી નારદજી સહિત શહેરમાં પ્રવેશ કરવા વિચર્યો.



# પ્રકરણ ૧૨ મું.

## માતા પુત્રનો પ્રેમ.



" સ્વામી શ્રીસિમંધરજીનાં વચન પ્રમાણે આજે સોળ વર્ષ પૂર્ણ થયાં છે. તેમ જ મુનીશ્વરનાં કહેલાં વચનો પ્રમાણે વાંઝ આંબાઓનું ફળવું, સૂકી વાડી પાંગરવી ને ખાલી વાવડી પાણીથી પરિપૂર્ણ થવી વગેરે વગેરે કારણો દૃષ્ટિગોચર થાય છે. એથી ખચિત મારા વ્હાલા પુત્રની ભેટ થવી જ જોઇએ. " ઇત્યાદિ વિચારમાં લીન થયેલી રાણી રૂક્ષ્મણિ ઘડીએ ઘડીએ મહેલની અગાસી ઉપર જઈ જઇ ચોમેર નજર ફેરવી પુત્રની માર્ગપ્રતિક્ષા જોતી હતી, એટલામાં કુબડો બ્રાહ્મણ ત્યાં આવી ચઢ્યો, જો કે વરવો દેદાર હતો; તોપણ બ્રાહ્મણ હોવાને લીધે રૂક્ષ્મણિએ તેને પ્રેમ પૂર્વક નમસ્કાર કર્યો. સુવર્ણના સિંહાસન પર આદર સહ આસન આપ્યું. અને પધારવાની તસ્દી લેવાનું કારણ પૂછ્યું. એટલે કુબ્જ બ્રાહ્મણે ભોજનની માગણી કરી. એ સાંભળતાંજ રૂક્ષ્મણિએ પોતાની સખીને બોલાવી ભલામણ આપી કે—" તાકીદે ક્ષીર ભોજન તૈયાર કરવો અને તે સાથે પૂરી વગેરે ઘટતી વસ્તુઓ પણ કરાવી લેવરાવો, કે જેથી આ ભુદેવને ઝટ જમાડવા બેસારાય. "

સખીએ તરત તેજ પ્રમાણે ગોઠવણ કરાવી ભોજન સામગ્રી બનાવવાની રસોઇઆઓને તાકીદ આપી; પણ કુબ્જ બ્રાહ્મણે અગ્નિસ્થંભની વિદ્યાને સમરી એથી ચાહે તેટલાં લાકડાં બાળતાં છતાં પણ અનાજ સીજેજ નહિ.

આથી રસોઇઆઓ મુંઝાયા. બ્રાહ્મણ જમવાની ઉતાવળ કરવા લાગ્યો. અને કહેવા લાગ્યો કે—" હું સત્યભામાને ઘેર ગયો હતો; પરંતુ પેટપૂર ખાવાનું પણ તેને ત્યાં ન મળતાં ભૂખ્યો ને ભૂખ્યો અહિ આવ્યો છું. તેમજ જે મને ખવરાવ્યું હતુ તે પાછું ઓકાવી કાહાડયું એથી મારાં ભૂખ્યેથી હાડો ભાગે છે. જો તમો જમાડતાં હો તો જલદી જમાડો, નહિ તો અહિથી પણ ભૂખ્યો ને ભૂખ્યો વળી બીજે ક્યાંઈક ચાલ્યો જાઉં."

આ પ્રમાણે બ્રાહ્મણનું બોલવું થતાં રૂક્ષ્મણિએ જે શ્રી કૃષ્ણજીને આરોગવાના સિંહકેસરીઆ મોદક જે મોરારી પણ અડધો જ ખાઇ હજમ કરી શકતા હતા, ને તે મોદકના લીધે ચોથે દિવસે ભૂખ લાગતી હતી. તે મોદક લાવીને બ્રાહ્મણને આપ્યો, કે તે તરત ખાઈ ગયો ને ફરી 'ભૂખ્યો છું' એવી જ બુમ પાડવા લાગ્યો. એ જોઇ રૂક્ષ્મણીને તરેહવાર તર્ક વિતર્ક થવા લાગ્યા. અને એવી ભ્રાંતિને વશ્ય થઈ કે—" શું આ હજુ ભૂખ્યો છે ? ખચિત આ બ્રાહ્મણ નથી પણ કોઇ દેવનો ઉપાશકી છે. અડધો લાડુ ખાવાથી મોરારી પણ ચાર દિવશ સુધી ખાવાનું નામ લેતા નથી, તે આખો લાડુ ખાવા છતાં આ ભૂખાળુવાની ભૂખ ભાગતી જ નથી, તેમ અન્ન પણ ચડતું નથી માટે કોઇ વિદ્યાધર નર છે. રખેને મારો પુત્ર પ્રધુમ્ન જ ન હોય !! વિદ્યધર રાય યમસંવરને ત્યાં ઉછરી મ્હોટો થયો હોવાથી ઘણી વિદ્યાઓ હાથ કરીજ હશે ને તે આવા રૂપે મારા પ્રેમ વાત્સલ્યને જોવા માગતો હોયની? માટે જરા પૂછ પરછ કરી વાકેફ તો થાઉં." એમ વિચાર. કરી તેણીએ પુછવું શરૂ કર્યું કે—" ભાઈ! તમારૂં શું નામ

છે ? ક્યાંના રહેનાર છો ? ક્યાંથી આવવું થયું છે ? કયા ગુરૂના શિષ્ય છો ? તમારી જન્મભુમિ ક્યાં છે ? કોણ તમારાં માતા પિતા છે ? અને શા કારણને લીધે લઘુવેશમાં બટુક રૂપ અંગિકાર કર્યું છે ? તે કૃપા કરીને કહો.” આવા પ્રસ્નો શ્રવણ કરતાંજ બ્રાહ્મણ તો ચીડાઇ બોલ્યો કે—

“શું ગુરૂ વિના દિક્ષા અંગીકાર કરી હશે? હું તુ-ગરો નથી, માતા પિતાનાં નામ તથા ઠામ ઠેકાણું પૂછવાની તમારે શી જરૂર છે. શું મને કંઇ તમારે સબંધી બનાવવો છે; અમે પરદેશી પંથી છિએ. દેશદેશાવરમાં ફરતા ફરી ભિક્ષાવૃત્તિ વડે ભોજન કરી મસ્ત રહિયે છિએ. તું તુષ્ટમાન્ થઈશ તો પણ શું દઇ દેવાની છે, અને કદાચ રૂષ્ટમાન્ થઈશ તો પણ શું લઈ લેવાની છે; ધર્યું રહ્યું તારૂં ખાવાનું. અહિ તો ‘તેરે મંગન બહોત હૈ તો મેરે ભુપ અનેક’ મને ક્યાં તારી પરવા છે.” વગેરે વગેરે બોલતો ઉઠી ચાલવા લાગ્યો. એટલે રાણી ઉદાસ થઇ કાલા વાલા કરી બટુકને મનાવવા લાગી ને માફ માગી. તે પછી બટુક શાંત થઇ બોલ્યો કે—“ માતા ! તું સાચું કહે કે તારા મનમાં શી ચિંતા છે ? જો મારા અગાડી મનડાની વાત કહે તો અવસ્ય તારી ચિંત્તા ટાળી નાંખું.”

રૂક્ષમણિ બોલી—“ ભાઈ ! નારદજીની કૃપાથી મારો વિવાહ યાદવપતિ સાથે થયો; હું યાદવેશની વિશેષ વલ્લભતાનું પાત્ર થઇ. મારે એક પ્રદ્યુમ્ન નામનો પુત્ર થયો અને તેને છઠ્ઠી રાતે ધુમકેતુ હરી ગયો; છતાં તે વિદ્યાધર યમસંવરને ઘેર ઉછર્યો છે એમ મુનિ નારદજીના કહેવાથી જાણું છું. અને તેનો સોળે વર્ષે મેલાપ થશે એમ જ્ઞાનિના વચનોથી સિદ્ધ થયેલ છે. તેમજ કહી બતાવેલી

નિશાનીઓ બધી મળી ચુકી છે; છતાં પણ પુત્રનો મેલાપ થયો નથી એથી ઉદાસ છું; મારી શોકય સત્યભામા કે જે સાચી શોકયવટ ધરાવી મારો છાંયડો કાપે છે. તે સાથે મારે શરત બકાએલી છે અને જો આજે પુત્રની મને ભેટ ન થાએ તો શરતમાં મારી હાર થવાને લીધે ધણી જીવતાં છતાં મારા માથાની વેણી ઉતરાવી નખાવશે સત્યભામાના પુત્ર ભાનકુમારનો આજે વિવાહનો દિવશ છે અને મને પુત્રની ભેટ થઇ નથી, એથી એને બમણો આનંદ થઈ રહ્યો છે. આવા સંયોગવશથી હું ગમગીનીમાં ગિરફતાર છું."

આ પ્રમાણે માતાનાં ગમગીની ભર્યાં વચનો સાંભળી પ્રદ્યુમ્ન કુમારને મનમાં લાગી આવ્યું અને માની ચિંતા તથા સાવકીમાનો આનંદ ઉત્તારવા બહુરૂપકરણી વિદ્યાને યાદ કરી એ પ્રમાણે ઉપયોગ કર્યો કે–પોતાની માતાને ઓઝલમાં સંતાડી દઈ એક તેના જેવુંજ આબેહુબ રૂપ બનાવ્યું. એટલામાં તો સત્યભામાની ખવાસણો ગાતી ગાતી ત્યાં આવી, અને કૃતિમ રૂક્ષમણિને પગે પડી વિનવવા લાગી કે–

"બાઇ સાહેબ ! અમોને પાટરાણીજીએ આપ હજુર મોકલેલ છે, તે એ અરજ ગુજારવા માટે કે આપ હોડમાં હારી ચુકયાં છો માટે માથાના વાળ મુંડાવી આપો. કૃપાળુ ! એમાં કંઇ માઠું લગાડશો નહિ. અમોને તો જેવું કહેવા મોકલેલ છે તેવું કહ્યું."

રૂક્ષમણિ બોલી–"હું મારૂં વચન ભંગ કરવા ચાહતીજ નથી. તમે જે કહોછો તે સાચુંજ છે. સાડા ત્રણ મણના શરીરમાં માત્ર ટકા ભારની જીભનું બોલેલું પાળવું એજ ધન્યવાદ ગણાય છે. જેણે વચન ન પાળ્યું

તેણે આખું જીવતર બાળવુંજ સમજુ છું. ભલે તમે મારા માથાની વેંણી મુંડી નાંખો. મારી જરા ના નથી. વચન પાળવા માટે તો માથાં અપાયાં છે. ઘર ધરણી વ. ગેરેનો ત્યાગ કર્યો છે, અને હરિશ્ચંદ્ર જેવા રઘુવંશી રાજાઓએ ચંડાળને ઘેર પાણી ભર્યું છે, તો મારા માથાની વેંણી શી વિસાંતમાં છે."

આવું બોલવું સાંભળી ખવાસણોએ વેણી ઉતારી લેવા અસ્તરો કાહાડી તયાર કર્યો. કે રૂક્ષ્મણિએ માંથું આગળ ધર્યું પ્રદ્યુમ્ને તે સમય એવી વિદ્યા કેળવી કે રૂક્ષ્મણિનું મસ્તક મુંડાતાં આવેલી તમામ દાશીઓનાં માથાં મુંડાઈ ગયાં, નાક કાન કપાઈ ગયાં અને હાથની આંગળીઓ છેદાઈ ગઈ. આથી તે ખવાસણો રોતી કકળતી ને બુમો પાડતી ત્યાંથી રવાના થઈ ગઇ. રસ્તામાંના રાહદારીઓને પણ આ બનાવથી હસવાનો ખુબ પ્રસંગ મળ્યો. તે ખવાસણો જ્યારે પોતાની બાઇ—સત્યભામા આગળ જઈ પહોંચી ત્યારે તેઓના બુરા હવાલ થયેલા જોઇ હકીકત પૂછવા લાગી. એટલે તેઓએ બનેલી બિના ઠીક સંભળાવી. આથી સત્યભામા નારાજ થઈ ગઇ. અને તેઓને દિલાસો આપી તે બદલો વાળવાનું કથન જાહેર કર્યું.

આ બાબતના સમાચાર છુપા જાસુસે જ્યાં રૂક્ષ્મણીજી બિરાજમાન થયેલાં છે ત્યાં આવીને કહ્યા. એ સાંભળી અતિ આશ્ચર્ય સહિત રૂમક્ષણી બોલી કે—"હું એ બાબતથી કેવળ અજાણ છું. મારે ત્યાં કોઇ આવ્યાનું પણ હું જાણુતી નથી અને મેં કોઈનાં નાક કાન કપાવ્ય કે માથાં મુડાવ્યાની હિલચાલ પણ કરાવી નથી, છતાં મારૂં નામ શી રીતે લેવાય છે! આ શું કૌતુક?!" ઇત્યાદિ

વિમાસણ કરતી હતી, એવામાં તો પ્રદ્યુમ્ન પ્રકટ પણે દૃષ્ટિ સમક્ષ આવી ઉભો રહ્યો. એ જોઈ અનુસારેથી પુત્રને ઓળખી હર્ષથી ઉભરાતે દિલડે રૂક્ષ્મણિએ પુત્રને છાતી સરસો ચાંપી પ્યાર કર્યો. મુખનું ચુંબન લીધું, મસ્તકે હાથ ફેરવ્યો, અને હર્ષનાં આંસુડેથી વધાવી લીધો, હવે હર્ષનો પાર રહ્યો નહિ, સર્વ મનકામનાં સિદ્ધ થઈ, જન્મને સફળ માનવા લાગી. દસ મહિના ઉદરમાં રાખ્યો તેનો શ્રમ સર્વ લેખે આવ્યો, અને સકળ સંતાપ દૂર ટળ્યા.

તદનંતર પુત્ર પ્રત્યે માતા બોલી-“ વત્સ ! મને બાળપણાનાં લાડલડાવવાનો તેં લ્હાવ આપ્યો નથી, એ વારંવાર હૈયે ચડી આવે છે. ખેર, જે થયું તે ખરૂં. તારૂ મ્હોં જોયું એટલે સકળ દુઃખ ખોયું છે.

આ પ્રમાણે માતાની અભિલાષા જણાતાં પ્રદ્યુમ્ન તરત બાળક રૂપ કરી બાલચેષ્ટા પ્રમાણે રોવું, આડાઇ કરવી, ગેલ-રમત કરવી, તોફાન કરી પજવવું વિગેરે અમલમાં લીધાં, અને માતાના કોડ પૂરણ કર્યા.

જે ઉદધિમાળાને પ્રદ્યુમ્ન હરી દ્વારામતીએ લઇ આ-વ્યો હતો, અને તેને વાડીમાં રાખી હતી, તે સાથે વિધિ-સહ પાણી ગ્રહણ કર્યું, તથા તેની સાથેની બે વિવાહિતા ઓને પોતાના મહેલમા પધરાવી. અને પોતે તેઓ સાથે પંચવિષય સુખવિલાસ ભોગવવા લાગ્યો; છતાં પણ હજુ વિમાત સાથેનો અણબનાવ તેને વારંવાર ખટપટમાં ઉતરવાની પ્રેરણા કર્યા કરતો હતો, એથી સુખવિલાસને ખામી લાગ્યા કરતી હતી. એક વખતે સત્યભામાને ઉદાસ બેઠેલી જોઇ શ્રી કૃષ્ણે તેનું કારણ પુછ્યું, તો તેણીએ કહ્યુ કે—‘ મને પ્રદ્યુમ્ન સરખો જ પુત્ર જોઈએ છે, માટે તે-વો પુત્ર પ્રાપ્ત થવાનો ઉપાય યોજી આપો.’ આવું સાંભ-

થી શ્રીકૃષ્ણે પોષધ શાળામાં બેસી અડગમનથી ત્રણ ઉપવાસ કરી દેવારાધન કર્યું, તેથી દેવનું આવવું થયું ને આરાધનનું કારણ જાણી આરાધકને એક હાર આપ્યો તથા તે કંઠમાં ધારણ કરી અતિસુખ આપવાથી તમારા પરભવના પુન્યે પ્રદ્યુમ્ન સરખોજ રૂપ ગુણ સંપન્ન કુમાર થશે. એવો મહિમા વર્ણવી દેવ નિજ સ્થાનકે ગયો. પરંતુ એ વાત પ્રદ્યુમ્નના જાણવામાં આવતાં તેણે વિદ્યાબળ વડે પોતાની માતાના કથનને માન આપી જાંબુવંતી વિમાત પણ માતાની વ્હાલી બ્હેન શોક્ય હોવાથી તેને સત્યભામાનું રૂપ આપી શ્રીકૃષ્ણ પાસે મોકલી પુત્રેચ્છા પૂર્ણ કરાવી. અને તે પછી સત્યભામાનું શ્રી કૃષ્ણ પાસે જવું થતાં તે ભેદ ખુલ્લો થયો ને તેની ઇચ્છા પણ પાર પાડવા ઉદ્યમ આદર્યો; પણ કુમારે ધનુષટંકારવ કરી કરી ભય પ્રાપ્ત કરવાવડે ડરપોક પુત્ર થવામાં સફળતા મેળવી। અને થયું પણ તેમજ જાંબુવંતીને હાર પ્રભાવથી અને પરસ્પરના પ્રેમસંયોગથી પ્રદ્યુમ્ન સરખો જ **શાંબ કુમાર** નામનો પુત્ર પ્રાપ્ત થયો અને સત્યભામાને સુભાનુ કુમાર નામનો પુત્ર થયો. જો કે એ બન્નેની રમત ગમતની કેટલીક વાતો છે; પણ તે ટાયલું થવાના કારણને લીધે છોડી દઇ આગળની મતલબ જેટલીજ વાત કહીશ. વાંચનાર। સત્યભામાએ સુભાનુકુમારને વિદ્યાધરની પુત્રી સંગાથે પરણાવી લ્હાવ લીધો. ને તેથી તે કુમાર વિષય સુખમાં મગ્ન રહી કાળ વ્યતીત કરવા લાગ્યો.

જ્યારે સુભાનુકુમારનું લગ્ન થયું જાણ્યું ત્યારે રૂક્ષ્મણીને શાંબકુમારના લગ્ન માટેની ચિંતા થઇ ને તેણીએ પોતાના ભાઇ **રૂપ કુમાર**ની પુત્રીનું શાંબકુમાર માટે માગું કર્યું; પણ તેણે તો પ્રથમની દાઝ યાદ કરી

મ્હેણાં ટોણાં સહ કહ્યું કે—"મારી કન્યા જોગ રાજપુત્ર નહી મળે તો ડુંબને આપીશ, પણ યાદવ પુત્રને મારી કન્યા નહિ જ આપું." એવી ચોખી ચટ ના કહી. એથી યાદેશ્વરનું માનભંગ અને રૂક્ષ્મણીનો તિરસ્કાર થયેલ જાણી પ્રધુમ્ને તેનો બદલો વાળવાની વિચારણા કરી શાંબકુમાર સહ કુંડનપુર જવા પ્રયાણ કર્યું અને વિદ્યાબળે તરત જઇ પહોંચી ડુંબનું રૂપ ધરી મનોહર આલાપ વડે શહેર વાશીઓને વશ કરી દીધાં. તે પછી રાજદ્વારમાં જઇ આલાપ કરી રૂપકુમાર સાથે પોતાની વાત જાહેર કરવાનો યત્ન આદર્યો, અને આવવાનું કારણ જણાવી કન્યાનું માગું કર્યું કે "એક કન્યાથી સરતુ હતુ પણ હવે તો તમારે બે કન્યા આપી દેવાનું કબુલ કરવું પડશે." વગેરે વગેરે શબ્દો કહ્યા, એથી રૂપકુમારે ગુસ્સો લાવી તેમને સૂળી દેવાની શિક્ષા ફરમાવી, એટલે તો પ્રધુમ્ને ક્રોધારૂઢ થઇ બળ ફેરવ્યું અને માંહોમાંહે યુદ્ધ થતાં રૂપકુમાર હારી જવાને લીધે તેને મુસ્કેટાટ બાંધી તે દ્વારિકાએ આવ્યો, અને જ્યારે તેણે ક્ષમા માગી તથા બે કંન્યા પરણાવવાનું કબુલ કર્યું ત્યારે જ તેને મુક્ત કર્યો, આ પ્રેમાણે બન્ને શોકયોની અંટસને લીધે સુત પ્રધુમ્નને પણ પંચાતમાં પડવું પડતું; પરંતુ હવે તેવી ખટપટોનો અંત જ આવી ગયો. અને ધર્મકાર્યમાં મન લગાડી પોતાનો જન્મ સફળ કર્યો. તે એવી રીતે કે—બાવીશમાં તીર્થંકર શ્રીનેમીનાથજી દ્વારિકાના ઉધાનમાં આવી સમોસર્યા અને વનપાળકથી વધામણી મળતાં પુત્રો સ્ત્રીઓ વગેરે સ્વમંડળ સહ શ્રી કૃષ્ણ પ્રભુવંદન નિમીતે પધાર્યા. પંચ અભિગ્રહ સાચવી ભગવંતને વીધા અને તે પછી અમૃતથી પણ અધિક મીઠી પ્રભુદેશના સાંભળવા. યોગ્ય સ્થળે બેઠા.

જ્યારે પ્રભુ દેશના દઇ રહ્યા તે પછી શ્રીકૃષ્ણે પૂછ્યું કે—" હે પ્રભો ! મારૂં મરણ કોના હાથે થશે ? તે પ્રકાશો' ત્યારે પ્રભુએ કહ્યું કે " હે વાસુદેવ ! તમારી નગરી ઉપર મોટો ઉપદ્રવ થશે અને દ્વિપાયનનો કોપથી તેમ જ મદિરાના સેવનથી નગરની અગ્નિમાં આહુતી અપાશે. યાદવોનો નાશ થશે અને તમો તથા બળવીર એ બન્ને ઉગરી વનમાં જશો ને ત્યાં તમને તમારો જરાકુમાર બાણ વડે મારી નાંખશે."

આવું પ્રભુનું કહેવું શ્રવણ કરી પછી શ્રીકૃષ્ણ પોતાને ઘેર આવ્યા. અને કોઇ પણ યાદવ દારૂ ન પીએ એવી સખ્ત મના કરી. દ્વિપાયને તાપસ થઇ વનમાં નિવાસ કર્યો. કેમકે મારાથી દ્વારિકા અને યાદવોના વિનાશનું કારણ છે, તો તેના કારણભૂત હું પોતે જ અહીથી ચાલ્યો જઇ વનમાં વસુ તો પછી વિનાશનુ મૂળજ બંધ પડશે. એમ વિચારી તે તાપસ થઇ વનમાં કાળ વ્યતીત કરવા લાગ્યો, અને જે રાજકુંમાર હતો તે પણ દ્વારિકા છોડી જ્યાં ત્યાં વનમાં ફરી જીવન પૂર્ણ કરવા નિકળી પડયો અને બાર વર્ષ લગી વનમાં કષ્ટ વેઠી કાળ વટાવ્યો; કેમકે મારે હાથે મારા ભાઇનું મ્હોત થાય એ અતિ કલંકરૂપ છે ને વળી ત્રણ ખંડ રંડાય માટે મારે પોતાને જ દુઃખ વેઠી વનમાંજ જીંદગી પૂરી કરવી કે જેથી કલંકથી બચી જઉ. એ કારણથી વનમાં દુખ વેઠયાં પણ પ્રભુનાં વચનોને કોણ મિથ્યા કરનાર હતું ? તે વચન તો અવસર આવ્યે સત્ય જ થવાનાં હોવાથી એવો સંયોગ બન્યો કેઃ—

એક વખત તમામ યાદવકુમારો મળી વનક્રીડા કરવા ગયા અને મધ્યાનહનો આકરો તાપ લાગતાં તેઓ તરસ્યા

થયા. પાણી શોધતાં એક જળાશય હાથ લાગ્યું, ને તેમાંથી જળ પી તરશ મટાડી, પરંતુ તે જળાશયને કાંઠે મહુડાનાં ઝાડ હતાં ને તેથી તેમાં પુષ્કળ મહુડાં ખરી પડ્યાં હતાં. એથી એ મહુડાના રસકસથી મિશ્ર થયેલું પાણી પીતાં વેંતજ તે સર્વ યાદવકુમારો મદમસ્ત બની ગયા. શરીરની પણ શુધ્ધિ રહી નહી. સ્મૃતિનો ભંગ થઈ ગયો અને તોફાનમાં તલ્લીન થઇ ગયેલા ફરતા ફરતા જ્યાં દ્વીપાયન રૂષિ તપ કરે છે ત્યાં આવી પહોંચ્યા. રૂષિને જોઈ રોષવંત બની તેને તેઓએ પુષ્કળ માર માર્યો, અને રૂષિએ પણ મારને લીધે ગુસ્સો લાવી શાપ આપ્યો કે= "યાદવો અને દ્વારિકા બળી ભસ્મ થઈ જાઓ." રૂષિનો શાપ થયા પછી તેઓ કંઇક શુદ્ધિમાં આવ્યા અને શાપ થયો જાણી અતિ ઉદાસ થઈ ગયા.

ઘેર આવી શ્રીકૃષ્ણને તે સર્વ કારણ કહી સંભળાવ્યું એટલે શ્રીકૃષ્ણ અને બળદેવજી જ્યાં દ્વિપાયન રૂષિનો આશ્રમ હતો ત્યાં ગયા અને ઉદ્ધત કુમારોથી થયેલી મોટી ભૂલ વિષેની ક્ષમા માગી, એથી દ્વિપાયને કહ્યું " શાપ તો મિથ્યા થનાર નથી; તો પણ તમારા કાલાવાલાથી એટલો બચાવ બતાવું છું કે જે ગૃહાશ્રમ છોડી દિક્ષા ગ્રહણ કરશે તે બચશે અને તે શિવાય તમો બન્ને બચવા પામશો. " આ પ્રમાણે રૂષિવચન શ્રવણ કરતાં પ્રભુનાં વચનોનું સ્મરણ થયું. અને ખાતરી થઇ કે પ્રભુનું કહેલું સર્વ સત્યજ થશે, માટે જેમ બને તેમ હવે ધર્મ કાર્યની વૃદ્ધિ કરી જીવન સફળ કરીએ. એવી વિચારણા કરતાં કરતાં બન્ને ભાઈ ઘેર આવ્યા અને શાપમોચન સબંધી વાતથી સર્વને વાકેફ કરી બાર વર્ષ લગી આંબિલ કર્યાં.

દ્વિપાયન રૂષિ મરણ પામીને અગ્નિકુમાર દેવતા થ-

યા અને અવધિ જ્ઞાનથી તપાસતા પૂર્વ વૈરને સંભારી સમય પ્રાપ્ત થતાં કોપ કરી તેણે યાદવો સહિત દ્વારિકાને દહન કરવા અગ્નિ પ્રકટ કરવા ઉદ્યમ આદર્યો. પરંતુ આંબિલ તપના પ્રભાવથી અગ્નિકોપ પરાભવ કરી શક્યો નહિ એથી તેનું કારણ શોધવામાં તે ગુંથાયો. એવામાં શ્રી નેમીનાથ પ્રભુનું પધારવું થયું, અને વધામણી મળતાં સર્વ યાદવો પોતાના કુટુંબ સહિત્ત પ્રભુવંદન માટે ગયા. વીતરાગનાં ચરણ વંદી પ્રભુ વચનામૃતનું પાન કર્યું એથી અનેક કુમારો રાણીઓ અને દશદશારાદિ યાદવો વગેરે સંસારથી નિવૃત થઇ સંયમ લેવા દઢાગ્રહી બન્યાં, તથા તેઓ સાથે પ્રદ્યુમ્ન કુમાર પણ દિક્ષા લેવા તત્પર થયો. એ જાણી શ્રીકૃષ્ણે પ્રદ્યુમ્ન કુમારને અનેક સંસાર સુખાદિ વિષેની વાર્ત્તા કહી તેને દિક્ષા લેતાં રોકવા યત્ન આદર્યો; તથાપિ તેનું મન વૈરાગથી ડગ્યું નહિ, અને પિતા પ્રત્યે કહેવા લાગ્યો—

" તાતજી ! કોના રાજ્યપાટ, કોના માત તાત ભ્રાત અને કોનાં સુખસાધન છે ! કોઇનાં કાયમ રહ્યાં નથી સર્વ ક્ષણભંગુર છે. સગાં સંબંધી સર્વ સ્વાર્થનાંજ છે. સ્વપ્ના સરખો સંસાર છે. બાજીગરની પેઠે દો ઘડીકા દેખાવ અંતધુલકી ધુલ છે. મેં સ્વાર્થાંધ બની અનેક કપટ કરી દેહને પાપથી ભર્યો છે તે દેહને નિષ્પાપ કરવા માત્ર ધર્મ જ સત્ય ઉપાય છે; જીવ આવ્યો છે એકલો અને જવું છે પણ એકલું સાથે ધન દોલત વગેરે કશું આવનાર નથી. સાથે ફક્ત પુન્ય કે પાપ આવનાર છે તમો સહુ પોત પોતાના સ્વાર્થને લીધે મને બોધ આપો છો; પણ મેં શોધ કરી જોયું તો મને એ બોધ અકલ્યાણકારી જણાયો છે; માટે મારૂં જેથી કલ્યાણ થાય

તેજ માર્ગ આદરવો એજ ડહાપણુ છે. મનુષ્ય માત્રને છેલ્લી બાજી સુધારી લેવી એજ અતિ ઉત્તમ છે. જીવને ધર્મ વિના કોઇ સગુ થનારૂં છે જ નહિ માટે તમો ચાહે તેટલું કહેશો તો પણ હું હવે મારૂં શ્રેય થવાનો માર્ગ મૂકી તમારા વચનને માન આપીશ નહિ. તો પછી રાજી ખુશીથી અનુમતી આપવામાં જ સાર છે." વગેરે વગેરે વાત ચીત થઇ રહી હતી એટલામાં તો રૂક્ષ્મણીને આ વાતની જાણુ થતાં આકુળ વ્યાકુળ થતી ત્યાં આવી પહોંચી અને ગદગદ કંઠ યુકત કહેવા લાગી કે—"વત્સા ચારિત્ર અતિ દુષ્કર છે. ખાંડાની ધાર પર રહેવું સુલભ છે. પણ પ્રભુ આજ્ઞાની ધારપર અડગ રહેવું અત્યંત દુ-ર્લભ છે. નથી ત્યાં સુંદર શય્યા, નથી ત્યાં સરસ અહાર નથી ત્યાં આગતા સ્વાગતા કરનાર પરિજનો, નથી ત્યાં સુખરૂપ મંદિરો કે નથી ત્યાં સુંદર વસ્ત્ર પાત્રો, પણ ત્યાં તો કાષ્ટ પાત્રમાં જે સુકું લુખું નિરસ ભોજન મળે તે જમવાનું છે. ભોંય સંથારો કરવાનો છે, બાવીશ પરિસહો સહેવાના છે, જીર્ણ મલીન વસ્ત્રો પહેરવાનાં છે, વન વગડા સ્મશાનાદિમાં કાઉસગ્ગ ધ્યાન ધરવાનાં છે અને ઘર ઘર ભિક્ષા માગી અપમાન સહન કરવાનું છે; માટે એ તારાથી પળી શકનારજ નથી. મારા જાયા ! તું મારી આનંદ લતાને જડ મૂળથી ઉખેડી ન નાંખ; ઘરને વેરાન સરખું બનાવી વનવાસી ન થા, અને નાહક સુખને ઠોકર મારી નિર્ગ્રંથ ન બન."

આવું માતુશ્રીનું બોલવું સાંભળી અનેક પ્રકારનાં વૈરાગ વચનો કહી પ્રતિબોધ આપી માના મનનું સરસ રીતે સમાધાન કર્યું, અને અનુમતી લઇ પ્રભુ પાસે જઇ પંચમુષ્ટી લોચ કરાવી પંચમહા વ્રત અંગીકાર કર્યાં; તેમ-

જ આળી, મયાળી, ઉવયાળી, શાંબ, પુરૂષસેન, વીરસેન, ભાનુકુમાર, સુભાનુકુમાર, તથા શ્રીકૃષ્ણની આઠે પટરાણીઓ, તેમજ બીજી પણ યાદવોની સ્ત્રીઓ અને યાદવોએ દિક્ષા ગ્રહણ કરી આત્માનો ઉદ્ધાર કર્યો. દશ ભેદ સંયમના આદર્યા, બાવીશ પરિસહો સહન કરવા લાગ્યા, માન અપમાનને સમાંન ગણવા લાગ્યા. અને શ્રુતિ—સિદ્ધાંતોનું અધ્યયન કરી ક્રિયા વડે ચારિત્રને અજુઆળવા લાગ્યાં.

પ્રદ્યુમ્ન આખ્યાન સમાપ્ત.

પ્રદ્યુમ્ન મુની છઠ્ઠ અઠ્ઠમ ઉપવાસાદિ ઉગ્ર તપશ્ચર્યો કરી જિનાજ્ઞા પ્રમાણે બાર ભિક્ષુ પ્રતિમા વહી કાયાને અને કામને દહન કરી મનને નિર્મળ કરવા સાખત ખંતવંત બન્યા, અને અંતે શ્રી નેમીજિનેશ્વરની આજ્ઞા લઇ શત્રુંજય ઉપર માસખમણની સંલેખણા કરી સકળ જીવને ખમાવી શિળાપુંજી સંથારો કરી અણુસણ કર્યું. શુકલધ્યાન ધ્યાતાં ધન ધાતી કર્મ ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અખંડાનંદ ભરિત મોક્ષસુખને વર્યાં. ધન્ય છે એવા પુણ્યશાળી જીવોને ! કે જેઓ કર્મ બંધન કરવામાં પણ તત્પર અને કર્મને છોડવામાં પણ તત્પર હતા !*

વ્યાખ્યાન પુરૂ થયું, ત્યાં લીલાવતીએ ગુણમંજરીને કહ્યું, બ્હેન ! આ વ્યાખ્યાન સાંભળી મારા મનનું તમામ દુઃખ દુર થયું છે. લક્ષ્મીજીને કર્મના અંતરાયથી પ્રદ્યુમ્ન સોળ વરસે મળ્યો તેવી મહા સતીઓને વિપત્તી પડી છે, તો મારૂ દુઃખતે શા લેખાનું છે ! પણ બ્હેન ! અંજનાસતીને જે મહા મુનીએ તેનું ભવિષ્ય કરી બતાવ્યું હતું, તેમ મારૂ ભવિષ્ય મહા મુની બતાવશે !

ગુણમંજરીએ કહ્યું હવણાં શ્રાવિક અને શ્રાવિકાઓને વેરાઇ જવા દે, પછી આપણે મુનીરાજ પાસે જ-

ઇશું, અને દરેક વાતના ખુલાસા મેળવીશું.

થોડી વારમાં શ્રાવિક અને શ્રાવિકાઓ વ્યાખ્યાન સાંભળી પોત પોતાને ઘેર ગયાં, ને અપાસરામાં લીલાવતી અને ગુણમંજરી શીવાય કોઇ રહ્યું નહી, ત્યાં બંને સખીઓ સાધુજી પાસે ગઇ, અને સાધુજીને વંદના કરી.

લીલાવતીને જોઇ સાધુજીએ કહ્યું, લીલાવતી ! તું સાસરેથી ક્યારે આવી ! લીલાવતીએ કહ્યું મુનીરાજ ! હું કાલેજ આવી. સાધુજીએ કહ્યું લીલાવતી તારા મુખ ઉપરની ઉદાસી હું સમજુ છું. પણ ધીરજ ધરી કેવળી ભગવાનનું સ્મરણ કરજે, જેથી ધર્મ પસાયે સો સારૂંજ થશે, અને શાંતિ મળશે.

લીલાવતીએ કહ્યું, મહામુની ! જેવી રીતે અંજનાને મહામુનીએ તેનું ભવિષ્ય ભાખી શાન્તી આપી હતી, તો મહારાજ મરૂ ભવિષ્ય સાંભળવાની મને ઇચ્છા છે, મારા એવાં પુર્વનાં શું પાતિકો છે, જેથી મને આવું દુ:ખ પડ્યું. સાધુજીએ કહ્યું લીલાવતી ! પુર્વનાં કરેલાં કર્મોજ આ ભવ ભોગવવાં પડે છે. આ ભવનાં કર્મો તે તો આગલા ભવનું ભાતું છે. જેવી રીતે અંજનાને અંતરાય નડ્યો, જેવી રીતે લક્ષ્મીજીને અંતરાય નડ્યો, તેવી રીતનોજ તારે અંતરાય છે; અંતરાય ત્રુટતાં જેમ અંજનાને, લક્ષ્મીજીને સંજોગ સુખ પ્રાપ્ત થયું છે, તેમ તને પણ થશે.

લીલાવતીએ કહ્યું સાધુજી એવો અંતરાય શેનો છે, અને કેટલો છે તે કૃપા કરી જણાવો. સાધુજીએ કહ્યું તેં પોપટડીને સાડીબાર ઘડી સુધી પાંજરામાં પુરીને તેને પતિ સાથે પુર્વ ભવમાં અંતરાય પડાવ્યો હતો, તે અંતરાય તને નડ્યો; તેં સાડીબાર ઘડી સુધીનો અંતરાય

પડાવ્યો, તો તારે સાડાબાર વરસનો અંતરાય ભોગવવાનો છે.

લીલાવતીએ કહ્યું મહામુની સાડાબાર વરસની વાત સાંભળી મારૂ કાળજુ ચીરાઈ જાય છે, સ્વાસ રૂંધાઇ જાય છે ચિત્તમાં કાંઇનું કાંઇ થાય છે. મહાત્મા હું અબળા નારી જાત, ઉછરતી વયની, તે સાડાબાર વરસનો અંતરાય કેવી રીતે ભોગવી શકીશ ? છતાં કદાપી સુખે દુઃખે તે અંતરાય દુઃખ અનુભવિશ, પણ કદાપી ખોટો અપવાદ માંથે આવે, તો પછી મારી શી દશા ! દુનિયા દો રંગી છે, વગર પૈયે ભીંત ઉભી કરવા વાળી છે, તો મારે શું કરવું ? માટે હે ! કૃપાસીંધુ તેવો અપવાદ ન આવે. અને લોકમાં ખોટી ન કહેવાઉં તેવો રસ્તો બતાવો.

સાધુજીએ કહ્યું, લીલાવતી ! સીધે રસ્તે જનારને કોઇ ખોટું કહેનાર નથી, ધર્મનો રસ્તો ન્યારો છે; તેમાં આપણા જીન ધર્મની અવધી છે. તે ધર્મ ઘણોજ ઝીણો અને મનને અરે ઉપજાવનારો છે કારણ દરેક ઝીણી વાતોમાં જીવને અરેકાર ઉઠે છે. જો કે બીજા ધર્મ ખોટા નથી પણ જૈન ધર્મની વાત જુદીજ છે. એક પાણીનું ટીંપુ કે જેમાં અશંખ્યાતા જીવનો વાસ રહેલો છે તે પાણીનો ઉપયોગ કર્યા શિવાય પ્રાણી માતરનો છુટકોજ નથી કારણ અન્ન, પવન, ને પાણી એ ત્રણ ઉપર આ ફાની કાયાનો આધાર રહેલો છે, પણ તે પાણીનો ગેર ઉપયોગ કરતાં સાચા શ્રાવીકનો જીવ કચવાશે; એમ નહીકે પાણી ખુટી જાય તેથી, પણ તેમાંના જીવોના બચાવ અર્થેજ તે પ્રમાણે દરેક વસ્તુ કે જેમાં અસંખ્યાતા જીવ છે ને તે નજરે દેખાતાજ નથી તે વસ્તુનો ખાસ જરૂર વખતેજ

ઉપયોગ કરશે. ખાસ જરૂર એટલે તેના શીવાય ચાલે એવું નથી તોજ નહિ તો તે વસ્તુ કદાપી કાળે ઉપયોગ કરશે વાપરશે નહી. માટે તે ધર્મની ઉપમા આપી શકાય તેવી નથી. તે ધર્મને અનુસરી ધર્મની નિતિ રીતીએ વર્તીશ, તો કદાપી કાળે કોઈ ખોટી કહેશે નહી. ને ધર્મના પસાયે સહુ સારાં વાનાં થશે.

લીલાવતીએ કહ્યું હે મહામુની ! મારે કેવી રીતે વર્તવું, અને શા શા આચાર વિચાર પાળવા તે દર્શાવીને મને આભારી કરો. કૃપા સીંધુ ! દુનિયા દોરંગી છે, મોહ મમત્વની ભરેલી છે, તેમાંથી આ કાયા કેવી રીતે બચે, કે જેથી તેનો ઉદ્ધાર થાય !

સાધુજીએ કહ્યું લીલાવતી ! તારા પ્રશ્નો ઘણા ઉત્તમ છે, જન સકળને વીચારવા જેવા છે; જૈન ધર્મના આચાર વિચાર નિતિ રીતીથી પાળે, તો તેનો ઉદ્ધાર સ્હેજમાં થાય, પણ તે પળવા ઘણા કઠણ છે; અને કઠણ છતાં અડગમને રહી પાળે, તેની કાયાનું સ્હેજમાં કલ્યાણ થઇ જાય. આ સંસાર રૂપી ખાડ છે, તેમાં અજ્ઞાની મનુષ્યો પડેલાં છે. તે સંસાર રૂપી ખાડ નાહાનો છે, અને અજ્ઞાનીઓનો તેમાં અંત છે. એટલે સંકલ્પ વિકલ્પની અધિકતાથી વધી પડયા રહે છે. પણ જ્ઞાન વાન મનુષ્યો તેને મીથ્યા જાણે છે. તેથી સંસાર રૂપી ખાડમાં પડતા નથી અજ્ઞાનીઓ સંસારને સત્ય રૂપ સમજી સંસારની આસ્થા રૂપી ખાડમાં પડે છે, અને ભોગની ઇચ્છા કરે છે. જેમ દર્પણમાં પોતાનો કે અન્ય પદાર્થનો પ્રતિ બીંબ પડેલો જોઇ અજ્ઞાની બાળક તેને પકડવાની વાંચ્છના કરે છે. તેમજ અજ્ઞાની જીવો સંસારને સત્ય સમજી જગના જુઠા પદાર્થોને પામવાની ઇચ્છા

કરે છે. અમુક વસ્તુ મળો! અમુક વસ્તુ સ્વપ્ને પણ ન મળો! એવી ખોટી ઇચ્છાઓ કર્યા કરેછે. સંસારના સુખ નાશવંત છે. એ સુખ આવે છે ને જાય છે, સ્થીર રહે- તા નથી. જે પાકેલા દાડીમને પોપટ ખાઇ જાય છે, તેમ સર્વ પદાર્થને કાળ ખાઇ જાય છે. માટે ધર્મનો આ- ચાંર વિચાર પાળવો તેજ અતિ ઉત્તમ છે.

લીલાવતી! વળી સાંભળ! જે જીવ દેહ અને ઇંદ્રીઓનો આશરો પોતાના સુખના નિમિતે લે છે, તે મુર્ખ જીવો સંસારના અંધારા કુપમાં પડે છે. દેહ અને ઇંદ્રીઓને દમ્યા શીવાય ઇંદ્રીઓ ચળાય માન થયા શિવાય રહેતી નથી. જેમ વર્ષા રૂતુમાં નદીઓનાં સુંદર જળ પણુ મલીન થઇ જાય છે, તેમ ઇંદ્રીઓને પરમ સુખ મળવાથી તે પણુ વીકારવાન (મલીન) બની જાય છે. માટે દેહનુ દમન સર્વ પ્રાણીએ અવસ્ય કરવુંજ જોઇએ, જેથી ઇંદ્રિ- ઓ નિર્મળ રહે.

જો ઇંદ્રિઓ નિર્મળ બનાવી વશ રાખે, તે જીવને પરમ પદ મળે તે નિસંશય છે; *તે પદની પ્રાપ્તિ થવાથી તેને જન્મ મરણુની બ્હીક રહેતી નથી ને તે જીવ કેવ- ળી પદને પામે છે. જે વસ્તુનુ બીજ બળી ગાયું તેને ઉ- ગાવા પણાનો સંભવ રહેતો નથી, તેમ ઇંદ્રિઓને દમવાથી વિકારી બનવાનો સંભવ રહેતો નથી; ને ઇંદ્રિઓ વીકાર- વાન ન બને, તો તેને વશ કરવાને કોઇ પ્રકારે હરકત નડતી નથી.

દરેક જીવોનું મુખ્ય કર્તવ્ય શું છે તે પોતે વીચાર કરવો. પોતે ધર્મના શુભ આચારો ગ્રહણ કરી અશુભ વિચારો તજી દેવા, અને ધર્મ માર્ગમાં પ્રવર્ત થવું. તેમજ ગુણુ અને દોષના સાક્ષી ભુત, સંતોશ, ધૈર્ય, વૈરાગ્ય, વિ-

ચાર, અને અભ્યાસાદિ ગુણોને ગ્રહણ કરવા. પતિ, પુત્ર ધન, આદિમાં મગ્ન થઇ રહેવું નહી. પણ તેઓથી વિર· ક્ત બનીને રહેવું. ભુખ તરશ વેઠીને પણ સંસાર સમુદ્ર પાર થવાનો યત્ન કરવો.

સગાં ! વ્હાલાં ! સંપત્તિ ! સંતતિ, એ સર્વ આ· ભવનુંજ સગુ સમજવું, તે સૌ ઇશ્વરી માયાની જાળ જા ણુવી. પરંતુ પુણ્ય કર્મ કર્મ તે તો પરભવનું ભાતું જાણવું. સગાં વ્હાલાં, સંપતિ સંતતી એ કાંઇ સાથે આવવાનાં નથી, ફક્ત દયા, દાન; દિનતા, એ પુન્ય કર્મો, એજ સાથે આવનાર છે. તેમજ મોક્ષનાં સાધન ભુત છે.

શ્રાવિક આચારમાં દીવશ અને રાત્રી મળીને ચોવીસ કલાક થયા તેમાં જેટલો વખત બને એટલો વખત પુન્ય· કર્મ કરવાનો છે; તેટલો કોળ તો કાયાને આરામ આપ્યા શીવાય બની શકતો નથી. પણ છ કલાક આરામ ભોગ· વીને સવારમાં ચાર વાગતાં ઉઠીને શૌચ આદિ કર્મથી પરવારી પવિત્ર વસ્ત્ર ધારણ કરી પ્રથમ પ્રતિક્રમણ કરવું. પ્રતિક્રમણની ક્રિયા કરવાથી પ્રાણી ડગલે ડગલે પાપ કરે છે તે પાપનો નાશ થાય છે. માટે એ ક્રિયા કર્મ છે. પછી દેહેરાસરમાં જઇ પ્રભુજીને વાંદવા. પછી સ્નાનાદિ કર્મ કરી પ્રભુજીની શેવા પુજા કરવી પછી બપોરના પો· તાથી બને તેટલી સામાયકો કરવી, જેથી તેટલો વખત જીવ પાપ કર્મક હતો બચે. પછી સાયંકાળે આખા દિવશના કરેલાં પાપનું આળોઅણ કરવા પ્રતિક્રમણ કરવું, અને રાત્રીએ પોતાથી બને તેટલી સામાયકો કરવી; એ પ્રમાણે ધર્મ વિધી કરવામાં કાયાને રોકવાથી જેટલો વખત કાયા તે કાર્ય વિધિમાં રોકાય, તેટલો વખત પાપ કર્મથી કાયા મુક્ત રહે માટે બને તેટલો વખત પાપથી મુક્ત રહી ધ·

મેં કાર્ય કરવું. જો કે સંસારી જીવને સંસારી ખટપટો હોય છતાં તેમાંથી જેટલો વખત કાયાને પાપ કર્મથી બચાવી શકાય, તેટલો વખત બચાવવો જેથી કાયાનું કલ્યાણ થાય, અને આત્માનો ઉદ્ધાર થાય.

. લીલાવતી! આતો મે તને કેવી રીતે વર્તવું તેનો ઉપદેશ આપ્યો, પણ મનસા વાચાને કાયાથી શું શું ત્યાગ કરવું તે તું સાંભળ્ય.

રાત્રી ભોજન કદાપી કાળે કરવું નહી. રાત્રી ભોજનમાં મહા પાપ સમાયેલું છે; રાત્રી ભોજન કરવાથી હજારો જીવની હાની થાય છે. રાત્રી સમયે હજારો બલ્કે લાખોં ઝીણાં જીવડાં કે જે આંખથી જોઇ શકાતાં નથી, તેવાં જીવડાં હવામાં ઉડે છે. અને રાત્રીએ ભોજન કરવાથી તેવાં હજારો જીવડાની હંસા થાય છે, અને તેથી ઘણાંક કર્મ બંધાય છે. માટે રાત્રી ભોજન કરવું રાત્રી ભોજન સમાન બીજું પાપ નથી. કદાપી કોઇ કામ સર મોડું થાય, તો તે રાત્રીએ ભોજન કરવું નહી. એક વખત ભોજન નહી કરવાથી કાંઈ મરી જવાતું નથી. છતાં ભુખનું દુઃખ નડે પણ તે સવાર થતાં સુધીજ; પણ કર્મો જે બંધાય તે આ ભવ અને પરભવ બંને ભવ દુઃખી કરે માટે તેવા કીંચીત દુઃખ બદલે આખા ભવનું દુઃખ જે કર્મ બંધન તે વ્હોરવું નહી. બીજું રાત્રી ભોજન નહી કવામાં ઘણાજ ફાયદા છે. તેનું એક ટુંક દ્રષ્ટાંત છે તે શ્રવણ કર્યા.

દ્રષ્ટાંત—એક ખાનુપુર કરીને ન્હાનું ગામડું હતું. તે ગામમાં શ્રાવિકના ફક્ત પાંચજ ઘર હતાં; બીજી વસ્તીમાં હીંદુ કરતાં મુસલમાન વસ્તી વધારે હતી. એક દીવશ એક મુનીરાજ પાસેના નગ્રમાંથી ચોમાસુ કરી બીજા નગ્રમાં વિહાર કરતા હતા ત્યાં રસ્તામાં તે ગામમાં રાંત્રી રહેવાનું

થયાથી એક શ્રાવિકના મકાનમાં જઇને વાસ કર્યો. કારણ ત્યાં અપાસરાનું સાધન નહોતું.

મુનીરાજની પધરામણી થવાથી ગામમાં મંગળમય લાગવા માંડયું, અને શ્રાવિક અને શ્રાવીકાઓ ધર્મનો ઉદેશ સાંભળવાની આશા એ મુનીરાજ સમીપે આવીને બીરાજમાન થયાં. શ્રાવિક અને શ્રાવિકાઓનો ધર્મ ઉપર સારો રાગ જોઈ મુનીરાજે ધર્મની દેશના આપવા માંડી.

સર્વે જણાં ધર્મની દેશના સાંભળવામાં એક તાર થયાં છે, ત્યાં એક વણીક ગ્રહસ્થ નામે નેમચંદ શેઠનો ગ્રાહક એક મુસલમાન નામ જમાલ હતું તે આવ્યો, અને શેઠને દુકાન ઉપર આવવા કહ્યું, નેમચંદ શેઠે કહ્યું, હું હાલ ધર્મોંપદેશ સાંભળું છું, તે સાંભળીને આવીશ માટે તારે બેસવું હોય બેશ, ને જવું હોય તો જા. જમાલને બીચારાને ઘણી જરૂરનું કામ હોવાથી તે પણ ત્યાંજ બેઠો

તે વખતે રાત્રી ભોજનનો વિષય ચાલતો હતો ને તેનો બોધ અપાતો હતો; તે પુર્ણ થયા પછી આત્મબોધ તથા કેટલોક ધર્મનો બોધ એ પ્રમાણે મુની માહારાજે ધર્મ દેશના સર્વે શ્રાવીકોને આપી, આથી શ્રાવિકો ગણાજ પ્રસન થયા, અને કોઇએ રાત્રી ભોજનની, તો કોઇએ લીલવણની ને કોઈ એ કંદ મુળની એ પ્રમાણે બાધાઓ લીધી.

જમાલ પણ ધર્મ દેશના સાંભળીને ચકિત થયો અને તેણે મુનીરાજને વંદન કર્યું, અને કહ્યું મહારાજ મેરે કુભી કુચ બાધા કરવાઓ. મુની મહારાજે કહ્યું કહો ભાઈ! શી બાધા તમારાથી પળી શકશે. જે બાધા પળી શકે તેવી હોય તે બાધા કરાવું નહીતર જેટલું પુન્ય બાધા કરવાથી છે તેથી હજાર ગણું પાપ બાધા ભંગ કરવાથી છે. માટે કહો તમારાથી શું પળશે! કહો

કંઇ મુળની બાધા કરી શકશો ? જમાલે કહ્યું મહારાજ ઉસ્કી બાધા તો મેરેસે કભી પળેગી નહી. મુનીરાજે કહ્યું તો રાત્રી ભોજનની, જમાલે કહ્યું વોપન પળે નહી, કારણ હમ હર હમેશ રાતકુ ખાતે હે; મુનીરાજે કહ્યું અંધારે કે અજવાળે ! જમાલે કહ્યું ઉસ્કા ઠીકા ના નહી. દીવેલ હોયા તો ઉજાલે ને ન હોય તો અંધેરે મેં બી ખાતેં હેઃ મુનીરાજે કહ્યું તો આટલી બાધા કરો કે અજવાળા શીવાય ખાવું નહી, આથી જમાલ ખુશી થયો, અને તેવી બાધા ગ્રહણ કરી, અને બીજે દિવશે મુનીરાજે તે ગામમાંથી વિહાર કર્યો.

જમાલે તે બાધા સારી રીતે પાળવા માંડી.કદાપી અજવાળા શીવાય તે જમતો નહી, એક દીવશે કંઇ તેહેવાર હોવાથી જમાલની બૈરી શેવો અને ખાંડ લઈ આવી ને એક હાંડલામા શેવો બાફી; એ હાંડલામાં એક વીંછી ચઢેલો તે તેની બૈરીના જોવામાં આવેલો નહી તે વીંછી સેવો માંસી જઇને ગત થઇ ગયો.

રાત્રે જમાલ નોકરી પરથી આવ્યોને બૈરીને ઉજાલા માટે પુછ્યું. બૈરીએ કહ્યું આજ દો આને કે પેસેથે ઉસ્કી મેંને શેવીઆં લાકે બનવાઈ હેગી; અબ દીવેલ લાને કે વાસ્તે મેરી પાસે એક પાઇબી નહી હેગી. જમાલે કહ્યું તો અજવાળા શીવાય મારે ખાવાની બાધા છે, તો તુમ જાઓ કુંચ રાડે વીનલાઓ, ઓર ઉસ્કા તાપ કરો તો વો અજવાળે મેં ખાલઉં.

જમાલની સ્ત્રી બહાર જઇ રાડાં વીણી લાવીને તેનો ભડકો કર્યો. અજવાળું થયું, ત્યાં જમાલ શેવો ખાવા માટે બેઠો. તેને એક છોકરો હતો તેને માટે એક વાડકામા થોડી શેવો નાંખી અને બીજી શેવો એક મ્હોટા

થાળમાં ઠલવી દીધી શેવો ઠલવી ત્યાં રાડાના ભડકાના ઉજાસમા પેલો વીંછી શેવોમાં દેખાયો. વિંછી જોઈ જમાલે વીચાર કર્યો કે જો આ શેવો ખાધી હોત! તો ત્રણેના જાન જાત અહા! હા! શું શ્રાવીકનો ધર્મ! છતની બાધા લીધથીતો જાનસે બચ ગયા તો દુસરા નીયમ પાળુ તો મેરી મોક્ષ ગતી કેસે ન હોય! એવો "વિચાર કરી તેણે શ્રાવિકનો ધર્મ::અંગિકાર કર્યો, અને જૈન નિતિ રીતી પુર્ણ રીતે પાળવા લાગ્યો. અને તેવી રીતે આચાર વિચાર પુર્ણ રીતે પાળ્યા, તેથી તેનો આભવ અને પર ભવ બંને ભવ સુધરી ગયા. અને શુભ ગતીને પામ્યો.

તેમ લીલાવતી રાત્રીભોજનમાં બીજા પણ ઘણા ફાયદા છે. માટે તે કદાપી કાળે કરવું નહી. ને રાત્રીએ ચોવી-આર કરવા. અન્ન અને પાણીનો ત્યાગ કરવો, જેમાં ઘણું જ પુન્ય સમાયેલુ છે. કદાપી ચોવીઆર નબને તો તે-વીઆર કરવો, એટલે ફક્ત પાણીનીજ છુટી રાખી બીજી સર્વ ચીજોનો ત્યાગ કરવો,

બીજું અહીંસા પરમ ધર્મ એ વાક્ય હમેશાં યાદ રાખવું. જે ચીજોમાં હીંસા કર્મ સમાએલું હોય તે ચી-જોનો ત્યાગ કરવો. જેવાં કે કંદમુળ કે જેની અંદર છમો-છમ જીવ છે તે જીવો નજરે દેખાતા નથી તો કંદમુળનો ત્યાગ કરવો. લીલોત્રીમાં પણુ છમોછમ જીવ રહેલા છે માટે બનતા પ્રયત્ને ન ખવાય તો સારૂ.

લીલાવતી! વિધવા અને પતિથી તજાએલી સ્ત્રીઓએ હમેશાં દેહનું દમન કરવું, જેથી ઇંદ્રીઓ વિકારવાન થાય નહી. ને તેમણે વ્રતથી મોં બાંધવું. એટલે છુટા મોંઢે ખાવું નહી, અને તપ કરવાં જેવો કે વરસી તપ, છમાશી તપ, વીગેરે કરવા તથા એકાસણાં, બેસણાં, ઉપવાસ, છઠ,

અઠમ, ચાર, છક્કઇ, અઠાઇ વિગેરે તપ કરવામાં પાછુ પડવું નહી. ને હમેશાં ઉનુ પાણી પીવું જેથી શુભ મતિ અને શુભ ગતી પ્રાપ્ત થાય, અને આ ભવને પરભવ સુધરી જાય. ને દુનિયામાં તેની ધર્મ પસાયે સારી નામના નીકળે.

માટે તે પ્રમાણે વર્તીશ તો તને કોઇ વાતનું કલંક બેસશે નહી ,ને કર્મનો અંતરાય ત્રુટતાં શુભ ફળને પામીશ.

મુનિએ આપેલી સીક્ષા પ્રમાણે લીલાવતીએ વર્તવા માંડયું, લીલાવનુ આવું વર્તન જોઇ તેને માટે તેનાં માત-પીતાને ઘણો પશ્ચાતાપ થયો. અને તનું દુઃખ તેની સખી દ્વારા જાણીને ઘણો ખેદ પામ્યા પણ લીલાવતીને ધર્મને રસ્તે દોરાએલી જાણી ઘણાં ખુશી થયાં.

નાજુક બાળાનો ભવ બાળ્યો તેને માટે તેમનું અંતઃકરણ હોળીની માફક સળગતુ હતું અને જાણવા છતાં તેવા મુરતી આ વેળાએ લીલાવતીનાં લગ્ન કર્યાં તે અવિચારનાં માઠાં ફળ મળ્યાં એમ સમજતાં હતાં. અને મનમાં ખેદીત થતાં હતાં.

આ પ્રમાણે લીલાવતીએ અગીઆર વરસ પીએરમાં કાઢયાં પણ તેને સાસરેથી કોઇ તેડવા સરખુ પણ આવ્યું નહી. શું આવે ! કપુત પુત્ર હોવાથી શરમને માર્યે તેમને નીચુ જોવાનુ હતું. અને તેથીજ કોઇ તેડવા આવ્યું નહી.

એક દિવશ સેજલદે શેઠાણીએ કહ્યું પ્રાણનાથ ! આજ અગીયાર અગીયાર વરસ થયાં, પણ લીલાવતીને આપણે આણું સરખું પણ કર્યું નથી, ને લોકમાં આપણી ઘણી અપકીર્તી થાય છે.

સદાફળ શેઠે કહ્યું પ્રિયા ! અપકીર્તીની વાત શી પુછે છે ! જ્યારથી કપુત છોકરો પાક્યો છે, ત્યારથ અપકીર્તી થઇ ચુકેલી છે. આજ નવી થવાની નથી. કહે હવ શું કરવું ?

સેજલદેએ કહ્યું પ્રાણુનાથ! શું કરવું શું? લીલાવતીને આણુ જાઓ, અને લીલાવતીને તેડી લાવો. પરણીને એક મહીનો રહીને ગઈ છે, તેને આજ અગીઆર અગીયાર વરસ થયાં તો હવે કાંક વીચાર લાવીને તેડી લાવો. લીલાવતી ગુણુવંત છે. અને ભાગ્યશાળી છે એવી ભાગ્યશાળી વધુનાં પગલાંથી કદાપી આ દુઃખ મુક્ત થવાયતો થવાય!

સદાફળ કહે પ્રિયા! શું મોહુ લઇને હું આણું કરવા જઉ. હું ત્યાં જઉતો સોમદત્ત શેઠ અને સુભગા શેઠાણી કેવાં વચનનો માર મારે તેનો વિચાર કરો. તરવારનો ઝટકો સહન થાય પણુ તેનાં વચનનો માર શી રીતે સહન થાય. માટે હુંતો જવાનો નથી.

સેજલદેએ કહ્યું, સ્વામીનાથ! જ્યારથી કપુત છોકરો પાકયો છે, ત્યારથી વચનના માર ખાવા કર્મે લખેલા છે તે મીથ્યા થવાના છે. પણુ નાથ! ગયા વીના ન ચાલે, ગમે તેમ કરીને તેડી લાવો.

સદાફળે કહ્યુ પ્રિયા હું જાઉતો ખરો, પણુ સોમદત્ત શેઠ ન મોકલેતો!ને શેના મોકલે! શુ સુખ માણુવા મોકલે!

સેજલદેએ કહ્યું, ગમે તેમ સમજાવીને તેડી લાવો. લીલાવતીની ખબર હું સાંભળુંછું કે તે ધર્મ ધ્યાનમાં પોતાનો વખત ગાળે છે અને ધર્મના નિયમો બરોબર પાળે છે તેથી ધર્મ પસાયે કદી આપણું શુભ થાય એવી આશા છે. માટે નાથ સીધારો.

સદાફળે કહ્યું ઠીક! જેવી તમારી મરજી. જવાનુ કહ્યું તો ખરૂ, પણુ મન પાછુ હઠે છે. (જોઇતાને જોઇતા જા ગાડી જોડી તૈયાર કર. જોઇતા કહે સારૂ જોઈ તો આજ્ઞા મળતાં ગાંડી જોડીને શેઠેન બોલાવા આવ્યો. સદાફળ શેઠને ગાડી જોડી તૈયાર કયાના સમાચાર મળતાં કપડાં પહેરી ગાડીમાં બેશી સારંગપુર તરફ સીધાવ્યા શેઠ લીલાવતીને. આણુ ગયા તેથી સેજલદે શેઠાણી ખુશીથયાં.

# પ્રકરણ ૨૩ મું.

## દોહરો.

લીલાવતીને તેડવા આવ્યા સારંગપુર
માન ખોઇ પાછા વળ્યા દુઃખી થયા અતિ ઉર



સ દાફળ શેઠ લીલાવતીનું આણું કરવા નીકળ્યા હતા તે સારંગપુરમાં આવી પહોંચ્યા, અને વેવ્હાઇના ઘર તરફનો રસ્તો લીધો. છેટેથી સદાફળ શેઠને લીલાવતીની સાહેલી ગુણમંજરીએ જોયા, અને તેને આશ્ચર્ય ઉપન્યું. ગુણમંજરીએ કહ્યું, બ્હેન ! આજ તારાં સાસરીઆંએ તારી સંભાળ લીધી ખરી ( સુભગાને ) કાકી તમારા વ્હેવાઇ લીલાવતીને આણે આવે છે. સુભગાએ કહ્યું ક્યાં છે ? ગુણમંજરીએ કહ્યું સામે જુવો પેલા આવે.

સદાફળ શેઠને જોઈ સુભગાએ સોમદત્ત શેઠને કહ્યું નાથ ! લીલાવતીના સસરા આવ્યા છે. સોમદત્તે કહ્યું મને તેમનું દર્શન પણ પ્રિય નથી. પોતે પોતાના છોકરાનાં લક્ષણ જાણવા છતાં મારી સકોમળ બાળાનો ભવ બગાડયો; ગુણમંજરીએ કહ્યું ત્યારે તેમને પાછા વાળું ? સોમદત્તે કહ્યું જા સુખેથી પાછા વાળ્ય.

સોમદત્ત શેઠની આજ્ઞા થતાં ગુણમંજરી બારણા સન્મુખ આવીને ઉભી રહી. સદાફળ શેઠ સોમદત્ત શેઠનાં ઘર આગળ આવી પહોચ્યા, અને ગુણમંજરી ઉભી હતી તેને પૂછ્યું. બાઈ સોમદત્ત શેઠ છે ?

ગુણમંજરીએ પુછ્યું તમે કોણ છો ? સદાફળ શેઠ

કહ્યું મને ન ઓળખ્યો ? ગુણમંજરીએ કહ્યું શેઠ મેં તમને કોઇ દીશ જોવા નથી ! તો કેવી રીતે ઓળખું. સદાફળે કહ્યું હું કોસંબીથી આવ્યો છું, મારૂ નામ સદાફળ ને હું લીલાવતીનું આણું કરવા આવ્યો છું.

ઓળખ્યા ! ઓળખ્યા ! તમે સદાફળ શેઠ ! લીલાવતીના સાસરા ! આજતો અમારી લીલાવતીને સોનાનો સુરજ ઉગ્યો કે અગીઆર વરશે સસરો આણુ કરવા પધાર્યા. શેઠ એતો તમને જાણ્યા ! અમારી લીલાવતી કોઈ રસ્તામાં બેઠી નથી સમજ્યા ? અહીયાં તે તો છોકરાના પાડની છે. તમોએ લોક લજ્જા સાચવી તે જાણ્યું, પણ શેઠજી જેવા આવ્યા તેવા ચાલ્યા જાઓ. કોઇની કોમળ બાળકીનો ભવ બગાડતાં શરમ ન આવી ? કે પોતાના કુલાંગાર પુત્રને લઇ પરણાવવા આવ્યા ?

**ગુણમંજરી—** **ગાયન.**

( ગુર્જર ગુણગાન બરી વીસરી ) એ રાહ.

ભવ બાળ્યો છે મુજ ગરીબ સખી, કીધી છે અતિ દુઃખીઆરી
શું વેર હતું તે કીધી દુઃખી જે હતી પરમ સુખીઆરી
ગુણવંતી શુભ ગુણ ધારી, એ સતી શીયળવતી ભારી
એ રમ્યબાળ અનુરાગવતી સુગુણે ખીલી મનહારી.—ભ૦
શું સાર જડયો તમને તેમાં માર્યો બાળાધાકારી
ગઇ ઉમેદ તેની મારી, કહો તમને શું શ્રેકારી
સંસાર કાંઇ પીછાન્યો નહી બેઠી એ બની બીચારી—ભ.

---

સદાફળ શેઠે કહ્યું ત્યારે શું નહીજ મોકલો ? ગુણમંજરી કહે જેવા આવ્યા છો તેવા ચાલ્યા જાઓને ઘેર સર્વેને હમારા જવાર કહેજો.

સદાફળ કહે પણ સોમદત્ત શેઠને તો મળવા ઘો ?

ગુણમંજરીએ કહ્યું શું મળવું છે ? પુત્રીના દુઃખથી બળતા અંતઃકરણમાં ઘી હોમવા જેવું કરવું હશે કેમ ! જાઓ શેઠ જાઓ ! એતો આણું પહોચી ચુકયું દીઠા દેવને પહોચી જાત્રા.

ગુણમંજરી તરફથી અપમાની થતાં શેઠ પાછા વળ્યા અને રસ્તામાં મન સાથે પ્રશ્ચાતાપ કરવા લાગ્યા; અરેરે કપુત દીકરા એ મારી આબરૂ ધુળ કરી નાખી; મારા ધોળામાં ધુળ નાખી, મેં તે એવાં પુર્વે શું પાપ કર્યાં હશે, કે તારા જેવો કુલાંગાર પુત્ર પેટ પડયો; હા દૈવા આવા અપમાન કરતાં મ્હોંત શું બુરૂ ! એ પ્રમાણે પશ્ચાતાપ કરવા લાગ્યા.

## ગાયન.

સદાફળ— મરાઠી સાખી.

કપુત કુંવર પાકયો કુછંદી નામ ડુબાવ્યું મારૂં
લાજ આબરૂ હલકી કીધી જીવિત વ્યર્થ કર્યું ધારૂ
સુઝે નહી કંઈ આરો ભવસાગર લાગે ખરો
અંગારોએ ઉઠયો કુળમાં મુજ પેટે શીદ પાકયો
ઘણું કહ્યું પણ રહયો ન વશમાં હું એનાથી થાકયો
ખોઈ લજ્જા મારી હવે કરૂ શું આ દેહધારી

---

સદાફળ શેઠને એકલા આવતા જોઇ સેંજલદે શેઠાણીએ વીચાર કર્યો કે પ્રાણનાથ વ્હીલે મોંઢે પાછા આવ્યા હોય એમ જણાય છે, નહીતર એકલા હોય નહી; ને મુખ પણ ઉદાસ જેવું છે. વખતે સોમદત્ત શેઠ તરફથી બે વચનો સાંભળવાં પડયાં હશે, તેથી એ પમાણે ઉદાશી મોં ઉપર છવાઇ રહી છે તે શીવાય એવી ઉદાસી હોય નહી.

આ પ્રમાણે વીચાર કરે છે ત્યાં ગાડી આંગણામાં આવીને ઉભી રહી. ગાડી આવી ત્યાં સદાફળ શેઠ ગાડીમાંથી નીચે ઉતર્યા, અને ધરમાં આવ્યા; સેંજલદે શેઠાણી-

એ કહ્યું પ્રાણનાથ શું કરી આવ્યા।

સદાફળ શેઠે કહ્યું, શું કરી આવ્યા શું ? પ્રીયા આથી મ્હોટ સારૂ મારાં ક્યાં ભોગ લાગ્યા કે હું આણું કરવા ગયો. સેજલદે એ કહ્યું, શું સોમદત્ત વેવ્હાઇએ કાંઇ કહ્યું ? સદાફળ શેઠે કહ્યું વેવ્હાઇનું મોંજ કોણે જોયું છે? લીલાવતીની સખીનાં વચન બાણોથી મારૂં અંતર સળગી ઉઠ્યું છે, મેં તે પુર્વે એવા શું પાપ કર્યાં હશે, કે મારે પેટ આવો પથરો પાકયો.

## ગાયન.

( મુંઝાણી મધ્ય હરિએ ઘેરાણી ) એ રાહ

પુત્રએ કયાંથી આવો પાકયો, હવે મુજ શું થશે રે
ખરે હું તો એનાથી થાકયો, હવે મુજ શું થશે રે
નામ ડુબાવ્યું મારૂં, હવે કરૂ શું હાય
નામ જતાં કાંઇ નવ રહ્યું. અંતર ઉઠે લાહ્ય
કાંઈ ન સુઝે હે પ્રભુ, શરણું આપો તમે વિભુ
અશરણ શરણ તમો દિન બેલી—હવે મુજ
પુત્ર જોઈ જીવ રીઝીઓ પામ્યો અતિ આનંદ
કુલાંગાર તે નીવડતાં, પસ્તાયો, મતિમંદ
નાંખ્યો દુઃખ સગારમાં ઠેલી, હવે મુજ

---

સેજલદેએ કહ્યું સ્વામીનાથ। એમ પશ્ચાતાપ કર્યે શું વળશે। ભાવીભાવ હશે તે પ્રમાણે બનશે. એ પ્રમાણે કહી શેઠને ધીરજ આપી અને રસ્તાના થાકથી શેઠ નીંદ્રાવશ થયા.

---

# પ્રકરણ ૨૪ મું.

બીજે આણે નીકળ્યા ગ્રહી જગત વેહેવાર
લીલાવતીને લાવીઆ આપી બોધ અપાર



એ પ્રમાણે બાર માસ વ્યતિત થયાતાં સેજલદે શેઠાણીએ કહ્યું સ્વામીનાથા જગત આખું ચુંટી ખાય છે, ને હવે લોકોના બોલ રહેવાતા નથી. માટે પ્રાણનાથ ! ગમે તે પ્રકારે શોમદત્ત શેઠને સમજાવી લીલાવતીને તેડી લાવો તો સારૂ. પ્રાણનાથ મનને ઘણુંએ થાય છે પણ ઉપાય શો ! જગત વેહેવારે વર્તવું તે દરેક મનુષ્યની ફરજ છે. માટે પ્રાણનાથ એક વખત જઇને લીલાવતીને તેડી લાવો. બીજીવાર નહી કહું. તમોને પ્રથમ અપમાન મળ્યું હતું તે વાત ભુલી ગઈ નથી, તે વાત તાજીજ છે છતાં આંણે ગયા વિના શીદ્ધી નથી. માટે નાથ એકવાર જઇ લીલાવતીને તેડી લાવો.

સદાફળે કહ્યું પ્રિયા કેવી રીતે તેડી લાવું. સોમદત્ત શેઠનું મોંહો સરખું પણ જોયુ નથી; બારોબાર ઉત્તર મળ્યો. જો સોમદત્ત શેઠને મળું તોતો કાંક સમજાવું પણ ખરો. સેજલદેએ કહ્યું નાથ તમો તેમને મળીને ગમે તે પ્રકારે સમજાવીને લીલાવતીને તેડી લાવો. લીલાવતીને એ વાતો સમજાવીને કહેશોતો તે તમારૂ માન ભંગ કરે તેવી નથી. ડાહી, ગુણી અને સમજુ છે માટે નાથ કૃપા કરીને જાઓ,

સેજલદેનું બોલવું સદાફળ શેઠને ખરૂ ભાસ્યું અને તેમણે કહ્યું ઠીક છે, હું હાલ જ જાઉ છું ને આ વખતે ગમે તેમ કરીને તેડી લાવું છું. આ વખતે તો પ્રભુ કરશે તો લીલાવતીને લીધા શીવાય પાછો નહી આવું, સેજલ-

લદેએ કહ્યું નાથ ! એવી પુન્યશાળીનાં પગલાં આપણા ઘરમાં આવેતો તેને પગલે સૌ સારૂ જ થાય એમ મારૂ માનવું.

**મરાઠી સાખી**

પુન્યશાળી લીલાવતી આવે તોતો દુઃખ દુર જાયે
ભાગ્યવંતના ભાગ્યે સૌને સુખ શાંન્તિ અતિ થાયે
નાથ જલદી જાઓ લીલાવતીને લઇ આવો,

સદાફળે કહ્યું ઠીક પ્રિયા હું જાઉ છું. તમે નિશ્ચિંત મને બેસો, આ વખતે હું પાછો નહી જ આવું એવું મારૂ મન સાક્ષી પુરે છે. ( જોઈતાને ) જોઇતા ગાડી તૈયાર કર. જોઇતાએ કહ્યું જેવો શેઠજીનો હુકમ; હુકમ મળતાં જોઇ તો ગાડી જોડી તૈયાર કરીને લાવ્યો. ગાડી આવતાં શેઠ ગાડીમાં બેસી સારંગપુર તરફ સીધાવ્યા.

સારંગપુર આવી પહોચ્યા ત્યારે સમય બપોરનો હતો. સોમદત્તશેઠ, સુભગા શેઠાણી, લીલાવતી, ગુણમંજરી વિગેરે ધર્મનો વિવાદ કરતાં હતાં ત્યાં સદાફળ શેઠ આવી પહોચ્યા; ને માન અપમાન ગણ્યા શીવાય એકદમ ઘરમાં પ્રવેસ્યા.

સદાફળ શેઠને જોઈ સોમદત્ત શેઠ ચકિત થયા.અને સદાફળ શેઠને આદર આપી બસાડયા. સુભગા શેઠાણીએ ઠંડા પાણીનો લોટો અને પ્યાલો લાવી સદાફળ પાસે મૂકયાં. આ પ્રમાણે આદર મળવાથી સદાફળ શેઠ ખુશી થયા, અને પાણી પીને તૃપ્ત થયા. સોમદત્ત શેઠે ઘરની ખબર અંતર પુછી અને સુમતી વીલાસના ખબર પુછયા. સદાફળ શેઠે કહ્યું ઘરમાં તો સર્વે ખુશીમાં છે, પણ સુમતી વીલાસ માટે શું કહું.

## મરાઠી સાખી.

ખબર શું આપું શેઠજી શાણા તનડુ આ ચીરાએ
વંઠી જાતાં છેક જ તેને ઉર બળે અતી લાજ
નવ સુઝી મતી ભવ બાળ્યો અતિ લીલાવતી

• સસરાજી ખેદિત જોઇ લીલાવતીને ઘણું દુઃખ ઉપજ્યું. તેણે મન સાથે વિચાર કર્યો કે સાધુજીએ સાડા બાર વરસનો અંતરાય કહયો છે, તો સાડા બાર વરસમાં પંદર દિવશજ ઓછા છે. શું મુની રાજનાં વચન મીથ્યા જશે ને જો મુની રાજનાં વચન ફળી ભુત થશે તો નાથના સંજોગનું સુખ પ્રાપ્ત થશે. એવો વીચાર કરી સદાફળ શેઠને લીલાવતીએ કહ્યું.

**લીલાવતી—** મરાઠી સાખી.

જીવનાં કર્મો જીવ ભોગવે તેમાં દોશ નથી તમને
પુર્વે કીધેલાં તે આવ્યાં આ ભવ ભેટયાં અમને
દોશ તુમ ન જાણું, પુર્વનાં સચિત પરમાણું

**સદાફળ—** રાગ ઉપરનો.

સુગ્ન બાપની સુગ્ન બાળકી સતિ સાધવી શાણી
ધર્મ કાર્યમાં પ્રવિણ પુરણ ડાહી અને ગુણ ખાણી
વળી અતિ પુન્ય શાળી, ઘરને દીપવવા વાળી

સદાફળ શેઠે કહ્યું સોમદત્ત વ્હેવાઇ ! હવે તો લીલાવતીને મોકલો તો સારૂ. આજ બાર બાર વરસ થઇ ગયાં, અને દુનિઆમાં મારે મોહો બાહાર કાઢીને બોલવા જેવું નથી. જો કે તમે ગણો અગર ન ગણો, પણ હું તો તે મહા સતીને, ગુનેગાર છું. પુત્રનાં લક્ષણ જાણવા છતાં પણ તેં સુકોમળ બાળાનો ભવ બગાડયો. મારા જેવો

પાતકી બીજો કોણ હશે ! એ બાળાના નીસાસા આ ભ-વમાં ભોગવું છું તે ભોગવું છું પણ આગલા ભવમાં પણ મારૂં થશે ! પસ્તાઉં છું મુંઝાઉછું. સતિ સાધવી આ અપરાધ ક્ષમા કર. આ પાપાત્માનો કયાંઇ છુટકો થવો નથી.

સોમદત્ત શેઠે કહ્યું. શેઠજી હવે ગઇ ગુજરી વાતનો પ્રશ્ચાતાપ ન કરો; ભાવી ભાવ પ્રમાણેજ બને છે; તમારો શો દોશ ? તેના કરમમાં તેવું લખાવી લાવી હશે, તે મી-થ્યા થાય, દાટયા ભુલે પણ લખ્યા ભુલે ! માટે શેઠજી પ્રશ્ચાતાપ કરવો રેહેવા દો.

સદાફળે કહ્યુ શેઠજી આ અંતર ચીરીને બતાવાનું હોત તો બતાવત, પણ લાચાર કે તે બતાવાતુ નથી. સાણા શેઠીઆ હવે તો લીલાવતીને મોકલો તો સારૂ. કા-રણ દુનિઆની લાજ સૌને વ્હાલી છે. આજ બાર બાર વરસ વીતી ગયાં, પણ તમારી દીકરી પરણ્યાના આણા શીવાય એ કે વખત આવી નથી. તેમ હમે આણું પણ કર્યું નથી. શું કરીએ ! શેઠજી કપુત પુત્ર ઉઠયો તેથી દુનિઆમાં મોંહો બાહાર કાઢીને બોલવાનું નથી; ને શરમને માર્યે આણું પણ કર્યું નહી. હવે તે વાત વીસારીને મો-કલો તો તમારીને અમારી બંનેની શોભા છે. વળી થોડા દીવશ રહીને આવશે.

સોમદત્ત શેઠે કહ્યું શેઠજી ! મને શું પુછો છો ? લીલાવતીને પુછી જૂવો, તેની મરજી હોય તો અમારે કાંઈ વાંધો નથી.

સદાફળ શેઠે લીલાવતીને કહ્યું લીલાવતી ! તમારા પીતાજીએ બધો ભાર તમારા ઉપર નાખ્યો છે. સુકુળ ધુ ! એ બંને કુળનું રૂડુ કહેવરાવનાર છે, તો વધું શું કહું.

**સહાફુળ—લીલાવતી—ગાયન.**

( જાહેર આશ છે જોગી તમારી ) એ રાહ.

**સહાફુળ**—સુકુળ વધુ તમે જૂઓ વિચારી
ધારી લાચારી અમારી સ્વીકારીને
દુઃખ અમ કાપો સતિ પધારી—સુકુળ
કરતાં કાંઈ ઉપાય, પ્રભુજી કરશે સ્હાય
દુઃખ સૌ દુર જાય, સુખ સુર ઉદે થાય
આનંદે રહો જેથી સંસાર સુધારી—સુકુળ
કંઇક ઉંપાય કરો, જેથી સુખ શાન્તિ વરો
દુઃખી દાદ દિલ ધરો, ઉપાધી હમારી હરો
બુદ્ધિ વંત બુદ્ધિ બળે તજાવો લાચારી—સુકુળ

---

**લીલાવતી**—સાચુ સસરાજી કહ્યું તે સત્ય મેં ઉર લહ્યું
યત્ન કરૂ હીમ્મત ધરી પ્રભુજી કૃપાને વરી
પ્રભુજી કૃપાએ દઉ પતિને સુધારી
**સહાફુળ**— ..........................સુકુલ
ધરમ પસાય થકી ફતેહ થવાની નક્કી
આદરો એવો ઉપાય જેથી કાર્ય સિદ્ધ થાય
વધુ કહું શું તમોને ઉચ્ચારી—સકુળ.
**લીલાવતી**—અકળ છે ઇશ ગતિ પહોચે ન મનુષ્ય મતી
હવે ન વિચાર કરૂ આપ સાથે પરવરૂ
**સહાફુળ**—તો તો જાણું કે કીધાં અમને આભારી—સુકુળ

---

લીલાવતીએ કહ્યું માતા પીતા મને ખુશી થઇ વિદાય કરો. ધર્મના પસાયે સૌ સારૂ થશે માટે આજ્ઞા આપો, ને મારો સાસરવાસો તૈયાર કરો.

સોમદત્ત શેઠે કહ્યું પુત્રી! જે જોઇએ તે સઘળુ તૈ-

યાર છે. કોઇ વાતની ઓછપ રાખીશ નહી. જે જે જોઇએ તે માગી લેજે. દિકરી સાસરે જાય તેથી માતા પીતાના મન કદાપી નારાજ હોયુજ નહી, પણ જમાઇ સારા નથી તેથી ખેદ થાય છે,

સદાફળ શેઠે કહ્યુ શેઠજી ! લીલાવતીનાં ભાગ્યશાળી પગમાં અમારે ઘેર આવશે તો તેનાં પગલાંનોજ પુન્યે સૌ સારાં વાનાં થશે. સોમદત્તે કહ્યું શેઠજી ! લીલાવતીને જીવની હેઠે જાળવીને લઇ જજો, ને તેને કોઇ વાતે ઓછું આવવા દેશો નહીં, ને રોજ પત્રદ્વારા તેના સમાચાર મોકલતા રહેજો.

સદાફળે કહ્યુ શેઠજી ! લીલાવતી મને પુત્ર કરતાં પણ વધારે વ્હાલી છે, તેની તમારે ચિંતા રાખવી નહી. તેને કોઈ રીતે ઓછપ આવવા નહી દઇએ, અને જીવની પેઠે સાચવીશું.

સુભગા તથા ગુણ મંજરીની આંખમાં આંસુ આવ્યાં. લીલાવતીએ કહ્યું માતાજી ! બ્હેન ! આ શું કરો છો ! શુભ અવસરમાં આંસુ શા માટે લાવો છો ? ઉલટી આશીશ આપો કે તારા કાર્યની સિદ્ધિ કર, અને સુખીથા.

સુભગા કહે બ્હેન આ આંસુ શોકતાં નથી પણ હર્ષનાંજ છે. તારૂ ઇચ્છિત કાર્ય ફળીભુત થાઓ એવી મારી આશીશ છે. ફક્ત ખેદ તારા પતિ વિશેનો છે. કહી માતા પુત્રીને ભેટી પડીને રડવા લાગી; લીલાવતીએ કહ્યું માતાજી આવા ગાંડાવેડા કરવા તમોને ઘટે ! કાલ સવારે કામ સિદ્ધિ કરીને અહીં આવીશ હવે ખુશી થઇ આજ્ઞા આપો.

**ગાયન.**

( અરે આ અબળાનો પોકાર ) એ રાહ.

દ્યો માત રજા આ વાર શોક નવ ચિત્ત ધરોરે

થશે ફતેહ જય જયકાર દિલે શાન્તિ ધરોરે
ધર્મ પ્રતાપે વિજયજ મળશે મા.........તા ખરે
છે દુઃખ નિવારણુ નાથ સકળૂ ક.........ષ્ટોને હરે
ધો રજા કરો વિચાર...............ધો.
અહલ્યા સતી, સતી દ્રુપદી, સતિઓએ દુઃખ વેઠયાં અતી.
ધરી ધીર દુઃખ વેઠે સતી તો કોણુ માજી મુજ ગતી
સતીઓને શીર સંકટ પડે તે આ જગતની છે રીતી
જો કષ્ટ સહે ધીરજ ધરી તો મોક્ષપદ પામે સતી–ધો

માતાએ ખુશી થઇ આજ્ઞા આપી, ત્યાં ગુણુમંજરી સખીને ભેટી પડીને રડવા લાગી બ્હેન જો કે તું સાસરે જાય છે, તેથી તો હમો ખુશીજ છીએ પણુ તારૂ દુઃખ સાંભરી આવતાં હૈડુ ચીરાઇ જાય છે; બ્હેન ધર્મના પસાએ સૌ સારૂજ થશે.

## ગાયન.

( પ્રેમનો કોલદીયો રાજકુમાર ) એ રાહ

ગુણુ–બ્હેન તુને સ્હાય કરો કીરતાર શુભ સુખવરો આવાર
સખી મમ પ્યારી પ્રાણુ ધાર બ્હેન
લીલા—સખી શુભ આશીશથી, ફ્ળે સકળ મમઆશ.
ગુણુ--સ્વંટીને સખી ભોળવી લાવી બાધ જોપ્રિતીનોપાસબ્હેન
લીલા—સખી દીયો તે રજા હવે તો દિલ મુજદોઠી જાય
ગુણુ—ધીરજ ધરીને ફતેહ કરજો, થશે અરિહંત સ્હાય.બ્હેન

---

લીલાવતીએ કહ્યું સખી ! તું કોઇ વાતે મુઝાઈશ નહી; ગુરૂજીનાં વચનથી સૌ સીદ્ધીજ થશે,અને હવે ખુશી થઇ રજા આપ; ગુણુમંજરીએ કહ્યું ભલે સખી સધાવ્ય અને સર્વે મનોકામના સિધ્ધકર; સર્વે મનોકામના પરિપુર્ણુ કરી ખુશી ખબર મોકલાવજો; રોજ પત્ર હૂ સર્વ વિગરાત

લખતી રહે જે. આ સખીને વિસારીશ નહી, લીલાવતીએ કહ્યું સખી ! મારી સાચા દુખની ભાગી અણુ સખીને હું કેમ બીસરિ પાડીશ ? એક ઘડી પણુ વીસર નાર નથી; લ્યો હવે હું જાઉ છું કહી ગાડીમાં બેઠી. ગાડીમાં બેઠી ત્યાં જોઇ તે ગાડી હાંકી સર્વે જણુાએ સદા ૪ળ શેઠને અને લીલાવતીને હુશીઆર રહેવાનુ કહ્યું, અને ગાડી નજરની બહાર ગઇ ત્યાં સુધી સર્વે જણાં ગાડી તરફ નજર કરીને ઉભાં રહ્યાં; ગાડી નજરની બહાર જતાં સર્વે જણાં ઘરમાં ગયાં, અને પુત્રીના વિયોગના વિચારમાં પડયાં.

## પ્રકરણ ૨૫ મું.

### દોહરો.

ઘેર આવી લીલાવતી મનથી કરે વિચાર
કેવી રીતે ભોળવી લાવું મમ ભરથાર.

---




લાવતી તેના સસરાની સાથે કોસબીમાં આવી પહોચી; લીલાવતીને જોઇ સેજલદે શેઠાણી તથા તેની નણુંદ લાલબા ઘણાં ખુશી થયાં; લીલાવતી આવીને પ્રથમ સાસુજીને પગે પડી; સેજલદેએ તેને અખંડ શો ભાગ્યવંતી રહો તેવી આશીશ આપી પછી લાલબા ને મળી અને રસ્તાના થાકથી થાકેલી વિશ્રાન્તિ લેવા બેઠી.

લાલબાએ લીલાવતીને ઠંડુ પાણી પાયું, અને તેની સાથે વાતો કરવા બેઠી; લાલબાએ લીલાવતીને તેનાં માતા પીતા વીગેરેની સુખ શાતા પુછી, અને સેજલદે શેઠાણીએ પણુ તેના પીઅરની ખબર અંતર પુછી; લીલાવતીએ તે-

મના કુશળ સમાચાર કહ્યા, અને તેમણે તમારી ખબર પુછી છે તેમ જણાવ્યું; સેજલદે આથી ખુશી થયાં, અને લીલાવતીને ધન્ય વાદ આપવા લાગ્યાં.

સદાફળ શેઠ પણ સેજલદે પાસે આવી લીલાવતીના ગુણોને અને શમતાને ધન્યવાદ આપ્યો, અને સર્વે જમીપર વાંરીને રાત્રી થતાં સુઇ ગયાં.

લીલાવતીને બીલકુલ ઉંઘ આવી નહી, તેને વિચાર આવવા માંડયા કે એ કુલટાએ મારા પતિને વશ કર્યા છે, તો એને કેવી રીતે છેહ દઇ પતિને ઘેર લાવવા; શી યુક્તિ કરૂ તો એ પ્રિતમનો મેળાપ થાય ! એમ ઘણી વખંત વિચાર કરતાં તેને એક વીચાર આવ્યો; જે વીચાર થી તે હર્ષવંત બની, અને તે પ્રમાણે કરવા નીશ્ચય કર્યો.

**લીલાવતી—** **ગાયન**

( જા જા તું કોણ મને કહેનાર ) એ રાહ

બનું કાળી નાગણ ડસું આવાર (૨)
એ કોણ પતિને વશ કરનારી, શું એ મુજ સુખને હરનારી
નીચ એ કુલટા નાર— બનું
વેશ્યા એ છે આખા જગતની નારી,
હું છું શુભ પતિવ્રત ધારી
વેશ્યા ગુમાન, ટાળુ નિદાન, ડશી લઇ પ્રાણ
ભોળવી લાવું ભરથાર— બનું.

---

નિશ્ચય પરિપુર્ણ કરવાની ઉત્કંઠા રાખી તે નીંદ્રાવશ થઇ. સવારમાં વ્હેલી ઉઠી પોતે પ્રતિક્રમણ વિગેરે નિયમીત કર્મો કરીને પરવારી પોતે પોતાની સાસુ અને સસરા બેઠા હતા ત્યાં આવીને કહ્યુ.

**લીલાવતી—** ગાયન.

(દુઃખની વીજળીએ કુમળા) એ રાહ

સાસુ સસરાજી શીખ દીઓ આ વારી
બનુ ભાવે હું ભરવાડી ભારી, ભોળવું ભરથાર—સાસુ
કાળીનાગણુ થઇને ડસુ હું તો ભારી;
સુખ છીનવ્યું એ વેશ્યાનાહી, ઉર બળે અંગાર—સાસું
મહીશીઓ ચારજ ઓપતી લાવી આપો
મમ અરજ ઉરે વૃદ્ધ સ્થાપો, કરશે કૃપા કીરતાર—સાસુ
ધર્મે પસાએ ભોળવું મમ સ્વામી
સૌ દુઃખડાં જાશે વામી દીયો આજ્ઞા આવાર—સાસુ

**સેજલદે**-સુકુળ મા બાપની દીકરી છે આશીશ
**લીલાવતી**-યત્ન સફળ કરે જુગદીશ, મહીશીઓ તૈયાર-સાસુ

---

લીલાવતીનાં આ વચન સાંભળી શેઠ શેઠાણી ઘણું રાજી થયાં, અને લાલબાને તે વેશ્યાનું ઘર બતાવવાનું કહ્યું. લાલબાને માતાપીતા તરફથી આજ્ઞા મળતાં પ્રથમ તે લાલબા સાથે વેશ્યાનું ઘર જોવા ગઇ,

વેશ્યાના ઘરના ઝરૂખામાં સુમતીવીલાસને જોઈ લીલાવતીને વેશ્યા ઉપર ઇર્ષા આવી.

**લીલાવતી—** ગાયન.

(શી અદભુત તારી કૃતી) એ રાહ

શું મનહર છે પતિ આકૃતીરે જાણે સમ રતી પતી
ઉર અકળાય મુંઝાય મતી અતી
ધન્ય ગુણીકા કીધી તેં અજબ કૃતીરે—જાણે
મમ પરણ્યો તારો કર્યો નાંખી પ્રેમની જાળ
રખડાવી મને સુખથી કીધી હાલ હવાલ—ઉર—જાણે
કાળી નાગણુ થઇ ડસુ, બાળુ ઉર તમામ
તુજ નજરે હું ભાગવું, પતિથી એશ આરાંમ—ઉર—જાણે

પતિને મેળવવાની ઉત્કંઠામાં તે ઘેર ગઈ, અને મન હર મહીઆરીનો સ્વાંગ સજી તે મહી વેચવાને બ્હાને પતિને વશ કરવા માટે નીકળી; ઘરમાંથી નીકળતાં પ્રથમ તેણે પાંચ નોકાર મંત્ર ગણ્યા, અને અરિહંત દેવનું સ્મરણ કરતી ઘરમાંથી બહાર નીકળી વેશ્યાના ઘર પાસે આવી, તેણે મહી વેચવા માંડયું.

**લીલાવતી—** **ગાયન.**

( કોઈ ફુલ લ્યોને ફુલ ) એ રાહ.

કોઇ લ્યો મહી અણુ મુલ, જેનું સજ્જન મુલવે મુલરે—કો
મીઠું મધુરૂને વળી પવિત્ર મહી ઉત્તમ અતિ
એ ખાવે શોખી સજ્જનો ગમાર ના પામે ગતી
અત્યુતમ જેની બાસના કોઇ

---

સુમતીવીલાસ કે જે ઝરૂખામાં બેઠો હતો, તેણે આ મહીઆરીને જોઇ; મહીઆરીને જોતાંજ તે તેના ઉપર મોહીત થયો, અને મહીઆરીને કોઈ બ્હાને પોતાની કરી લેવા નિશ્ચય કરી તેણે મહીઆરીને બુમ મારી.

**શુમતીવીલાસ—** **ગાયન.**

( મારે મહી લેવું મહી લેવું ) એ રાગ,
મનહરી મહી લાવો, મહી લાવો
મહીઆરી અહીંઆં આવો—મનહરી
મટકીનું મુલ બતાવો—મનહરી
મહી ચાખીને લઉ લ્હાવો—મનહરી
મટકી ઉતારી ચખાવો—મનહરી

# પ્રકરણ ૨૬ મું.

## સુમતીવીલાસ અને લીલાવતી.





મતીવીલાસનું મહી લેવા સંબંધી ગાયન સાંભળી મહીઆરી તેની પાસે આવી, ત્યાં સુમતીવીલાસે મહી ચાખવા માગ્યું. અને તેનો ભાવ પુછ્યો.

લીલાવતી સુમતીવીલાસનો મનોભાવ સમજી હતી તેથી તેણે વીચાર કર્યો કે એમને વચનોનાં બાણ મારવાનો સમય આવ્યો છે તે ખોવો નહી. હું તેમને અત્યારે ગમે તેવા શબ્દો કહીશ, તોપણ તેમને બુરા લાગવાના નથી. કારણ તે મારા ઉપર મોહીત થયા છે; એવો વિચાર કરી તેણે સુમતીવીલાસને કહ્યું.

**લીલાવતી—** ગાયન.

( થયાછોરે પતિ તેજ પ્યારો ) એ રાહ.

અણુમોલછે આ મહી અતિ ઉત્તમ ભાવ ન કદી થાએ
દુનિયામાં નહી મળશે જોડી, સમજુછો સુજાણ
મહી મારૂ, છે ન્યારૂ, જનપ્યારૂ, શું ઉચ્ચારૂ, જમતાં મહી.
મારૂ શેઠજી તન મન રાજી અતિ થાયે—અણુમોલ.
અણુચિંતિ હું આવી શેઠજી જાણો તુમ તણુ ભાગ્ય,
અહીં આવી, મનભાવી, ગઇ ફાવી મહી લાવી,
સુણો એક મોહોર મટકીની પડશે, તુમથી ખરચાએ—અણુ.

---

સુમતીવીલાસે કહ્યું મનહર મહીઆરી શું એક મટકીની તે એક મોર હોય ! લીલાવતીએ કહ્યું મેહેતાજી ! એ મહી ખાવાનું તમારૂ મોહું નથી. આતો એક મ્હોર

મેં તમને બ્હીતે બ્હીતે કહી. મારા મહીની કીમત થાય તેવી નથી. એ મહી જમનાર જુદાજ છે, તમારા જેવાથી એ મહી નહી ખવાય! કહી તણે સ્મીત હાસ્ય કર્યું.

સુમતીવીલાસ લીલાવતીના સ્મીત હાસ્યથી અંજાઈ ગયો અને પુછ્યું રસીલી તારૂ રહેઠાણુ ક્યાં છે. અને તારો પતિ કોણ છે. પરણેલી છું કે કુંવારી છું, તે કહે. લીલાવતી કહે તમારે શું કામ છે. તમારે મહી લેવું હોયતો લ્યો, પણ મનેતો ખાત્રી છે કે આ મહી તમારાથી ખવાવાનું નથી. તમારા જેવા પરતંત્રથી તે શી રીતે ખવાય! ને પુછ્યા શિવાય કીમ્મત પણ ક્યાંથી અપાય! સુમંતીવીલાસ કહે મેં પુછ્યું તેનો ઉતર આપ, વાતને મારી ન નાંખ્ય.

**સુમતીવીલાસ—** **ગાયન.**

રાગ ઉપરનો.

મહી મીઠુ ચાખ્યું મહીઆરી ગામકી એ વસનાર,
છું નારી, તું ભારી, વસનારી, કોણુ ઠારી
વળી કોણુ પતિની કહાવો પ્રેમદા નીત શું કહેવાયે

**લીલાવતી—**..............................અણુમોલ.

જાત રબારી, નામ સલુણી, રાજપુરે રેહેનાર,
પતિમારો, અતિપ્યારો, રહે ન્યારો, પ્રિતી ક્યારો;
નામહનુઓ ઉત્તમ સુખાકારી, ફાવે ત્યાં જાયે—અણુમોલ.

**સુમતીવીલાસ—**

મર્મ વચન તું બોલે પ્રેમદા, બોલે વચન રસાળ

**લીલાવતી—**

નવ જાણું, કે પીછાણું, વેચીજાણું, કરૂનાણું,
મોઘુ છે ગોરસ મારૂ, તે નહી તુમથી લેવાએ—અણુમોલ.

લીલાવતીનાં વચન સાંભળી સુમતીવીલાસનું મન વ- ધારે વિહ્વળ બન્યું, અને કહ્યું રસીલી, તારાં વાકયો અં- તરને વીંધી નાંખે છે! મર્માલી મર્મમાં શા માટે બોલેછે! લીલાવતીએ કહ્યું મર્મ બર્મ હું જાણતી નથી. હું બાળી ભોળી મર્મની વાતો કયાંથી જાણું. હું તો ફક્ત મહી વેચી જાણું છું, પણ તમારૂ મન જોતાં ખાત્રી થાય છે કે મારૂ મહી તમારાથી ખરીદાવાનું નથી. માટે મને જવાદ્યો. ખાલી માંથા ફોડ કરવામાં શો માલ.! એ પ્રમાણે કહી મહીની મટકી લઈ જવા જેવો ડોળ કર્યો, તેથી સુમતી વીલાસે વિચાર્યું કે આતો બાજી કથલી જશે, તેથી મહી- આરીનું ગોરસ તેના માંથેથી લઇ લીધું અને હાથ ઝાલ્યો

**સુમતીવીલાસ—** ગાયન.

રાગ ઉપરનો.

શા માટે તું જાવાનું બોલે, મારી નયનનો માર

**લીલાવતી—**હાથ મુકો, કેમ ચુકો, પ્રેમે ઝુકો, શીદ ઢુકો

**સુમતી—**લે મૂકયો હાથ અલબેલી વાત નવ જાવાની લાવે,

**લીલાવતી—**..............................અણુમોલ.

દુરિજનથી મન ડરીએ શાણા, અહીંઆં નવ રહેવાય

**સુમતી—**સુશાણી, ગુણખાણી, તુજ જાણી, મર્મે વાણી.

**લીલાવતી—**સમજુ તમે વીચારો શાણા, મુખ નવ ઉચરાએ—અણુ

મારગ મુકો વ્હાલા તમે તો ઘેર પતિ પુછનાર

અણુસારા, આતમારા, ઠગનારા, ભોળીહારા

મેં જાણી લીધા વીચાર તમારા પુર્ણ કદી ન થાઓ—અણુમોલ

---

છેવટે સુમતીવીલાસે પોતાની તેને હાથ કરવાની મ- તલબ મહીઆરીને જણાવી. ત્યાં લીલાવતીએ કહ્યું મેહેતા

જી એ શું બોલો છો ? હું કાંઇ નિધણીઆણુ નથી. લગાર બોલતાં વીચાર કરો. મારા આંખના અણુસારાથી હું સમજી છું પણુ ઘેર મારો ધણી જાણે તો ઘરમાં પેસવા સરખી પણુ ન દે; તે ન સંઘરેતો પછી મારૂં ધણી કોણુ ? માટે બધા વીચાર જવાદ્યો. તમારા વીચાર એક કામમાં આવવાના નથી.

સુમતીવીલાસે કહ્યું મનહરી ! ફીકર શા માટે રાખે છે; તારો ધણી તને ઘરમાં ન પેસવા દેતો આવ્ય અહીં-આં, ખા પીને ચેન બાજી ઉડાવ; હું સંઘરીશ.

લીલાવતીએ કહ્યું મેહેતાજી ! પુરૂષના ભરૂસા શા ? પરણી ધરણીને પરહરે છે, તો પછી મને જીવતી પાળશે તેનો વિસવાસ ક્યાથી આવે ? માટે કહું છું કે મને જવાદ્યો. એમ આંખ્યો મારે ઠગાવાની નથી સમજ્યા !

**સુમતીવીલાસ—લીલાવતી—ગાયન.**

( છોડો છેડો છબીલા ) એ રાહ

**લીલાવતી**—શાણા જાણ્યા રસીલા મુકો વિચાર છબીલા
નવ ચુકુ કદીએ હું લાજ—રસીલા
હવે જાણ્યા તમારા મેં કાજ, લાજ રાખો
જરી કાંઇ આજ—નવ

**સુમતી**—વાહ વાહ વચન શાં કાઢે મોટી લજ્જાવાન ભારે
લજ્જા નવ હોય પ્રિતને કાજ—છબીલી લજ્જા
હોંશે ચઢી પ્રિતિ તણે ઝાજ, તેમાં હોયજ
શેની લાજ—લજ્જા

**સાખી.**

છબી છબીલી ફાંકડી. ધણી મુરખ સરદાર
રસીલી કેવી રીતથી ચાલે છે સંસાર

**લીલાવતી**—જાણ્યું જાણ્યું શેઠજી ગુમાન, પગ તળે
બળે લાવો ભાન
પછી બોલો ચતુર સુજાણ—શાણા

સુમતીવીલાસે કહ્યું સલુણી સુંદરી ! હું તમારા આ-ધીન છું કહો શી મરજી છે ? લીલાવતીએ કહ્યું મરજી શી ? એક મોહોર આપો ને મટકી ખરીદી લ્યો; સુમ-તીવીલાસે કહ્યું એક મટકીની એક મોહોર તે હોય ! ના-હક ગ્રાહકોને ભડકાવો છો શા માટે ! માટે જે સાચો ભાવ હોય તે કહો. લીલાવતીએ કહ્યું શેઠજી કૃપણ જનથી મારૂં મહી ખવાવાનું નથી. ને મોહોર વીનાં મહી મળ-વાનુંએ નથી. તમારાથી મારૂ મહી લેવાવાનું નથી; ઓછી કીંમતે લેવું હશે તો આ વેસ્યાના મોંઢા જેવો માલ મ-ળશે. આવો માલ મળવાનો નથી. કહીને ચાલવા માંડ્યું ત્યાં સુમતીવીલાસે આવીને લીલાવતીનો હાથ પકડ્યો અને કહ્યું સલુણી હવે આડી વાત જવાદ્યો અને તમારા મ-નનો ભાવ હોય તે જણાવીદ્યો.

લીલાવતીએ કહ્યું મેહેતાજી ! એ શું બોલ્યા ? કહું છુ કે મારો હાથ મુકીદ્યો. પેલી વેસ્યા જોશે, તો વ્હેમે ભરાશે; આવી ઠાલી ફજેતી શી ? મારા ક્યાં ભોગ લાગ્યા કે હું અહીંઆં મહી વેચવા આવી. સુમતીવીલાસે કહ્યું. સલુણી રીસાયાં કેમ ? લ્યો તમારા મહીની મોહોર મારે કબુલ છે. નીત્ય બે વખતનો વારો બાંધો. લીલાવતીએ કહ્યું, મારે મહી વેચવુંએ નથી; ને વારોએ બાંધવો નથી મને મારે જવા દ્યો.

સુમતીવીલાસે વિચાર્યું કે આપણે જેમ જેમ તેના ઉપર પ્યાર બતાવીએ છીએ તેમ તેમ તે વધારે માન ખાય છે, માટે હવે તો મનેજ રીસાવા એમ ધારી મહી-આરી તરફ પુંઠ કરીને ઉભો રહ્યો.

મહીઆરીએ કહ્યું મેહેતાજી ! મને જવા દ્યો, પણ સુમતીવીલાસે ઉત્તર આપ્યો નહી; લીલાવતીએ જાણ્યું હવે

વધારે તાણુ ખેંચમાં માલ નથી માટે હવે તો મનાવી લેવા તેજ ઉત્તમ છે; એમ ધારી તે સુમતી વીલાસને મનાવા લાગી.

**ગાયન.**

**લીલાવતી**—( વિચારો પતી મારા ) એ રાહ

રીસાઓ નહી પ્યારા

ઓ પ્યારા છુ દારા ઘો દેદાર તમારા—રીસા

**સુમતી**—દારા આ ચાળા જવા દેતું તારા, નાવે કામ મારા

**લીલાવતી**—..........................રીસાઓ

**સુમતી**—અહીંથી તુ દુર થાને, રસ્તે તુજ ચાલી જાને

**લીલાવતી**—બતાવી વ્હાલ પછી થાશો શું ન્યારા

**સાખી.**

વીકટ વાટ સંસારની, જ્ઞાની પાર પમાય

વસમા ખાડા ટેકરા, ગમાર ગોથાં ખાય

**સુમતી**—નાહક ન બોલો પ્યારી તમે તો

**લીલાવતી**—ભેટો પ્રિતેથી પિયુ જો ગમે તો

---

સુમતીવીલાસને લીલાવતી મનાવતી હતી, તેવામાં મહીઆરી મેહેલના ઝરૂખામાં આવીને ઉપનો પ્રકાર જોયો તેથી તે એકદમ ગુસ્સે થઇને લીલાવતી પાસે આવી; અહીં સુમતીવીલાસને મનાવ્યો, ત્યાં આલફ્રૂ આવ્યું; કામમસેના લીલાવતી પાસે આવી ને કહ્યુ.

**કામસેના**— **ગાયન.**

( રહેતુ દુર નિચ પાપીઓ ગમાર ) એ રાહ.

ચાલી જા તું ચાલી નીચ પાપીણી ગમાર

મેહેતાજી ભોળવવા કરે મનમાં વિચાર

ધિ:ક્કાર ધિ:ક્કાર તને હજારો ધિ:ક્કાર

આવી તું તો દ્વાર મારા, જોઈ તને ઉઠે જ્વાળા

જા જા જાણ્યા તારા ચાળા, ધાર્યા તેં કરમકાળાં
જાણ્યા તુજ વિચાર, નહી કાઢે કાંઇ સાર
જાણી તને હોશીઆર, નથી મેહેતાજી ગમાર
ચાલી જા અહીંથી નહી કાઢે ફળ સારાં જા જા જા

કામસેનાએ લીલાવતીને ચાલી જવાનું કહ્યું છતાં લીલાવતીએ જેમ સાંભળ્યુંજ ન હોય તેમ. ઉભી રહી ને પગને અંગુઠેથી ધરતી ખોતરવા લાગી, પેટ બતાવા માંડ્યું. આ જોઇ કામસેના વધારે ઉકળી અને કહયું રાંડ અહીઆ આ મેહેતાજીને ભોળવવા આવી હઇશ કેમ ! પણ નક્કી સમજજે કે અહીંથી કાંઇ ફીણી જવાની નથી.

લીલાવતીએ કહ્યું રાંડ રાંડ કોને કહે છે ? આખા જગતની રાંડ તો તું છું; જખની મારનારી ખોટા આળ ચઢાવે છે, ને નહી ફેણી જાઉ તો ભોગ તારા રાંડ મીઠા બોલી મીઠુ મીઠુ બોલી ભોળા દીલના મનુષ્યને ભોળવીને ફાંદામાં ફસાવનાર અને વ્હાલાંઓને તજાવનાર તું મને કહેનાર કોણ ? જગતરંડા તારૂ મુખ જોતાંજ મને તો બકારી આવે છે. રાંડ તને અડતા ન્હાવું પડે, ને તારા સોબતે ચઢનાર રૌ રૌ નર્કના અધિકારી થાય તેમા જરા પણ શક નથી.

કામસેન એ કહ્યું રાંડ ઠગણી એક મટુકીની મ્હોર લેવી છે કેમ ! મેહેતાજીને ઠગવા આવી હઇશ ખરી કે? એમ કોઈ ભોળવાય તેવું નથી.

લીલાવતીએ કહ્યું ઠગણી તો તુ છું; ભલ ભલાને ભોળવીને ભીખ માગતા કરવા તે તો તારો ધંધો છે ત્હારી સોબતથી કેટલાક ચોરી કરતાં શીખ્યા, કેટલાક જુગારી થયા, કેટલાક ઘરબાર વેચી બાવા બની ગયા, અને કેટલાકની રાંડો ઘેર તારા નામની પોક મુકી રડતી હશે;

ને કેટલાકને વેણુપાર કર્યા જગત રંડાને એવા ઘણાને તેં વેણુપાર કર્યા તો હવે શું મોઢું લઇને બોલવા આવી છું જખની મારનારી.

કામસેનાએ કહ્યું, આતો હું બોલતી નથી તેમ તેમ વધારે બોલતી જાય છે કેમ ? લીલાવતી કહે બોલી નાંખ્ય ! બાકી મુકતી નહી. એક બોલ બોલ્ય, ને સો બોલ સાંભળ્ય. કામસેના કહે શું તું સો બોલ સંભળાવીશ

**કામસેના—** ગાયન.

ક્ષત્રી કલંક.

બોલ્ય અલી કેમ આવી છું આ ઠાર,
ઠગારી ઠગવાને આવીરે
કીયા ભવનું તું વેર વાળનાર,
ઠગારી ઠગવાને આવીરે
મમ છેલાને શું છેતરે છીનાળા— ઠગારી.
ચાલી જા નીકર ખુટયો તારો કાળ— ઠગારી.
વદી સારાં સારાં દંભી વચન— ઠગારી.
ધારે મોળવવા મહેતાજીનું મન્ન— ઠગારી.
તારૂ ધુત મેં જાણી લીધું તમામ— ઠગારી.
નવ આવતી કદીએ આણે ઠામ— ઠગારી.

**લીલાવતી**—જાણ્યું જગ વહુ જખમારનાર—
રંડા છે ધીક ધીક તનેરે
તારા દમડા કરૂ ઉભે બજાર—
રંડા છે ધીક ધીક તનેરે
રાંડ આવવાની હું તો અહીં રોજ— રંડા.
એજ મેહેતાજીની સંગે માણું મોજ— રંડા.
તારૂ મુખ જોઈ આવે મને ખાર— રંડા.
તું તો નવા નવા મોટી કરનાર— રંડા.
રાંડ તારાથી જે રમનાર— રંડા.

તે તો એવું જગતનું જમનાર- રંડા.
રાંડ ઢેયડીને અડવું ઘટે નાહી- રંડા.
તારો સંગ નાંખે નરકની માંહી- રંડા.

---

કામસેના કહે શું આ તારા માંટી ખાંટી થાય છે તે તુ ભોળવવા આવી છું. લીલાવતીએ કહ્યું હા ! હા ! મારા માંટી છે. બોલ્ય શું કરવું છે. ને હવે તો તારા મમત ઉપર મેહેતાજી સાથે મોજ માણીશ જા તારાથી થાય તેમ કરી નાંખજે સમજી.

**કામસેના—** ગાયન.

રાગ ઉપરનો.

જાણું કરમ હું કાળાં કપટીનાર, ઠગારી ઠગવાને આવીરે
નોહ્ય નોહ્ય રાંડ તારા ભરથાર, ઠગારી ઠગવાને આવીરે
**લી**–રાંડ આંધળીને વળી હૈયા કુટ રંડા છે ધિક ધિક તનેરે
એ છે મારા ભરથાર મોથુ કુટ, રંડા છે ધીક ધીક તનેરે
**કામસેના**—નીચ જાત ખોટી નાર ભરવાડ, ઠગારી
ઠગવાને આવીરે
ચાલી જા તુ તુજ મટકી ઉપાડ, ઠગારી ઠગવાને આવીરે

---

કામસેનાએ મટુકીને લાત મારી, ફોડી અને લીલાવતીને ધક્કો મારવા આવી. ત્યાં સુમતીવીલાસ આવ્યો અને વેશ્યાને ધમકાવી અને નેતરની સોટી પોતાના હાથમાં હતી તે બે સોટીઓ જડાવી દીધી.

કપટકળાએ કહ્યું કેમ બ્હેન જોયું ! જોયા સ્વાર્થીના સ્વાર્થ ! તારાથી અધિક રૂપવાળી મળી, ત્યાં તને ખાસડાં ખાંધાવ્યાં. માટે કહું છું કે હજી પણ તું તેનો સંગ મુકીને આપણો ધંધો ગ્રહણ કર્યો.

કામસેનાએ કહ્યું કપટકળા ! તેનું કાંઇ નહી; તું એ વાત સ્વપ્ને પણ ઉચારતી નહી. દાઝયા ઉપર ડાહામ દેવા જેવાં વચનો કાઢતી નહી. તું તારી મેળે ચાલી જા, હું મારી મેળે મારૂ ફોડી લઈશ કપૈટકળાએ કહ્યું ખરૂ કહ્યુ ત્યાં ચટકો લાગ્યો. ભલે બાઇ જેવી તારી મરજી. એ પ્રમાણે વાતો કરતાં તે બંને રસ્તે પડયાં.

કામસેના ગઇ ત્યાં લીલાવતીએ કહ્યું શેઠજી હું રજા લઈશ. સુમતીવીલાસે કહ્યું સલુણી મનમાં લગારે ખોટું લાવશો નહી. એ રાંડ કર્કશા તો છેજ એવી એના બોલ્યા સામુ જોશો નહી. રાંડ વગર બોલાવે ચલાવે આવીને લવારો કરવા મંડી પડી. એ રાંડ નિર્લંજ છેજ એવી.

લીલાવતીએ કહ્યું મેહેતાજી હવેથી મારાથી અહીં અવાવાનું નથી. કારણ તમો એ નીચના આધિન રહ્યા એટલે રોજ અપમાન થાય અને મોહોરો પણ કયાંથી આપવાના હતા ! માટે મને જવાદ્યો.

સુમતીવીલાસે કહ્યું શું હું તેને આધિન ! ના ! ના ! સ્વપ્ને પણ સમતી નહી. રાંડને ગાંડ ઉપર બે ડંડા મારૂ સમજી; લે આ મુક્તાનો હાર સવા લાખ રૂપીઆની કીંમતનો પછી કાંઇ છે. ભલે ને રાંડ બસતી; તેનું ચાલે છે શું ? રોજ આવતી રહેજે, વળી બીજા દાગીના પણ આપીશ. જો જે એ કુટાથી લગાર પણ ડરતી ? અને આજની રાત તો રસીલી અહીજ રહો. એ કુલટાને એક પણ શબ્દ બોલવા નહી દઉ તેની ખાત્રી રાખજો.

લીલાવતીએ કહ્યું ! મારા હૈયાના હાર હું આપની વેચાણ છું પણ એ પાપીણીની નડવાની પીડા છે. તમારી નજર મારા ઉપર મીઠી હીમ જેવી છે, પણ પેલી કુલટાની નજર કેવી છે, તે તો તમે જોઇને !

સુમતી વીલાસ કહે ભલેને તેની તેવી નજર રહી. તેવી નજરને ગણુ છે કાણુ? ભલેને એના મનથી બીજા-સ કરતી, પણ એને ગાંઠે છે કાણુ? અને એ કુતરીના ભસવા સામુ જુવે છે પણુ કાણુ! પણ રસીલી આજની રાત્રી અહીઆં જ રહો ને સવારમાં વીસ મોહોર લઇ લેજો.

લીલાવતીએ કહ્યું નાથ? લ્યો આ વચન છે કે હું રોજ અહીં આવીશ. કદાપી આવ્યા શિવાય રહીશ નહી તે ખાત્રી માનજો. મારાં પુર્વેનાં પુન્ય જાગ્યાં, કે તમારા જેવા રસીક પતિ મળી ગયા.

સુમતી વીલાસ કહે સલુણી ચાલો ઘરમાં આવો; લીલાવતી કહે પેલી જોશે તો? સુમતી વીલાસ કહે જખમારે છે. લીલાવતી પતીનાં આવાં વાકયો સાંભળી ખુશી થઇ અને તે દંપતી ઘરમાં ગયાં.

## પ્રકરણુ ૨૭ મું.

## કામસેનાની બેચારીને સુમતીવાલાસને રજા આપવી

---



એ પ્રમાણે ગુણીકાને ઘેર લીલાવતી રોજ આવવા લાગી અને મોજ મઝા ઉડાવા લાગી; કામસેનાને લીલાવતીને જોઇને બળીને ખાખ થવા લાગી. અને મનમાં ને મનમાં પોતાના નશીબને દોશ દેવા લાગી. અરેરે એ મહીઆરીએ પતીને વશ કરી લીધા. હવે તો તે મારી સામે પણુ જોતાં નથી તેમ બંને જણાં મારી સામે નીર્લેજ બનીને મોજ મઝા ભોગવે છે, આનંદમાં મસ્ત થઇને ફરે છે. હું જ રાંડ એકલી બળીને ખાખ થઇ જઉ છું. એ રાંડ ભરવાડીએ પતિને વંશ કર્યો

છે, ને મારા ઉપર તો મીઠું વાટે છે. જો ઝાઝુ બોલુ છુ તો સાડા બાર વરસના પ્રેમને માંથે પાણી ફરે છે; હવે મારે શું કરવું, ભલા ભગવાન મને સુખણીને દુ:ખી શા માટે કરી. હું કદી પતિના વચનની ઉપર વટ થઈ નથી ને સતિની રીતીને તજી નથી, છતાં આવું નથી છતાં આવું દુ:ખ ક્યાંથી આવ્યું.

કપટકળાએ કહ્યું બ્હેન વાણીઆનો સંગ કર્યો ત્યારથીજ મારૂ કહેવું હતું કે તું સાર નહી કાઢે. જોયું ને ! ભરવાડી મળી ત્યાં તારા સામુ પણ જૂવે છે; રાંડ ભરવાડી બધું ફોલી ફોલીને ખઈ ગઇ ને તને ભીખ માગતી કરી; પણ તને હજી ભાન છે. ? કહીએ છીએ ત્યાં કરડવા દોડે છે. સતિ બનીને સાર કાઢજે હું તો કહેવાની સરી ગત, માનવું ન માનવું તે તારા હાથમાં છે. ( ત્યાં મહીઆરીનો સાદ સાંભળાય છે ?

**લીલાવતી–** ગાયન.

અમૃત સમ અતી આનંદકારી મનમોહન લ્યો મહી લાવી
મનમાંહી બળે વેરણુ મારી, લ્યો મન મોહન મહીલાવી
આ રાંડ છાલ નવ છોડે રે વશ કીધા મેહેતાજીને
મમ સાથે પ્રિત ન જોડે રે વશ કીધા મેહેતાજીને

કામસેનાએ કહ્યું—હજી આણે છાલ છોડયો નહી. નકી છેલને છટકાવીને લઇ જશે. ભલા ભગવાન હવે તેં હું શું કરૂ ! ( લીલાવતી અને સુમતીવીલાસ આવે છે )

**લીલાવતી** ગાયન

અમૃત સમ અતિ આનંદકારી મન મોહના લ્યો મહીલાવી
મન માંહી બળે વેરણુ મારી મન મોહન લ્યો મહીલાવી

**સુમતી**—મહીતારૂ છે અતિ સુખકારી મહીઆરી આવોપ્યારી

છો બળે એ જગરંડ ભારી મહીઆરી આવો પ્યારી

**લીલાવતી**—પ્યારીકહી નવ બોલાવોરે રંડા રીસ ઘણી કરશે

સુણે જગ લાડી જખધારીરે, વિણ મ્હોતે કોદી મરશે

**કપટકળા**—સુણ્યું જે કહ્યું મહીઆરીરે લુંટી ગઇ લક્ષ્મી

તારી હૈયા ફુટી તું હારી રે, વ્હોરી ભીખતણી વ્હારી

**કામસેના**—( લીલાવતીને )

છેડો માથે તે ધારીરે લોક લાજ પણ વીસારી

ભુરકી નાંખી તે ભારીરે બાજી હાથ કરી તારી

**લીલા**—મહીલ્યો મેહેતાજી મીઠું રે તનમનને ઠંડક વળશે

નવ જાણુતા આને અજીઠું રે જગ રંડા ઉભી બળશે.

---

સુમતી વીલાસે કહ્યું હે પ્રિયા ! તારી હંસગતી જેવી ચાલ ! રતિસમરૂપ ! એક ઘડી પણ વિસરતું નથી. હે ગજગમની તારાં નયનો કાળજુ વિંધી નાખે છે. તારૂ મંદહાસ્ય મનથી વીસરતુ નથી બસ તું તે તુંજ છું !

લીલાવતીએ કહ્યું પ્રાણ પ્રીતમ આવાં મીઠાં મીઠાં વચનો કહી મને વશ કરી છે. નક્કી તમે કાંક મોહનની કરી છે. જેથી ઘરનો ધણી પણ યાદ આવતો નથી. વ્હાલા ! તમારૂં હેત ઘડી પણ વિસરતું નથી, ને ઘેર જરા પણ ગોઠતુ નથી. જ્યારે તમારી પાસે આવું છું, ત્યારેજ મનને શાન્તિ મળે છે.

સુમતીવીલાસે કહ્યું પ્રિયા તે સઘળુ મન મળવાનુ જ કારણ છે. તું જ્યાં સુધી નથી આવતી ત્યાં સુધી મને પણ ચેન પડતું નથી, ને જીવને કંઇનુ કંઇ થઇ જાય છે, પણ તારા આવ્યાથી જીવને શાન્તિ મળે છે.

લીલાવતીએ કહ્યું નાથ ! હું જઉ છું તો મારા બદલામાં આ જગવહુ તો છેને ! સુમતીવીલાસે કહ્યું, એ

રાંડ તો આંખને દીઠી પણ ગમતી નથી. એના સંજોગથી ઉર ને ઉદાશી ઉત્પન્ન થાય છે. પ્રિયા તારા જેવું ઉમદુ રત્ન વિધિએ ભરવાડ જાતીમાં જતું કયાંથી નાંખ્યું ? જો ઉંચ જાતીમાં હોત તો તેની વાત જુદી હતી.

લીલાવતીએ કહ્યું નાથ ! શું આ જગતરંડા તમારા યોગ્યની હતી ? કે તમે તેની સાથે પ્રેમ જોડયો. સુમતીવીલાસે કહ્યું પ્યારી એવાં મેહેણાં મારવાં જવાદે. જે વખતે જે બનવાનું હતું તે બની ગયું. હવે ગઈ વાત નો વીચાર કરવાનો હોય ! ગઈ તક તો બ્રાહ્મણ પણ વાંચતા નથી. લીલાવતીએ કહ્યું નાથ એતું તો કાંઇ જ નથી કારણ કૃષ્ણજી કુબજા ઉપર મોહીત થયા હતા ને !

ઉપર પ્રમાણે લીલાવતી અને સુમતીવીલાસ આનંદની વાતો અનુભવતાં હતાં ત્યાં કામસેનાથી તેનું બોલવું ખમી શકાયું નહી ને તેણે એકદમ તેમની પાસે આવીને કહ્યું. રાંડ છીનાળ હજુ છાલ કેમ છોડતી નથી. તારૂ કોઇ નામ સરખું પણ લેતું નથી, તો તું શું કરવા અમારૂ નામ લેછે, અહીઆં તારા બાપનું શું ડાટયું છે કે રોજ અહીઆં આવે છે ?

સુમીતીવીલાસે કહ્યું ! જખની મારનારી ! એ રસીલી મહી વેચવા રોજ આવશે. તારા બાપનું શું લઇ જાય છે. કે તું ઉભીને ઉભી બળી જાય છે, લીલાવતીએ કહ્યું નાથ પ્રેમપોથીનો પાઠ શીખવા રોજ તમારી પાસે આવું છું. તેમાં એ રાંડના બાનું શું ઘટી જાય છે તે બળીને ખાખ થઇ જાય છે. રાંડનું ઘેંશના હાંડલા જેવું મોહું તો જુવો. સવારના પહોરમાં દર્શન થાય તો મરે કે માંદો થાય ! સુમતીવીલાસે કહ્યું એ રંડા તો ગતી વીનાની છે. રાંડ ઝેરીલી ભલે ઝેર કરતી. તું તારે રોજ આવ્યા કરજે, એ રાંડના બોલવા સામુ જોતી નહી. લીલાવંતીએ કહ્યું નાથ એ રાંડને કોણ ગણે છે, ને એ રાંડ પાસે આવે છે. કોણ ? હું તો મારા વ્હાલા માટે આવું છું. નાથ તમારા પ્રેમની બલીહારી છે.

---

ગાયન.—( અજબ ખુબી છે મેળમાં ) એ રાહ.

અકળી ખુબી તુમ પ્રેમમા સમજુથી સમજાય.

પ્રિત સાગરની લ્હેરમાં પ્રેમી જંન મલકાય
સકળ પુષ્પને દઈ તજી ભમર માલતી રહાય;
કામણગારા કાન્હજી કુબજામાં લોભાય.
પ્રેમ તુજ અજબ કામ પ્રેમ તુને પ્રણામ કરૂં,
તજાવે હામ દામ ધામ નામના નકકી ખરૂ;
નથી જોયા તાપ અને તાઢ મેંતો મુજ જન્મ ધરી.
આવું સત્ય પ્રેમની ખાતર હુંતો પ્રેમ ભરી,

કામસેનાએ કહ્યું રાંડ ઠગારી ઉઠ ચાલી જા. અમારે તારૂં મહી લેવું નથી. રાંડ મીઠું મીઠું બોલીને મેહેતાજીને ફોલી ખાધા. રાંડ કપટી-કપટે કરીને મેહેતાજીને ને મને ભીખ માગતાં કર્યાં. એમણે આખુ ઘર ગુમાવ્યું પણ પાછું વાળીને જોયું નહી.

સુમતીવીલાસે કહ્યું. ગાંડી એ મહીની ઉપમા થાય તેવી છે. માંખણ પણ એની તુલનામાં નથી, એની મીઠાશ આગળ દ્રાખ પણ તુચ્છ છે. આંબાની સાકર જેવી મીઠી સાખ પણ આ મહીની તોલે આવી શકે નહી તેમજ આ અમૃત જેવા ગોરસ આગળ દુધપાક પણ તુચ્છજ સમજુ છું. તું તારે ભલે ઉભી ને ઉભી બળી જા પણ એ મહી જમવાની અભિલાશા ત્રપ્ત થવાની નથી નથી ને નથીજ.

કામસેનાએ કહ્યું મને ભીખ માગતી કરનારજ તમે છો. મારી માલ મતા સર્વે આ રાંડના ઘરમાં ભરનાર જ તમે છો. રાંડને લાખ વખત ના કહ્યું પણ રાંડ નકટીએ છાલ છોડયો નહી. ને રાંડ ફોલી ફોલીને ખાઇ ગઇ. હવે તો હું પગે લાગીને કહું છું કે જાઓ બંને જણ મારા ઘરમાંથી ચાલ્યાં જાઓ. મારે તમારૂ કામ નથી, અને સાફ કહું છું કે નકટાં થઇ ફરીથી આ ઘરમાં આવશો નહી. જોઉં છું કે રાંડ મીઠું મીઠું બોલે છે તો મેહેતાજીનો ઘડો કરશે ને ? જાઓ શેઠજી આ તમારી રાંડ ને તમે. તે ખરી ને હું ખોટી તેનો પુરો અનુભવ થશે.

લીલાવતીએ કહ્યું હવે શું તારા ઘરમાં આગ્ય મુકવા આવીશું ! એતો હું આવતી હતી તે આ બ્હાનાને લીધે નહીતર તારા ઘરમાં પગ પણ કોણ મુકે ? તારા ઘરમાં પગ મુકે તે ચોર જુગારી કે ઉચક્કાઓ હોય તેજ મુકે અમારા જેવાનું કામ નહી સમજ્યાં જગલાડી ! એ પ્રમાણે કહી બંને જણ ત્યાંથી નીકળ્યાં.

## પ્રકરણ ૨૮ મું.

## લીલાવતી અને સુમતી વીલાસ.




મસેનાને ત્યાંથી નીકળી રસ્તામાં આવી લીલાવતીએ કહ્યું પ્રાણ પ્રભુ ! મારી સાથે ચાલો. અહીંઆં પાસેજ મારો એકાંત વાસ છે. પ્રાણ પ્રભુ કોઇ રીતે ઓછુ લાવતા નહી. ને રોજ એશ આરામ ભોગવી શું, અને મહી માંખણ ખાઓ અને મઝા કરો. નાથ કોઇ વાતની તુન્ય નથી. ધર્મ પસાએ સઉ છે, પૈસાની પણ કમીના નથી. માટે નાથ સુખેથી મારી પાછળ પાછળ ચાલ્યા આવો.

સુમતી વીલાસે કહ્યું. પ્રિયા ! તારે ઘેર આવવાનું મારૂ કામ નથી; આપણે એકાંત સ્થળ લઇને રહીએ અને તને ત્યાં છાની રાખી શકું, પણ તારે ઘેર તો હું નહીં આવું.

લીલાવતીએ કહ્યું નાથ હવે બધી લાલ્રરી જવા દો. હું કાંઇએ ગુણીકાથી ખોટી નથી. એ જગત રંડા કરતાં કાંક સારી છું. માટે નાથ સીધા સીધા મારી પાછળ આવો.

સુમતી વીલાસે કહ્યુ આપણુ બંનેનો સ્નેહ જગતમાં જણાવ્યામાં ફાયદો શો છે ? ગોળ જ્યાં ખઇએ ત્યાં સવાદતો સરખોજ આવવાનો. અંધારામાં પણ ગળ્યો લાગે, ને અજવાળામાં પણ ગળ્યો લાગે, માટે છાનો ખાવામાં ગેર ફાયદો શો છે ? વળી ઘરમાં તમારો ઘણી હશે ?

લીલાવતીએ કહ્યું નાથ ! તે વાતની ચીંતા કરવાની નથી. તેવાતે તો નિર્ભય રહેવા જેવું છે. ઘરમાં

નથી,ને આવવાનો પણ નથી. માટે અંતર નહી રાખતાં નાથ મારે ઘેર આવી અને સ્વર્ગનાં સુખ અનુભવો. તામારો હુકમ હું બરોબર ઉઠાવીશ. તે વાતમાં કચાશ નહી રાખું તે ખાત્રી પુર્વક માનશો. ને નીત્ય નીત્ય મહી માખણ ખાઇને શરીરમાં સુધારો કરો.

લીલાવતીના અત્યાગ્રહથી સુમતી વીલાસ લીલાવતીના એકાંત વાસમાં ગયો; લીલાવતીએ ઘરમાં જઇને સુમતી વીલાસને આસન નાંખી આપ્યું, અને તેના ઉપર બેસાડયો, અને પોતે તેના સામે બેઠી, અને તે દંપતી વાર્તા વિનોદમાં ગુંથાયાં.

લીલાવતીએ કહ્યું નાથ ! તમે તે પરણેલા છો કે કુંવારા તે કાંઇ સમજાતું નથી. જો પરણેલા હો તો આમ વેસ્યાને ઘેર પડી રહો નહી. અને આપે શામાટે સગાં વાહાલાંને મુકી ગુણીકાને ઘેર વાસ કર્યો તે પણ સમજાયું નહી, માંથાના મુગટ તમારાં માતા ! પીતા કયાં છે ! તમારૂ કુટુંબ ક્યાં છે ? તમારાં સબંધીઓ સર્વે કયાં છે તે કૃપા કરી સાચે સાચુ કહો. જો ખોટુ બોલો તો તમને મારા સોગન છે.

સુમતી વીલાસે કહ્યું પ્રીયા ! મારાં માવિત્ર પવિત્ર અને પુન્યાત્મા છે. ધર્મનાં ઘોરી છે, પણ આ વેસ્યાની સોબત થતાં આવચારી બનીને તજી દીધાં છે. તેઓ આ નગ્રીમાંજ રહે છે, અને સ્ત્રી એના પીઅરમાં રહે છે. મારી સ્ત્રીની આકૃતી તારા જેવીજ છે

લીલાવતીએ કહ્યું નાથ ! મસ્કરી શું કરો છો ? શું તમારી સ્ત્રીની આકૃતી મારા જે વીજ છે. સુમતી વીલાસે કહ્યું હા ! બરોબર તારા જેવી જ છે. લીલાવતીએ કહ્યું ત્યારે તો સારંગપુરનો શેઠ સોમદત્તશેઠની દીકરી લીલાવતી તો નહી !

સુમતીવીલાસે કહ્યુ હા ! હા ! એજ ! પણ તું તેને કયાંથી ઓળખે. લીવાવતીએ કહ્યું હું ઘણી વખત સારંગપુર જઉ છું ને તેને ને મારે તો બેહેનપણાં છે. એતો સાક્ષાત શીયળવતી સતી છે. નાથ ! તમે તેનો શો અવગુણ જોઇને તેનો ત્યાગ કર્યો ! તમને એવું કરવું ઘટે !

નાથ કહોતો તેને અહીઆં તેડાવું.

સુમતીવીલાસે કહ્યું પ્યારી આપણે તેનું શું કામ છે ! સુતેલા સાપને જગાડવાથી કોક વિઘ્ન નડે, માટે કાંઈ જરૂર નથી. આપણે અહીંઆં નિત્ય ભાવતાં ભોજન જમીશું અને હરહમેશ રંગે રમીશું આપણાં બેનુ મન મળ્યું છે, તો ,એનું કાંઈ કામ નથી.

**લીલાવતી—** મરાઠી સાખી.

મન કાચ્યુ નવ કરીએ સ્વામી વાત કહુ સત્ય નાથ
યાદશક્તિ કાંઇ ઉર મહી લાવો પરણ્યા પીયુ મમ સાથ
પતિ હું સતિ નારી સ્વામી માટે થઇ મહીઆરી

સુમતીવીલાસે કહ્યું પ્યારી આ તું શું કહે છે ? શું મને બનાવે છે ? શું તું મારી સાથે પરણી ! લીલાવતી કહે હા નાથ હા હજુ તમારી ખાત્રી ન થતાં હોય, તો વધારે નીશાનીઓ આપું તો તો માનશોને ?

મરાઠી સાખી.

ચોરો વચ્ચે હાથ દખાવ્યો, વળી લીંચોળે લીંની
તમોએ મને રોકી રાખી ચાલી ગઈ ચીર ખીંચી
અરધાએ મુકી નાથ બધુ શુ ગયા ચુકી

**સુમતી—** **મરાઠી સાખી.**

વિસ્મય થાઉ સાંભળી વ્હાલી દંપતી આપણ મળીઆં
પ્રેમવત તું પુરણ પ્રેમદા પરભવ પાતીક ટળીઆં
દુઃખ સરવ દળીયાં, પુરણ પુન્ય તારાં ફળીઆં
કેમ કહ્યું નહી પહેલું આવી કપટ નહી કાંઇ જાણ્યું
મહીઆરીનો વેશ ભજાવ્યો પુરો મેં તે પીછાણ્યું
પ્રિયા ધન્ય ધન્ય તુજને, ભોળવી લાવી તું મુજને
વેસ્યા સંગ તજાવ્યો તે તો ભવ તારો સુધાર્યો
હુંજ અભાગી સર્વે તજીને વેસ્યા સંગે ભવ હાર્યો
હવે કેમ મનવાળું કેમ બતાવું મુખ કાળું.

લીલાવતીએ કહ્યું નાથ ! હવે પશ્ચાતાપ જવાદો. વૃદ્ધનાં પુન્ય પસાયે સૌ સારૂ થયું. જો હું એમને એમ કપટ કર્યા શીવાય ત્યાં આવી હોત તો વેસ્યાના પાસને લીધે મને કદાપી કાળે સ્વીકારત નહી, તેથીજ આ મહી-

આરાનો સ્વાગ લેવો પડયો.

**મરાઠી સાખી.**

સફળ વાત છે સત્યજ તારી અક્કલ ગઈ મમ મારી
ધન્ય ધન્ય છે પતિવ્રતા નારી મતી મુજ સુધારી
કલંક કુળનું કાપ્યું, શાબાસી હું તને આપું

લીલાવતીએ કહ્યું નાથ ! ગયું ધન પાછુ મળ્યું એથી અધિક લાભ બીજો કયો હોય ! નાજુક નગીના ! તમો મળ્યા તે મને બધુએ મળ્યું છે. બીજી કાંઇ અપેક્ષા નથી. સતિને પતિથી અધિક બીજી કાંઈ વસ્તુ હોયજ નહી. જીન ધર્મનો બોધ ગ્રહણ કરીશું, અને સાતે ક્ષેત્ર ધન વાવરીશું અને હર હમેશ પ્રભુની પુજા કરીશું. નાથ! હવે માતા પીતા પાસે જઇને આજ સુધી તેમની અવજ્ઞા કરી તેની માફી માગીલ્યો અને સંસારમાં ચિત્ત પરોવો.

સુમતીવીલાસે કહ્યું પ્રિયા ! મેં માતા પીતાને ઘણાં ઘણાં દુઃખી કર્યાં, હવે તે આ કાળું મોઢુ તેમને કેવીરીતે બતાવું. લીલાવતીએ કહ્યું નાથ છોરૂ કછોરૂ ભલે થાય પણ માવિતર કમાવીતર કદાપી કદાપી::કાળે નજ થાય માટે નાથ તેમની માફી માગી તેમના ચિત્તને શાન્તિ આપો.

લીલાવતીના બોધથી સુમતિવીલાસ પોતાનાં માતા પીતા પાસે ગયો અને લીલાવતી પણ મહીઆરીનો વેશ બદલી સાસુ સસરાની આશીશ લેવા તેની સાથે ગઈ.

## પ્રકરણ. ૨૯ મું.

### કામસેના અને કપટકળા.



સુમતીવીલાસને લઇ લીલાવતી ઘેર આવી ત્યારથી કામસેનાને જે દર્શનનું સુખ હતું તે પણ ગયું તેથી તેના મન ઘણો ખેદ. થવા લાગ્યો. થોડીવારે તેને જાણ પડી કે મહીઆરી બનીને આવી હતી તે મહીઆરી નહોતી પણ તેની પરણેત સ્ત્રી લીલાવતીજ હતી.

આ સાંભળી તેને વધુ ખેદ થયો. અને કપટકળાને કહ્યું. બ્હેન ! તેની સ્ત્રી આવીને ખુશીઆરીથી તેના પતિને બોળવીને ચાલી ગઇ,ને મને રખડતી કરી;હવે મારૂં શું થશે?

કામસેનાએ કહ્યું બ્હેન ફીકર શી છે. તે બધી દરકાર છોડી કુલાચાર ગ્રહણ કરો, ને પૈશા પ્રાપ્ત કરો. તારા રૂપ લાવણથી તને એવા હજારો યાર મળશે, માટે તે વેપાર આદરો, ને તેથીજ તું સુખી થઈશ. માટે બજારમાં બેશીને કુળાચાર ગ્રહણ કરો તે શીવાય બીજો ઉપાય નથી. નાહક શા માટે કલેશ કરે છે !

કામસેનાએ કહ્યું બ્હેન ! બ્હેન ! આતું શું લવે છે. શું મને એવો નીચ ધંધો કરવાનું સુચન આપે છે ? નાના તે કદાપી કાળે ગ્રહણ કરીશ નહી. મારા કરમના લેખ કાળા ઉતરડયા કે હું વેસ્યાને ઘેર જન્મી. ભલા ભગવાન હવે મારૂ શું થશે. અને દિવશો કેવી રીતે જશે.

કપટકળાએ કહ્યું બ્હેન શા ખોટે ઠેકાણે જન્મી છું. ગુણીકા જો કે જગતના ધારવવામાં તુચ્છ ખરી, પણ તેના જેવી મઝા કોને છે ? તેનામાં જે સુખ સમાયેલું છે તેવું સુખ બાજે કયાં છે ? નવ નવા નગીનાઓથી નેહ બીજે ઠેકાણે કયાંથી મળે ?

કામસેનાએ કહ્યું નવા નગીઓનો નેહતો ખરો, પણ તે નીચનોને ? મુરખ, નાદાન, ગમાર એવા મુરખના સરદારોનો ને ! બીજા ગુણીજનોનો તો નહીને. કપકળાએ કહ્યું કેમ ?

કામસેનાએ કહ્યું બ્હેન જેટલા માણુસો પાતરની સાથે પ્રિતી કરે તે બધા મુરખના સરદાર જાણવા; કારણ તે શીવાય બીજાઓ કરે નહી. જે માણસો નીતિ રીતી તજે તેજ વેસ્યાને ઘેર જાય તે શીવાય કદાપી કાળે જાય નહી ને તે માણુસો છેવટ દુઃખી થઈ કુતરાના મ્હોતે મરે.

પરણી ઘરણીને તજી સુભાગી નર તો કદાપીકાળે વેસ્યાને ઘેર જાયજ નહી, પણ કોક નીરભાગી હોય તેજ જાય. પરણી ઘરણીમાં ત્રપ્તી નહી માની ઓકયા ધાનને ગળવા જેવું ગણીકા ગમન જેથી જાન માલની ખુવારી

થાય તે કરવા તૈયાર થાય, એવા મુરખના સરદારવિચાર નહિ લાવીનેજ ગુણીકા ઘરે પ્રવેશ કરે છે.

કપટકળાએ કહ્યું બ્હેન ! ગમે તેમ હો પણ આપણને તો પૈસો મળ્યો એટલે બસ. વર મરો, કન્યા મરો. પણ ગોરનું તરભાણું ભરો તે કહેવાનુ સાર વર્તવું એ આપણો કુળાચાર છે.

**કામસેના—** **ગાયન.**

બળ્યો કુળાચાર વેશ્યા નારીનો નીત્ય નવા ભરથાર.
નિર્લજ બની બજારમાં શી બોલાવવા નિત્ય યાર
પ્રજળે મનડુ મારૂરે લાગે આ જગત ખારૂ
આપણી સાથેઆવીને બેસે લુચ્ચા જુગારી નાદાર
તેમનોને સાથે આપણો પણ કો વિશ્વાસ નવ લહે લગાર—
પહેરી ઓઢીને નીકળો બજારે ધારી રતી સમ રૂપ
શાણા અને સમજુ જન સમજે વૈશ્યા નરકનો કુપ—
હીણા પ્રસંગથી ઉત્તમ કુળની ઓછી અક્કલની નાર
બને વેશ્યા વ્હાલાં તજીને તજી વ્હાલો કુળાચાર—
યોવનમાં તે સુખજ માને પણ યોવન જ્યારે જાય
રોમ રોમ કીડા પડે નિજ કાયે ત્યારે પુરી પસ્તાય
પરભવ પાપે પામી આ ભવ નિચ વેસ્યા અવતાર—
આ ભવ એવાં પાતિક બાંધુ પામુ ગતી શું સાર—

માટે બ્હેન પર ભવનાં પાપે આ ગતીને પામી છું, ને આ ભવમાં પણ એવાં પાતિક બાધુ તો પરભવ મારી શી ગતી થાય ! માટે બ્હેન મને તો કાંઇ સુઝતુ નથી ને મન મુઝાય છે. બ્હેન હવે ધર્મ ધ્યાન કરવા શીવાય બીજો ઉપાય જોતી નથી. માટે બ્હેન હવે તો તેજ સાચા પ્રભુમાં ચિત્ત પરોવી પરભવનું પુન્યનું ભાતું બાંધીએ કપટકળાએ કહ્યું જેવી તમારી મરજી. બ્હેન મુઝાશો નહી ને ચાલો હવે તો તેમાંજ ચિત પરોવી તે નોધારના આધારનું શરણું ચાહી સાચા દિલથી તેનું સ્મરણ કરીએ.

એ પ્રમાણે નિશ્ચય કરી તેમણે ધર્મ ધ્યાનમાં ચિત્ત પરોવ્યું તેથી તેમણે પોતાનો પરભવ સુધારીને સુભગતીને પામ્યાં.

વ્હાલા વાંચક વૃંદ જેવી રીતે કામસેના વેશ્યાનો

અવતાર છતાં પાપમાં પાછી રહીને સાચા દિલથી સ્મરણ કર્યું, ને એક આકીને રહી અને પાપ કર્મ તજયાં, તે મોક્ષપદને પામી; તેમ તમો પણ કરેલ પાપ કર્મનો પસ્તાવો કરી ધર્મ ધ્યાનમાં ચિત્ત લગાડશો,તો તમોને પણ તે ગતીપ્રાપ્ત થશે થાટે હમેશાં ધર્મ ધ્યાનમાં પ્રવર્તથવું.અસ્તુ.

## પ્રકરણ ૩૦ મુ.

## સુમતીવીલાસ માત પીતા પાસે.

સુમતીવીલાસ અને લીલાવતી સદાફળ શેઠ અને સેજલદે શેઠાણી પાસે આવવા નીકળ્યાં હતાં તે ઘર આગળ આવ્યાં, ત્યાં છેટેથી લાલબાની નજરે પડયાં. લાલબાએ કહ્યું બાપાજી ! બાપાજી ! માજી ! માજી ! મારી ભાભી મારા ભાઇને તેડી લાવી. સેજલદેએ કહ્યું કય છે ? લાલબાએ કહ્યું જૂવો પેલાં આવે ?

સુમતીવીલાસને આવતો જોઈ સર્વે રાજી થયાં; યાં સુમતીવીલાસ આવી માતા પીતાના ચરણમાં પડયો.

સદાફળ શેઠે તેને હાથ ઝાલીને ઉભો કર્યો અને શેઠ શેઠાણીએ આશીશ આપી, ને લીવાવતીને પણ આશીશ આપી; સુમતી વિલાસે કહ્યું માતા પીતા ! મે કુલાંગારે તમારી ઇજત આબરૂ ધુળ મેળવી તમોને દુઃખી કર્યા; માતાજી જે આશાએ તમો એ ઉછેર્યો તે આશા મેં અભાગીએ પુરી ન કરી ને, તમારી અવજ્ઞા કરી, માતા પીતા તમોને બહુ બહુ સંતાપ્યાં, નીચ વૈસ્યાની સોબતે રહી નીચ બન્યો, હવે મારૂં શું થશે !

સદાફળ શેઠે કહ્યું દીકરા હશેથી પાંસરી રીતે વર્તી કરેલ પાપનો પ્રશ્ચાતાપ કરશો તો તે પાપ દુર થશે ને મુની મહારાજ પાસે જઇ પાપનું આલોવણ કરો.

સજઅદેએ કહ્યું સુકુળ વધુ તમારાં પુન્ય પસાયે આ દિવશ આવ્યો; દુઃખ સદાને માટે દુર થયું, અને પરમ સુખ સર્વેને પ્રાપ્ત થયું.

લીલાવતીએ કહ્યું માતાજી પીતાજી ! એ બધો તમારાં વૃદ્ધનાં પુન્યનોજ પ્રતાપ છે. હું તો અજ્ઞાન બાળક છું.

સેજલદેએ પોતાના પતીને કહ્યુ સ્વામી નાથ, લીલા-

વતીને શ્રીમંત છે, તો સોમદત્ત શેઠને આ શુભ સમાચાર જણાવો અને આવા શુભ અવસર ઉપર આ મંત્રણુ કરો સદાફળ શેઠે તુરત સોમદત્ત શેઠને પત્ર લખ્યો અને સર્વે જણા મુની મહારાજને વાંદવા ગયાં.

મુની મહારાજ પાસે જઈ તેમને વંદન કર્યું, અને ધર્મ દેશના સાંભળી સર્વે જણાંપરમ આનંદ પામ્યાં. સુમતી વીલાસે પાપનું આલોવણુ કર્યું અને સર્વે જણ ઘેર આવ્યાં.

લીલાવતી અને સુમતી વીલાસે સારી રીતે ધર્મ ધ્યાન કરવા માંડયું અને સુમતી વીલાસે પોતાના પીતાજી ના માંથેથી સંસાર તો સાગો ઉપાડી ઘરનો ભાર પોતાનામ માંથે વ્હોરી લીધો.

થોડા દિવસ વ્યતિત થયા ત્યાં સારંગપુરથી લીલાવતીના શ્રીમંત ઉપર સોમદત્ત શેઠ, સુભગા શેઠાણી અને લીલાવતીની સખી ગુણુમંજરી આવી પહોચ્યા.

લીલાવતીનાં માત પીતા આવી પહોચતાં લીલાવતી માતા પીતાને પગે લાગી અને સખીને ભેટી પડી. દીકરીને સુખી થયેલી જોઇ સોમદત્તશેઠ અને સુભગા શેઠાણી અત્યાનંદ પામ્યાં. ત્યાં સદાફળ સેજલદે અને સુમતીવીલાસ એ ત્રણે આવી પહોંચ્યાં. પુરૂપ પુરૂપ વર્ગને અને સ્ત્રી સ્ત્રી વર્ગને મળયો ભેટયો અને સર્વે પરમ આનંદ પામ્યાં

લીલાવતીનો ખોળો ભર્યો અને રાખડી બાંધીને તેના શ્રીમંતમાં સદાફળ શેઠે સારૂ વિત્ત વાવર્યું. અને આખા નગ્રને જમાડયું.

નવમો માસ બેસતાં સોમદત્તશેઠે લીલાવતીને સારંગપુર તેડી ગયા અને પુર્ણ માસે તેણે પુત્ર રત્નને જન્મ આપ્યો.

પુત્ર પાંચ માસનો થતાં પુત્રને તેડી લીલાવતી કોસંબી નગ્રીએ આવી. પુત્રને જોઈ સદાફળ અને સેજલદેનેં દાદી થવાનો કોડ ભગવાને પુરો કર્યો તેથી ઇશ્વરનો આભાર માન્યો. અને અત્યાનંદ પામ્યો.

એ પ્રમાણે દિવશો ઉપર દીવશો વ્યતિત થવા લાગ્યા ત્યાં લીલાવતીને ઓધાન રહ્યું, તેમા પણ પુત્ર રત્ન પ્રાપ્ત થયું. બીજા પુત્રના જન્મ બાદ સદાફળ અને સેજલદે શેઠાણી મોક્ષ પદને પ્રાપ્ત થયાં. માતા પીતાના મંરણથી

લીલાવતી અને સુમતીવીલાસને ઘણું લાગી આવ્યું પણ તે તો જીતી ગયાં અને પુત્રના પુત્રને રમાડીને ગયાં તેથી તેમનો શોક કમી થયો.

માતપીતા પાછળ સુમતીવીલાસે સારૂ વિત્ત ખર્ચ કર્યું અને સારી નામના મેળવી. વીસ વીસ ગાઉ ફરતાં ગામના લોકોને નોતર્યા અને સારૂ જમણુ કરી સર્વ તરફની વાહ વાહ કેહેવડાવી.

એ પ્રમાણે લીલાવતીને ચાર પુત્ર અને એક પુત્રી થઈ. મોહોટો પુત્ર વીસ વરસની ઉમ્મરનો થયો ત્યાં સર્વે જણાં મુનીને વાંદવા માટે ગયાં.

મુની રાજ પાસે જઇ સપ્રેમ તેમની વંદણા કરી અને ધર્મ દેશના સાંભળવા માંડી મુની મહારાજે ધર્મ દેશના દેવી શરૂ કરી.

સાધુજીએ ઉત્તમ પ્રકારની ધર્મ દેશના આપી ધર્મ દેશનામાં સંજમ, તપ, જ્ઞાન વિગેરે ખુલાસાવાર સમજાવ્યા સાધુજીની દેશના સાંભળી લીલાવતીને અને સુમતીવીલાસને વૈરાગ ઉત્પન્ન થયો. અને સંજમ લેવા મન સાથે નિશ્ચય કર્યો.

ઘેર આવી સુમતીવીલાસે ઘરનો બધો ભાર પોતાના છોકરાને સોંપી દીધો અને પોતાનો સંજમ લેવાનો વિચાર દર્શાવ્યો.

સંજમની વાત સાંભળી છોકરો ખેદીત થયો અને કહ્યું પીતાજી હવણાં સંજમ લેવો રહેવા દ્યો તાત ! વડીલ વીનાનો સંસાર તે કેવી રીતે નીભશે ? તાત ! ઘરમાં કોન પુછીને કામકાજ ચલાવીશ માટે તાત હાલમાં સંજમ લેવો રેહેવા દ્યો.

સુમતીવીલાસે કહ્યું પુત્ર ! ધર્મના કાર્યમાં ઢીલ ન કરવી. જો આ સંસાર અસાર છે માથે કાળ શત્રુ ના કરે છે. તો આ કાયા ક્યારે પડશે તેનો નિશ્ચય ! માટે પુત્ર જગતની માયા તે મીથ્યા છે. સો સ્વાર્થનું જ સગુ છે. કાયા પડતાં સ્વાર્થ ત્રુટે છે ને તે તુટયા પછી આત્માની કાયાને કોઇ અંધરતું નથી. માટે પુત્ર ખુશી થઈ અમોને આજ્ઞા આપો.

પુત્રે કહયું વ્હાલાં માતા પીતા ! તમે સંજમ ગ્રહી સુખીઆં થશો પણ આ સંસાર અટવીમાં અમારી શું વલ્હે સંસાર અટવીનો રસ્તો વિકટ છે, હજારો ખાડા ટેકરા નડે છે તો તમો વૃદ્ધ શિવાય તે ખાડા ટેકરા કેવી રીતે ઓળંગાશે ? માતા પીતા ! સંસાર સાગર તરવાને તમે તો સંજમ રૂપી નાવ ગ્રહણ કરવા વિચાર કર્યો પણ અમારી શું વલ્હે !

સુમતિવીલાસે કહયું વલ્હે શી થવી છે ? સંસારમાં નીતિ રિતિથી ચાલી વડીલની આબરૂ દિપાવજો, અને પુર્વનું ભાતું પુન્ય કર્મ સંચિત કરશો તો સઉ સારૂ થશે. અને તેજ પ્રમાણે વર્તવાની હમારી શીખામણ માની તે પ્રમાણે જ વર્તશો. હવે હમેન આજ્ઞા આપો સર્વ જેણે તેમને આજ્ઞા આપી. આજ્ઞા મળતાં તે બંને દંપતિએ દિક્ષા અંગીકાર કરી. અને તે રૂડી રીતે પાળી કેવળી પદને પ્રાપ્ત થયાં.

વ્હાલા વાંચકવૃંદ લીલાવતીનું ચરિત્ર વાંચ્યું. તેમાં લીલાવતીએ દુખો સહન કર્યા છે. અને ધર્મ પસાયે પાછી કેવી સફળતા પામી છે, તો તમો પણ નિતિ, રિતિ ધર્મ ધ્યાનમાં પ્રવર્તશો તો મોક્ષ પદને પ્રાપ્ત થશો. અસ્તુ,

કર્તા—

## સ્તુતી.

( નવો એક નરમેં જોયોરે ) એ રાહ.

પ્રભુ સ્હાય કીધી ભારીરે (૨) કીધી ભારી,
ચિત્તમાં ધારી, અર્જ અવધારીરે.
સતિ લીલાવતી, જે અતિ ગુણવંતી લખ્યો તેનો ચિતાર
ધર્મની ધોરી, એ સતી નારી, પહોંચી પ્રિતે ભવપાર—પ્રભુ
ધર્મ પસાયે, કાર્ય સૌ થાયે, સત્ય સ્હાયે જગરાય
સત્ય સહાયક શ્રી જગનાયક, દાસ ચરણ તુમ ચહાય
જેઠાજ માગે પ્રભુજી આગે, સાફલ્યતા ધરી આશ .
સફળ કરો મમ શ્રમ સુખદાયક, જાણી મને દિનદાસ—પ્રભુ

# સમાપ્ત.